# જીવનનો ઝંકાર

મંત્રી પંડિતપ્રવર શ્રદ્ધેય

શ્રી પુષ્કર મુનિજી

સંપાદકઃ
દેવેન્દ્ર મુનિ શાસ્ત્રી સાહિત્યરત્ન
પંડિત મુનિ નેમિચંદજી



-: પ્રાપ્તિસ્થાન :-

વર્ધમાન સ્થાનકવાસી જૈન
શ્રાવક સંઘ મજલ.

પ્રકાશક :
ધનરાજ ધાસીરામ કોઠારી,
શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર,
ગાંધી માર્ગ, અમદાવાદ–૧

આવૃતિ પહેલી : ૧૯૬૩.

કિંમત ૪–૫૦
[ ચાર રૂપિયા પચાસ નયા પૈસા ]



મુદ્રક :
મફતલાલ ઝવેરચંદ ગાંધી,
નયન પ્રિન્ટીંગ પ્રેસ,
ઢીકવાવાડી, ગાંધીરોડ,
અમદાવાદ.

# સંપાદકની કલમે

સંસ્કૃતિ જીવનની સૌરભ છે. મનનું માધુર્ય છે. હૃદયની પવિત્રતા છે. સાહિત્યનો પ્રકાશ છે. સભ્યતાની પ્રયોગશાળા છે. સમાજની ક્રાંતિ છે. શાસ્ત્રનો આધાર છે. ભાવનાનું ઉપવન છે. અને આત્માની શક્તિ છે.

સંસ્કૃતિ એ વિદ્વત્તાનો–પાંડિત્યનો પર્યાયવાચક શબ્દ નથી. ગણીગાંઠી વ્યક્તિઓની જન્મ–મૃત્યુની તિથિનું સ્મરણ કરવું એ જ સંસ્કૃતિ નથી. મોટીમોટી સુંદર કલ્પનાઓના ઘોડા દોડાવવા એ પણ સંસ્કૃતિ નથી. જીવનમાં જે ઊંચા સંસ્કારોનું સિંચન કરે, વિવેકબુદ્ધિને જાગૃત કરે અને આત્મનિરીક્ષણની પ્રબળ પ્રેરણા આપે એ જ સંસ્કૃતિ છે.

ભારતીય સંસ્કૃતિ વિશ્વની એક મહાન સંસ્કૃતિ છે. આ સંસ્કૃતિ જૂના જમાનાથી જ શુક્રના તારાની જેમ પોતાના તેજ અને પ્રભાવથી સમગ્ર વિશ્વને આકર્ષી રહી છે. તેનો પ્રકાશ દૂર–સુદૂરનાં ક્ષેત્રોમાં પણ પ્રસરેલો છે. તેણે કેટલાય રાષ્ટ્રો અને માનવ-જાતિઓને માર્ગદર્શન આપ્યું છે. ભારતીય સંસ્કૃતિ માનવસંસ્કૃતિ છે. માણસ જ સંપૂર્ણ જ્ઞાન, વિજ્ઞાન, ધર્મ અને શાસ્ત્રોનો ધડવૈયો છે, તે ચમત્કારોનો સર્જક છે અને પ્રકૃતિની શક્તિઓનો સંચાલક છે. માનવીને હરાવી શકે તેવું આ દુનિયામાં કોઈ જ શ્રેષ્ઠ પ્રાણી નથી. न मानुषात् श्रेष्ठतरं हि किंचित्।

સંસ્કૃતિ, માનવજીવનમા અભિનવ ક્રાંતિ જન્માવે છે. તે મનોવૃત્તિઓને બદલી નાખે છે. જીવનને પવિત્ર કાર્યોથી શોભાયમાન કરે છે અને વિચારોમાં વિશુદ્ધિ લાવે છે. સંસ્કૃતિપ્રિય વ્યક્તિનું જીવન કલાત્મક હોય છે. આ જીવન અગરબત્તી જેવું સુગંધમય, તાજા ગુલાબ જેવું ખીલેલું, સાકર કે મધ જેવું મીઠું, મલમલ જેવું મુલાયમ, સૂર્ય જેવું તેજસ્વી, દીવા જેવું પ્રકાશમાન, ચંદ્ર જેવું

શીતળ, સિંહ જેવો નિર્ગ્રંથ અને કમળ જેવું નિર્લેપ હોય છે અને તેના જીવનમાં આચારની પવિત્ર ગંગા સાથે વિચારની યમુનાનો સુભગ સમન્વય થાય છે.

જગતના બુદ્ધિશાળી ચિંતકોએ માનવજીવનનું પૃથક્કરણ કર્યું છે. આ પૃથક્કરણ પ્રયોગશાળાની પેલી કાચની નળીમાં થતું નથી; પરંતુ 'सत्यं शिवं सुन्दरम्'ની કસોટી પર કસીને થાય છે. તેમણે કહ્યું : 'માનવીનુ જીવન આદર્શોના બીબામાં ઢાળેલા જેવું નથી; તે તો વૃક્ષ પર ખીલેલાં ફૂલ જેવું છે. બટન દબાવતાં જ ખેંચી શકાય તેવો ફોટો નથી; પીંછી અને આંગળીઓની કારીગરીથી દોરવામાં આવેલું ચિત્ર છે.

માનવ પ્રકૃતિ અને પરમાત્મા વચ્ચેની અજબ કડી છે. તેની એક તરફ દેવ છે અને બીજી તરફ દાનવ છે. એક તરફ શિવ છે અને બીજી તરફ શયતાન છે. માનવ વચ્ચોવચ ઊભો છે. તે ગમે તે તરફ વળી શકે તેમ છે. તે દેવ પણ બની શકે છે અને રાક્ષસ પણ દેવ બનવામા તેનો વિજય છે અને રાક્ષસ બનવામાં તેનો પરાજય છે દેવત્વની સ્થાપના કરીને દાનવતાનો નાશ કરવા મ ટે કટિબદ્ધ થવું એમાં જ માનવતા છે, સંસ્કૃતિ છે.

સાહિત્યની પરિભાષામાં કહેવું હોય તો આ પ્રમાણે કહી શકાય: સંસ્કૃતિનું ફૂલ સત્સંસ્કારો–સુસંસ્કારોની વેલ પર જ પાંગરે છે, ખીલે છે અને મહેકે છે. વીસમી સદીને વિજ્ઞાનનું વરદાન મળ્યું છે. રોકેટ, ઉપગ્રહ અને એટમ બોંબની મોસમ તો પૂરબહારમા ખીલી છે; પરંતુ સંસ્કારી જીવનના અભાવે તે બુદ્ધિશાળી વિચારકોના માથાના દુખાવાનું કારણ બની ગઈ છે. વિશ્વનું ભાવિ ઘડનારા જ્યોતિર્ધરો ચિંતાતુર બન્યા છે. વિજ્ઞાન આજે સર્જન તરફ નહીં પરંતુ વિનાશ તરફ આગળ વધી રહ્યું છે. આ કારણને લીધે જીવનવીણામાંથી પ્રેમનો ઝંકાર નીકળતો નથી. પ્રેમનો

સ્વર નીકળતો નથી. આ ગ્રંથમાં જીવનવિષયક આ સનાતન અને આદર્શ પાસા પર નિર્દેશ દૃષ્ટિકોણથી વિચાર કરવામાં આવ્યો છે. રૂપકોના માધ્યમનો આશ્રય લઈને વિષયને મધુર અને સુ-રસ બનાવવામાં આવ્યો છે. હરકોઈ પ્રવચનમાંથી વિદ્વાન્ પ્રવચનકારની વિદ્વત્તા અને ગંભીર મનનનો પરિચય મળી રહે છે.

પરમ શ્રદ્ધેય મંત્રી પંડિતપ્રવર શ્રી પુષ્કર મુનિજીનાં આ પ્રવચનોમાં સુષુપ્તાવસ્થામાં પડેલી લાગણીઓને જગાડવાની અદ્‌ભુત શક્તિ છે, મધુર ચેતવણી છે અને સમાજનાં અનિષ્ટો પ્રત્યે તીવ્ર કટાક્ષ છે. આ પ્રવચનો નિરાશ અને હતાશ વ્યક્તિઓને ધીરજ આપશે, પરાજિત થયેલાંને વિજયના પંથે જવાની પ્રેરણા આપશે, હતોત્સાહ હૃદયોમાં વિદ્યુત્ શક્તિનો સંચાર કરશે અને જન-જાગૃતિના કાર્યમાં રણભેરીની ગરજ સારશે. આ પ્રવચનો જીવનને સાચા અર્થમા સુસંસ્કૃત બનાવશે.

આ પુસ્તકના સંપાદનમાં પ્રેમાળ હૃદયી સર્વોદય સંત શ્રી નેમિચંદ્રજીએ મને ઘણો સહકાર આપ્યો છે. તેમનો આ હાર્દિક પ્રેમ ભૂલી શકાય તેમ નથી. સૌજન્યમૂર્તિ શ્રી હીરામુનિજી, સાહિત્યરત્ન શાસ્ત્રી ગણેશમુનિજી અને નવદીક્ષિત ચેતનમુનિજીનો મીઠો સહકાર પણ કેમ ભૂલી શકાય?

શ્રી નટવરલાલ જાનીએ આ પુસ્તકનો અનુવાદ કર્યો છે. તેમણે લીધેલા શ્રમનું વિસ્મરણ નજ થઈ શકે.

જૈન સ્થાનક
અજિતગઢ
૧૯-૪-'૬૩

દેવેન્દ્ર મુનિ
શાસ્ત્રી, સાહિત્યરત્ન

# અનુક્રમ

[ ૧ ]

## જીવનનો ઝંકાર

માનવજીવન એક સમસ્યા છે. આ સમસ્યાનો ઉકેલ લાવવા માટે લાંબા-ઘણા લાંબા સમયથી હરકોઈ ધર્મ-પ્રવર્તક, તીર્થંકર, પેગંબર, ઋષિ, મુનિ કે સંતે પ્રયત્ન કર્યો છે. દુનિયાના જીવોની અનેકવિધ પ્રવૃત્તિઓ જોતાં માનવજીવનની પ્રવૃત્તિઓ વિસ્મયજનક દેખાય છે. માનવ-જીવનની પ્રવૃત્તિઓનું જ્ઞાન સામાન્ય માણસના બુદ્ધિકોશથી માપી શકાતું નથી. તેની પ્રવૃત્તિઓ જાણવા માટે એક સજાગ જીવનની આવશ્યકતા છે, જે આ ગૂઢ સમસ્યાનો તાગ કાઢી શકે. જ્યાં સુધી જીવનમાં સજાગતાનો પ્રાદુ-ર્ભાવ થતો નથી, જ્યાં સુધી જીવનને વાચા સાંપડતી નથી, ત્યાં સુધી જીવનના આ રહસ્યને પારખવાનું ખૂબ જ મુશ્કેલ હોય છે. જીવનમાં આ સજાગતા-રણકો પેદા કરવા માટે. આવશ્યકતા છે પ્રેમની. આ પ્રેમ ક્ષુલ્લક સ્વાર્થ સાથે અફળાઈને લાગણીહીન ન બનવો જોઈએ, જીવનના કર્ણ-

પ્રિય રણકારને અણગમતો ન બનાવે, તેના અવાજને બેસૂરો ન કરી મૂકે, મોહના આવરણને લીધે તેનો ઝંકાર ફીકો ન પડે, તેનો લોપ પણ ન થાય.

જીવન એક વીણા છે. વીણા વગાડવા માટે અને વીણામાંથી મધુર રણકો-ઝંકાર જન્માવવા માટે કસાયેલા હાથની આવશ્યકતા હોય છે, કસાયેલા ગળાની આવશ્યકતા હોય છે અને મનની અજબ મસ્તીની પણ આવશ્યકતા હોય છે. વીણાના ત્રણેય તાર મેળવેલા હોય તો જ તે સારી રીતે વાગી શકે છે. જો તેના ત્રણેય તારની સાથે હાથ, ગળા અને મનનો સુમેળ નહીં સધાયો હોય, તો તેમાંથી સુરીલો ઝંકાર નહીં જન્મી શકે. વીણાના ત્રણેય તારને વધારે પડતા જકડી લેવામાં આવે, તો તેમાંથી રણકો જ ન ઉદ્‌ભવી શકે. આ તારને તદ્દન ઢીલા રાખવામાં આવે, તોપણ જોઈએ તેવો રણકાર ન જ ઉદ્‌ભવે. આ રીતે માનવજીવનરૂપી વીણાના પણ ત્રણ તાર છે: મન, વચન અને શરીર. જો આ ત્રિતારીને એકબીજા સાથે જોડવામાં ન આવે, તો જીવનવીણામાં પ્રેમનો સુરીલો ઝંકાર ન જન્મી શકે અને જો આ ત્રણેય તારને ખુબ જ કસીને બાંધી દેવામાં આવે, મોહના ગુંદરથી ચોટાડી દેવામાં આવે, આસક્તિની ગાંઠોથી બાંધી દેવામાં આવે, તો જીવન-વીણામાંથી રણકો જ ન નીકળે. આ જ રીતે જો જીવન-વીણાના ત્રણેય તારને તદ્દન ઢીલા મૂકવામાં આવે, ઉપેક્ષા કે નિષ્ક્રિય ઉદાસીનતા કેળવવામાં આવે, દ્વેષ અને ઘૃણાથી

અળગા રાખવામાં આવે, તોપણ જીવનવીણામાંથી મધુર રણકો ન જન્મી શકે. ભાવાર્થ એ છે કે જીવનવીણામાંથી પ્રેમનો સુરીલો અને સંવાદી ઝંકાર જન્માવવા માટે મન, વચન અને શરીરના ત્રણેય તાર સારા હોવા જોઈએ. જો ત્રણ-માંથી એકાદ પણ ખરાબ થાય, અવ્યવસ્થિત થાય, ઢીલો પડે કે આસક્તિમય રહે, તો જીવનવીણામાંથી મધુર રણકો જન્માવવાનું સ્વપ્ન અધૂરું રહે. તારતમ્ય એટલું જ નીકળી શકે કે જ્યારે મન, વચન અને શરીરના ત્રણેય તાર તાદાત્મ્ય અને તાટસ્થ્યથી જોડાયેલા હોય, ત્યારે જ જીવન-વીણામાં શુદ્ધ પ્રેમનો રણકો જન્મે છે. તાદાત્મ્ય એટલે જીવનવીણા વગાડતી વખતે જાણકાર ગવૈયાના હાથ, મન અને ગળું સુપેરે કેળવાયેલાં હોવાં જોઈએ કે તે સમગ્ર પ્રાણીજીવન સાથે ઓતપ્રોત થઈ જાય, એકાત્મતા અનુભવે, પ્રેમનાં મોજાંની ભરતી લહેરાય. આસક્તિ અને મોહ-મમતાને વળગી રહેવાથી તાદાત્મ્યમાં ભંગ પડે છે. આ રીતના મેળમાં ભંગ ન પડે તેટલા માટે બધા તારમાં તાટસ્થ્ય હોવું જોઈએ, તાટસ્થ્યનો રહસ્યાર્થ એટલો જ છે કે જ્યારે જ્યારે પ્રાણીજીવન સાથે આસક્તિ અને મોહ-મમતાનાં બંધનમાં જકડાવાના સંયોગો ઉપસ્થિત થાય, ત્યારે ત્યારે આ ત્રણેય તારને થોડાક ઢીલા કરવા જોઈએ, તાદાત્મ્યનું પલ્લું સરખું કરવું જોઈએ. તાદાત્મ્યનું સ્વરૂપ બગડે ત્યારે તાટસ્થ્યની આવશ્યકતા રહે છે; પરંતુ તાટ-સ્થ્યનું સ્વરૂપ પણ ન જ બગડવું જોઈએ. તાદાત્મ્યના

મૂળમાં ઘા કરીને, પ્રાણીજીવન સાથે એકાત્મભાવની સદંતર ઉપેક્ષા કરીને, નિષ્ક્રિય ઉદાસીનતા ધારણ કરીને માણસ તાટસ્થ્યનું જ સેવન કરવા માંડે છે, ત્યારે જ તેનું સ્વરૂપ બગડે છે. તાટસ્થ્યનો આ સુયોગ્ય પલ્લામેળ નથી.

ભાવાર્થ એટલો છે કે જીવનવીણા વગાડતી વખતે કસાયેલા વીણા વગાડનાર માણસે તાદાત્મ્ય અને તાટસ્થ્ય ઉભયની સમતુલા જાળવવી જોઈએ. આ પ્રમાણે થાય તો જ જીવનવીણામાં સરસ અને મધુર પ્રેમ-ઝંકારનો પ્રાદુર્ભાવ થાય. નહીંતર કાં તો પ્રેમનો ઝંકાર મોહના સ્વરમાં બદલાઈ જશે, સ્વાર્થના નાદમાં ફેરવાઈ જશે કે પછી ઘૃણા, દ્વેષ, કલેશ, ઉપેક્ષા અને નિષ્ક્રિય ઔદાસીન્યનું સ્વરૂપ ધારણ કરશે. આ બંને સ્વરૂપ જીવનવીણાની અસમતોલતાનાં છે. બંને તાદાત્મ્ય અને તાટસ્થ્યનું અતિક્રમણ કરનારાં છે.

આપે નદીનાં દર્શન તો કર્યાં છે ને? જ્યાં સુધી નદી બંને પટની વચ્ચે થઈને વહે છે, ત્યાં સુધી તે પોતાની સમતુલા જાળવે છે, દુનિયાના જીવોને નિર્મળ જળ આપીને તંદુરસ્ત રાખે છે, જીવંત રાખે છે અને કેટલાંય પ્રાણીઓનાં જીવનનો આધાર બને છે. પરંતુ નદી જ્યારે આ સમતુલા ગુમાવીને બેઉ બાજુના પટને ઓળંગી જાય છે, ત્યારે શું પરિણામ આવે છે? પરિણામ એ આવે છે કે જે નિર્મળ જળ પ્રાણીઓને જીવનદાન અર્પતું હતું, જે તંદુરસ્ત અને આનંદિત રાખતું હતું, તે જ

જળ પૂર આવવાથી માણસને મૃત્યુના મોંમાં પહોંચાડે છે, માણસના જીવનનો આનંદ હણી લે છે. પૂર આવવાને લીધે નદીનો સ્નેહરસ સમતોલ ન રહ્યો; તે દ્વેષ અને ક્લેશનું, મોહ અને મમત્વનું કારણ બનીને સમતુલા ગુમાવી બેઠો. નદીના સ્નેહે આસક્તિનું સ્વરૂપ ધારણ કર્યું. આ કારણને લીધે દુનિયાના જીવો માટે તે આફતરૂપ બની ગઈ. આ જ રીતે નદીના બંને પટને દૂરથી જોઈને કોઈ થાકચોપાકચો અને તરસ્યો મુસાફર પોતાનો થાક ઉતારવા અને તરસ છિપાવવા ત્યાં આવે અને નદીમાં બિલકુલ પાણી જ ન હોય, તે તદ્દન સૂકી હોય, તો તે નદી પણ લોકોનો રોષ વહોરી લે છે. આ નદી લોકોના મૃત્યુનું કારણ પણ બને છે. નદીના પાણીએ પોતાના સ્નેહ-રસને શુષ્કતા, નિષ્ક્રિય ઉદાસીનતા અને ઉપેક્ષા તરફ દોર્યો. આ કારણને લીધે પણ તે કેટલાંય પ્રાણીઓ માટે દુઃખરૂપ નીવડી. નદીએ કેટલાંય પ્રાણીઓના આનંદનો મૃત્યુઘંટ વગાડયો.

ભાવાર્થ એ છે કે નદી જેવી રીતે બે પટની વચ્ચે એકસરખી ગતિએ વહીને કેટલાંય પ્રાણીઓની જીવનદાતા બની શકે છે, તેવી જ રીતે માણસની જીવનગંગા પણ તાદાત્મ્ય અને તાટસ્થ્યના બે કિનારા વચ્ચે વહેતી રહે તો તે કેટલાય જીવો માટે જીવનદાતા બની શકે. નહીંતર આસક્તિ, મોહ અને મમતાની વૃદ્ધિનું સ્વરૂપ ધારણ કરવાથી જીવનગંગાનાં આ પ્રેમવારિ પણ રોષ અને આપ-

ત્તિનું કારણ બની જાય છે. દ્વેષ, ઘૃણા, શુષ્કતા, નિષ્ક્રિય ઉદાસીનતા કે કઠોરતાનું સ્વરૂપ ધારણ કરવાથી જીવન-સરિતાનાં પ્રેમજળ સુકાઈ જાય છે. આ પ્રમાણે થતાં સંપર્કમાં આવનાર પ્રવાસી માટે તે દુઃખ, નિરાશા અને બેચેનીના કારણરૂપ બને છે. આ બંને અવસ્થાઓ સરિતાની જેમ જીવનસરિતા માટે પણ ખરાબ છે. આ વસ્તુ એક દાખલા પરથી સ્પષ્ટ થઈ જશે.

માની લો કે એક માતા છે. તેને પોતાનો પુત્ર ખૂબ જ વહાલો છે. તેનો સ્નેહરસ સુકાતો જ નથી. પરંતુ તેને પ્રેમની સમતુલા જાળવતાં નથી આવડતું. તે પ્રેમ અને મોહનો ભેદ સમજતી નથી. નિષ્ક્રિય ઉદાસીનતા, ઉપેક્ષા અને તટસ્થતાનો તફાવત નથી સમજતી. તે પોતાના પુત્રને ખૂબ જ લાડકોડથી ઉછેરે છે. છોકરો ન કરવા જેવું કોઈ કામ કરે છે, તેના તરફ પણ ધ્યાન આપતી નથી. તે ચોરી કરે છે, તોપણ તેને કંઈ કરી શકતી નથી. તે બજારમાં જઈને નકામી વસ્તુઓ ખરીદવામાં પૈસા બગાડે છે, તોપણ કંઈ કહેતી નથી. તેનો આ પ્રેમ પ્રેમ નથી, મોહ છે, વાત્સલ્ય નથી, આસક્તિ છે, સ્નેહ નથી, મમત્વ છે, તાદાત્મ્ય નથી, તાદાત્મ્યનું અતિક્રમણ છે. આ જ રીતે જ્યારે તેનો પુત્ર ભણવા નથી જતો, મોટો થયા પછી પણ કોઈ કામ નથી કરતો અને જડભરત જેવો રહે છે, ત્યારે પણ જો તેની મા તેની ઉપેક્ષા કરતી હોય, નિષ્ક્રિય ઉદાસીનતા દર્શાવતી

હોય કે છોકરાની નજીવી ભૂલ માટે મારઝૂડ કરતી હોય કે નિર્દય બનતી હોય, તોપણ એમ જ કહી શકાય કે આ પણ તેનો પ્રેમ નથી, શુષ્કતા છે, સ્નેહ નથી, નિર્દયતા છે, તટસ્થતા નથી, ઉદાસીનતા છે, ચેતના નથી, જડતા છે.

માતાના ઉપરોક્ત બન્ને પ્રકારના વ્યવહારોમાં પ્રેમ છે એમ ન કહી શકાય; કારણ કે પ્રેમમાં તો તાદાત્મ્ય અને તાટસ્થ્ય બન્ને રીતે સજાગતા કેળવવી પડે છે. અહીં સજાગતાનો સદંતર અભાવ છે. બન્નેનું અતિક્રમણ થયેલું છે. એટલા માટે જ એક વિચારકે કહ્યું છે:

'પ્રેમપંથ પાવકની જ્વાળા...'

પ્રેમનો માર્ગ અગ્નિની જ્વાળાઓ પર ચાલવા જેવો છે. ત્યાં સહેજ પણ ગફલત થઈ કે માર્ગ ચૂક્યા જ સમજો પ્રેમપંથ પર ચાલનાર પ્રવાસીની શય્યા કાંટા પર જ હોય છે. તેને હમેશાં સજાગ રહેવું પડે છે આ પ્રવાસીની નાની સરખી ભૂલ પણ ભયંકર જોખમમાં મૂકી દે છે.

પ્રેમનું 'થરમૉમિટર' (માપક યંત્ર) આ છે કે જ્યાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય બન્નેની પરિસીમાનું ઉલ્લંઘન ન કરવામાં આવે, ત્યાં પ્રેમ છે; બીજું કંઈ પણ હોય તો માની લેવું કે તે મોહ, દ્વેષ, મમતા, આસક્તિ કે અન્ય કંઈક છે, જે પ્રેમનું સ્વરૂપ લઈને આવે છે.

તંદુરસ્ત શરીરમાં ૯૮.૬° જેટલી ગરમી હોવી જરૂરી છે. જો તેનાથી વધારે થઈ જાય કે ગરમી વધી જાય, તો તે માણસને માંદો કહેવામાં આવે છે. ઉષ્ણુતામાનની આ વૃદ્ધિને વિકૃતિ માનવામાં આવે છે. આ અવસ્થામાં શરીરને ખૂબ જ દુઃખ થાય છે. આ અવસ્થા શરીર માટે નુકસાનકારક છે. આ જ રીતે જો શરીરમાં 'નોર્મલ' કરતાં ઓછું કે વધારે ઓછું ઉષ્ણુતામાન હોય, તો તે પણ માંદગીની અવસ્થા જ છે. આ અવસ્થાને પણ ખૂબ જ ભયંકર માનવામાં આવે છે. 'નોર્મલ' ઉષ્ણુતામાનવાળા શરીરને જ તંદુરસ્ત ગણવામાં આવે છે. 'થરમોમિટર'-(તાવમાપક યંત્ર)નો ઉપયોગ કરવાથી તેની તરત જ પરીક્ષા થઈ જાય છે.

આ રીતે પ્રેમની ગરમી પણ એક સરખા ઉષ્ણુતા-માનવાળા હૃદયમાં હોય છે. આ સ્વસ્થતાનું ચિહ્ન છે. પરંતુ જ્યારે આ જ ગરમી ઠંડી કે એકદમ ઠંડી થઈ જાય છે, ત્યારે જીવન વિકૃતિમય બની જાય છે અને જ્યારે આ જ ગરમી એકદમ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે પણ જીવનને વિકૃતિમય માનવામાં આવે છે. આ અવસ્થાને મોહાવસ્થા જ માનવામાં આવે છે.

હા, ત્યારે આપ એક વસ્તુ તો સારી રીતે સમજી ગયા હશો કે પ્રેમ ક્યાં છે અને ક્યાં નથી, પ્રેમ ક્યારે પ્રકૃતિસ્થ રહી શકે છે અને ક્યારે વિકૃતિસ્થ થઈ જાય છે.

મહાત્મા બુદ્ધનો શિષ્ય ઉપગુપ્ત મથુરાના જંગલમાં

એક વૃક્ષ નીચે સૂઈ ગયો હતો. પૃથ્વી પર ચંદ્રિકાનો ચારુ પ્રકાશ રેલાઈ રહ્યો હતો. સમગ્ર વાતાવરણ સજીવ અને પ્રકાશમાન બની ગયું હતું. મથુરાની એક નર્તકી ત્યાં થઈને પસાર થઈ અને તેના પગની ઠોકર અજાણતાં ભિક્ષુને લાગી ગઈ. ઉપગુપ્તની નિદ્રા ઊડી ગઈ. તે સફાળો બેઠો થઈ ગયો અને આશ્ચર્યમૂઢ થઈને પશ્ચાત્તાપ કરતી પેલી નર્તકીને કહેવા લાગ્યો: 'દુઃખી થઈશ નહીં, બહેન! હું તને માફ કરું છું. આ ઠોકરે અજાણતાં જ લાગી ગઈ છે.' નર્તકી તો જોઈ જ રહી. ચાંદનીના શીતળ પ્રકાશમાં ભિક્ષુ ઉપગુપ્તનું મુખકમળ ખીલતું જતું હતું. તે રાજાનો પુત્ર હતો અને આજે ભિક્ષુ બન્યા પછી પણ તેનું શારીરિક સૌંદર્ય ઝાંખું પડયું નહોતું. બ્રહ્મચર્યનું અદ્ભુત તેજ તેના મોં પર ઝળહળી રહ્યું હતું. પ્રેમનું મધુર તેજ તેના શરીરમાંથી ટપકીને તેના સૌંદર્યમાં અભિવૃદ્ધિ કરતું હતું. આ બધું જોઈને નર્તકીથી સહસા પુછાઈ ગયું: 'તમારું આ સુકુમાર શરીર શું આ રીતે ધૂળમાં રગદોળાવા માટે છે? તમારું આ યૌવન નિરર્થક દુઃખની ભઠ્ઠીમાં તપીને નષ્ટ કરવા માટે છે? ઊભા થાઓ, ચાલો મારી સાથે. હું તમારી સાથે પ્રેમ કરીશ. તમારા યૌવનનું સાર્થક્ય કરીશ. તમને સુકોમળ શય્યા પર સુવાડીશ!' ઉપગુપ્તે કહ્યું: 'બહેન, હજુ તે સમય નથી આવી પહોંચ્યો. સમય આવશે ત્યારે હું તને પ્રેમના ઓજસનો સાક્ષાત્કાર કરાવીશ.' નર્તકી મનોદુઃખ અનુ-

ભવતી વિદાય થઈ. તે તેના જીવનની ભુલભુલામણીમાં પડી ગઈ. તે ઉપગુપ્તને પણ ભૂલી ગઈ.

કેટલાંય વરસ પસાર થઈ ગયાં. એક વખત ભિક્ષુ ઉપગુપ્ત ફરીથી ફરતા ફરતા મથુરા આવ્યા અને સાંજે ભિક્ષાદિથી પરવારીને જંગલ તરફ ચાલવા લાગ્યા. આ જ વખતે તેમને રસ્તામાં એક ચીસ સંભળાઈ. તે આગળ વધતા અટકી ગયા. ચીસ સંભળાઈ હતી તે સ્થળે તપાસ કરતાં જણાઈ આવ્યું કે એક સ્ત્રી બેભાન દશામાં એક ખાડામાં પડીને ચીસો પાડતી હતી. આ સ્ત્રી જીવનની છેલ્લી ઘડીઓ ગણી રહી હતી. ઉપગુપ્તે તેને ખાડામાંથી બહાર કાઢી, તેની બેભાનાવસ્થા દૂર કરી અને પૂછ્યું: 'બહેન, તારે શું દુઃખ છે? ચિંતા કરીશ નહીં. હું તારા દુઃખમાં ભાગ પડાવવા માટે આવી પહોંચ્યો છું.' નર્તકીએ આંખો ઉઘાડીને જોયું અને કહ્યું: 'આ કોણ પરમાત્માનો લાલ છે, જેણે મને મોતના પંજામાંથી છોડાવી છે?' ઉપગુપ્તે નર્તકીને ઓળખી કાઢી. તેની આ અવદશાનું કારણ શોધતાં પણ વાર ન લાગી. આ પેલી જ નર્તકી છે, જેણે મને પ્રેમનું સ્વર્ગીય સુખ માણવા માટે નિમંત્રણ આપ્યું હતું. તેણે મને તેની સાથે જવા માટે આગ્રહ કર્યો હતો. આજે તેની દશા કેટલી બધી ખરાબ થઈ ગઈ છે? તેના શરીરમાં ભયંકર રોગોએ અડ્ડો જમાવ્યો છે. તેના શરીરમાંથી ભયંકર દુર્ગંધ ફેલાઈ રહી છે. તેનું આખું શરીર સડી ગયું છે. આ કારણને

લીધે તેના સૌંદર્યથી લોભાઈને તેની પાસે આવનારા રૂપભ્રમરો રફુચક થઈ ગયા છે, તેના યૌવન પર મોહિત થનારા દેહપ્રેમી લોકો તેના તરફ ઘૃણાની નજરે જુએ છે અને બાહ્ય સૌંદર્યના ઉપાસકોએ નિર્દયી રાજાને કહીને તેને શહેરથી દૂર ખાડામાં ફેંકાવી દીધી છે. આ સ્ત્રી પહેલાં મોહ અને વાસનાને જ પ્રેમ માની લેતી હતી. આજે તેને સાચા પ્રેમનું સ્વરૂપ સમજાવવાનો મોકો મળી ગયો છે. નર્તકીએ આભાર પ્રદર્શિત કરીને ભિક્ષુના પરિચયની માગણી કરી. ભિક્ષુએ મીઠા શબ્દોમાં કહ્યું: 'બહેન, હું પેલી જ વ્યક્તિ છું, જેણે તને કહ્યું હતું કે સમય આવશે ત્યારે હું તને સાચા પ્રેમના ઓજસનો સાક્ષાત્કાર કરાવીશ. સમય આવ્યે હું તારી પાસે આવી પહોંચીશ. સંયોગવશ આજે તે સમય આવી પહોંચ્યો છે. મેં મારો વાયદો પૂરો કર્યો છે. હવે તું મારી સાથે ચાલ. હું તારી સેવા કરીશ. હું તારું દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરીશ.' નર્તકી ભિક્ષુનાં ચરણોમાં ઢળી પડી. તે પોકેપોક મૂકીને રડવા લાગી. ભિક્ષુએ તેનું દુઃખ દૂર કર્યું. જે નર્તકી એક દિવસ શારીરિક સૌંદર્યના મોહને જ પ્રેમ માનતી હતી, તેને સમગ્ર વિશ્વના આત્મામાં સૌંદર્યનાં દર્શન થયાં. તેના જીવનને વિશ્વપ્રેમના ઝંકારથી ભરી દીધું. તેણે પોતાના પવિત્ર આચરણથી જીવનયાત્રા પૂરી કરી. તેનું જીવન સુખશાંતિમય પસાર થયું.

આ છે મોહ અને પ્રેમ અથવા વાસના અને શુદ્ધ

પ્રેમનું નિદર્શન! હીરા અને કાચમાં જેટલું અંતર છે, તેટલું જ અંતર પ્રેમ અને મોહમાં છે. સ્વ. મુનશી પ્રેમચંદના શબ્દોમાં 'પ્રેમ અને વાસનામાં એટલું જ અંતર છે, જેટલું સોના અને કાચમાં છે.' નામ અને સ્વરૂપની દૃષ્ટિએ આજે મોહ અને પ્રેમ વચ્ચે કોઈ અંતર માનવામાં આવતું નથી. પરંતુ આ બે વચ્ચે ઘણું જ અંતર છે. ગાયનું દૂધ અને આકડાનું દૂધ દેખાવ અને નામમાં એક સરખાં હોય છે, પરંતુ બંનેના ગુણમાં આકાશ–પાતાળ જેટલો તફાવત હોય છે. આ બંને પ્રકારનાં દૂધ જેટલું જ અંતર પ્રેમ અને મોહ વચ્ચે હોય છે. ગાયનું દૂધ શક્તિવર્ધક છે. આકડાનું દૂધ વિનાશકારી છે. આ જ રીતે પ્રેમ આત્મશક્તિમાં અભિવૃદ્ધિ કરીને તારે છે અને મોહ આત્મવિનાશ નોતરે છે. લક્ષ્મણ અને રાવણ બંનેનું આકર્ષણ સીતા પ્રત્યે હતું. પરંતુ લક્ષ્મણનું આકર્ષણ ગાયના દૂધ જેવું હતું અને રાવણનું આકર્ષણ આકડાના દૂધ જેવું હતું. લક્ષ્મણ માટે સીતાનું વાત્સલ્ય જીવનદાતા બની શક્યું. રાવણ માટે સીતાનું આકર્ષણ આત્મવિનાશક પુરવાર થયું.

જે પ્રેમમાં વાસનાનો પટ હોય, જ્યાં પ્રેમના વેશમાં વાસના અને મોહ છુપાયેલાં હોય અને પ્રેમનું સ્થાન પડાવી લેતાં હોય, ત્યાં માની લેવું કે પ્રેમ છે જ નહીં, પ્રેમના સ્વાંગમાં મોહ કે વાસનાની જીવંત કહાણી છે. આજકાલ સિનેમાના શોખીન યુવકો મોહના નશામાં

ફસાઈને તુચ્છ, ક્ષણિક અને દેહલક્ષી લાગણીઓને શુદ્ધ પ્રેમ માની લે છે. કેટલાંય નિરંકુશ યુવકયુવતીઓ વાસનાની વેદી પર લયલા-મજનુનો પાઠ ભજવતાં પોતાની જાતને મોહકુંડમાં હોમી દે છે. તેનું પરિણામ દુઃખદાયી અને વિષમય હોય છે.

શુદ્ધ પ્રેમમાં આત્માની અપેક્ષા રહેતી હોય છે. તેમાં દેહની વિકૃતિઓ અને આકૃતિઓની અપેક્ષા રહેતી નથી. એક કવિએ પ્રેમનાં વાસ્તવિક લક્ષણો દર્શાવતાં કહ્યું છે:

'બિન ગુન, જોબન, રૂપ, ધન, બિન સ્વારથ હિત જાનિ,
શુદ્ધ કામના તે રહિત, પ્રેમ સકલ રસ ખાનિ.'

પ્રેમ બીજાના શારીરિક ગુણાવગુણ તરફ નજર કરતો નથી; રૂપ, યૌવન, ધન, સ્વાર્થ કે બીજી કામનાઓ સાથે પણ પ્રેમને લેવાદેવા નથી. પ્રેમ આ બધાથી પર છે. આ બધાનો સંબંધ શરીર સાથે જ છે. પ્રેમનો સંબંધ છે આત્મા સાથે. પ્રેમ આંતરિક હોય છે અને મોહ બાહ્ય. પ્રેમ શાશ્વત છે અને મોહ ક્ષણજીવી છે. પ્રેમ બાહ્ય સૌંદર્યની અપેક્ષા નથી રાખતો, મોહનો આધાર બાહ્ય સૌંદર્ય પર જ હોય છે. બાહ્ય સૌંદર્યના અભાવમાં મોહનું અસ્તિત્વ જ રહેતું નથી. પ્રેમ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો જાય છે. મોહ દિન પર દિન ક્ષીણ થતો જાય છે. પ્રેમ પ્રગતિના પંથે દોરી જાય છે. મોહ પતનના પંથે દોરી જાય છે. પ્રેમ ઊર્ધ્વમુખી છે અને

મોહ અધોમુખી. પ્રેમ જીવનનો પ્રકાશ છે અને મોહ અંધકાર, પ્રેમ મહાસાગર છે અને મોહ ખાબોચિયું. પ્રેમ શુદ્ધ સ્નેહમય અને શાશ્વત હોય છે અને મોહ વાસનામય, સ્વાર્થમય અને ક્ષણિક હોય છે. પ્રેમ હૃદયમાં વિશાળતા અને ઉદારતાનું સિંચન કરે છે અને મોહ અને સ્વાર્થ હૃદયને સંકુચિત અને વિકૃત કરે છે. પ્રેમની વૃદ્ધિ વિયોગમાં થાય છે અને મોહની વૃદ્ધિ સંયોગમાં થાય છે. પ્રેમ જીવનને પરમાર્થી બનાવે છે અને મોહ જીવનને સ્વાર્થી બનાવે છે. પ્રેમમાં ન્યાય-અન્યાયનો વિવેક હોય છે અને મોહમાં ન્યાય-અન્યાયનો વિવેક-દીપક ઓલવાઈ જાય છે. મોહમાં લેવાની વૃત્તિ મુખ્ય ભાગ ભજવે છે અને પ્રેમમાં આપવાની. પ્રેમ બદલાની ભાવના નથી રાખતો, મોહમાં બદલાની ભાવના છુપાયેલી હોય છે. મોહગ્રસ્ત વ્યક્તિ થોડું સરખું દુ:ખ સહન કરવાના બદલામાં બીજાના માથે કેટલાય દુઃખનો ભાર ઢોળી દેશે. પ્રેમપરાયણ વ્યક્તિ પારકાનું દુઃખ પોતાના માથે લઈ લેવાની ભાવના સેવશે. પોતાનાં દુઃખોને તો તે હસતા મોંએ સહન કરશે જ. મોહ હક્કની માગણી કરે છે અને પ્રેમ કર્તવ્યની. મોહમાં ફસાયેલી વ્યક્તિ કેવળ પોતાના સુખનો જ વિચાર કરે છે. પ્રેમી સૌના સુખમાં પોતાનું સુખ જુએ છે. પ્રેમ આત્મીયતા શીખવે છે. મોહ સ્વાર્થ સધાય ત્યા સુધી જ ખુશામત શીખવે છે. બાહ્ય નજરે મોહ અને પ્રેમ સરખાં જ દેખાય છે

અને બન્નેના વ્યવહારમાં પણ સરખાપણાનો આભાસ થતો હોય છે. પરંતુ બન્ને વચ્ચે રાત અને દિવસ જેટલું અંતર હોય છે! એક સફેદો છે અને બીજું માખણ. બંનેની સફેદાઈ સરખી છે. બન્નેની મુલાયમતા સરખી છે અને બન્નેની ચિકાશ પણ સરખી છે. પરંતુ સફેદો ખાતાં જ જીવ જાય છે અને માખણ ખાવાથી શક્તિમાં વધારો થાય છે. આ રીતે-મોહ અને પ્રેમ વચ્ચેનો ભેદ સમજી લેવાથી માણસ પોતાનો માર્ગ ચૂકતો નથી. એક તત્ત્વવેત્તાએ કહ્યું છે: 'પ્રેમ કરવાનો અર્થ જ એ થાય છે કે પોતાના આનંદને અન્યના આનંદમાં ભેળવી દેવો.'

મોહના આવરણ નીચે ઢંકાયેલો આત્મા પ્રેમનો વિશુદ્ધ પ્રકાશ મેળવી શકતો નથી. આત્મા જ્યારે મોહના મહાસાગરમાં ડૂબકીઓ મારે છે, ત્યારે વિવેકની જ્યોત બુઝાઈ જાય છે. પ્રેમની ચાંદની હૃદયભૂમિ પર રેલાતી જ નથી. સીતાને સુવર્ણમૃગના મોહે ઘેરી લીધી. આ કારણને લીધે વિવેકનાં ઝગમગતાં પ્રકાશકિરણો ઓલવાઈ ગયાં. સીતાના અપહરણનું નિમિત્ત પણ આ જ બન્યું. સીતા પ્રત્યેનો રાવણનો મોહ પણ દુઃખદાયી બન્યો. ભાવાર્થ એ છે કે માણસ જ્યારે મોહના આવરણ નીચે આવે છે, ત્યારે તે દુઃખોની હારમાળાને નિમંત્રે છે. આ જ વસ્તુ ભગવાન મહાવીરની વાણીમાં ઊતરીને આવી છે:

'ઇણમેવ નાવબુજ્ઝંતિ જે જણા મોહપાઉગા.'

મોહથી ઘેરાયેલો માણસ વિવેકને ભૂલી જાય છે

અને દુઃખોને બોલાવે છે. દુનિયાનાં બધાં દુઃખોનું મૂળ કારણ જોવા જઈએ તો મોહ જ છે. પ્રેમ તો સુખનો ભંડાર છે. પ્રેમમાં દુઃખ પણ પ્રેમીને માટે સુખમાં પલટાઈ જાય છે. આ દુઃખ ભવિષ્ય માટે પણ સુખદાયી બની જાય છે. ભગવાન મહાવીરનાં આ વચનો ધ્યાનમાં રાખવા જેવાં છેઃ 'દુખં હયં જસ્સ ન હોઈ મોહો.' જેનો મોહ દૂર થઈ ગયો છે, તેનું દુઃખ નાશ પામે છે. જે સમગ્ર વિશ્વ સાથે એકાત્મભાવ સાધીને વિચરે છે અને પ્રેમના સાગરમાં આત્માને નવડાવે છે, તેને દુઃખ અને શોકનો અનુભવ થતો નથી. ઉપનિષદ આ જ કથનની સાક્ષી પૂરે છેઃ

'तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः ।'

'એકત્વ ભાવથી જોનારને માટે મોહ શાનો અને શોક શાનો ?'

હું આપને એમ કહેતો હતો કે આપ શુદ્ધ પ્રેમને ઓળખો અને જીવનમાં ઉલ્લાસ પ્રગટાવો. હરકોઈ પ્રાણીના સુખને પોતાનું સુખ ન માનવામાં આવે, ત્યાં જ શુદ્ધ પ્રેમ હોય છે, એટલું જ નહીં પરંતુ શુદ્ધ પ્રેમ-પરાયણ વ્યક્તિ તો પારકાનાં દુઃખોને પણ પોતાને માથે ઓઢી લેવાનો પ્રયત્ન કરે છે, પારકાના દુઃખને તે પોતાનું જ દુઃખ માને છે અને આ દુઃખના કાંટાને કાઢવાનો પ્રયત્ન કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો આખી દુનિયાનાં દુઃખો દૂર કરવામાં અને પોતાના સુખને લુટાવી દેવામાં

જ્યાં આનંદ છે, ત્યાં પ્રેમ છે. પ્રેમ માનવજીવનનું સુગંધિત પુષ્પ છે અને આ ફૂલની ચારે બાજુએ કાંટા ઊગેલા છે. કાંટાની શય્યા પર શયન કરતા ફૂલ જેવું જ પ્રેમપુષ્પ છે. સુગંધિત પુષ્પ પોતાની પાસે ઢૂંકનારને બધી જ સુગંધ લુટાવી દે છે. અન્યના ચિંતાગ્રસ્ત અને વ્યાકુળ મનને સુગંધની મસ્તીથી ભરીને તરબતર કરી મૂકે છે. કોઈ પ્રેમના અનુભવની પૃચ્છા કરવા ઇચ્છે, તો તે ચામડાની જીભથી વર્ણવી શકાય તેમ નથી. તે તો હૃદયની આંખો વડે જ જોઈ અને પારખી શકાય તેમ છે. હૃદયની જિહ્વા વડે જ પ્રેમનો રસાસ્વાદ માણી શકાય છે. એટલા માટે 'નારદ ભક્તિસૂત્ર'માં કહ્યું છે:

'अनिर्वचनीयं प्रेमस्वरूपं मुकास्वादनवत् ।'

પ્રેમનું સ્વરૂપ વાણી દ્વારા વ્યક્ત થઈ શકતું નથી. મૂગા માણસના મોંમાં કોઈ ગોળનો કકડો મૂકે, તો તે તેના સ્વાદનું શું વર્ણન કરે ? આ જ રીતે પ્રેમરસનું વર્ણન કરી શકાતું નથી. આ પ્રેમરસનો તો અનુભવ જ કરી શકાય છે.

એક માણસ પાણી પર હોય છે ત્યાં સુધી બોલી શકે છે. પાણીમાં ડૂબકી માર્યા પછી તે બોલી શકતો નથી. આ રીતે પ્રેમના સરોવરમા ડૂબકી માર્યા પછી માણસ બોલતો નથી. તે તો પ્રેમનું સક્રિય આચરણ જ કરતો હોય છે.

શેક્સપિયરે કહ્યું છે: 'જે પોતાનો પ્રેમ બધાંની

હાજરીમાં વ્યક્ત કરતો ફરે છે, તે સૌથી ઓછો પ્રેમ કરતો હોય છે.'

જ્યાં આવો વિશુદ્ધ પ્રેમ હોય છે, ત્યાં અનિર્વચનીય મધુરતમ આનંદનો સ્વાનુભવ હોય છે. ત્યાં અન્ય કાજે સર્વસ્વ હોમી દેવાની વૃત્તિ આપમેળે જ સ્ફુરતી હોય છે.

કર્મયોગી શ્રીકૃષ્ણ શાંતિદૂત બનીને દુર્યોધનની રાજસભામાં ગયા, ત્યારે તેમની માગણીને દુર્યોધને ધૂત્કારી કાઢી. તેના હૃદયમાં પ્રેમ નહોતો. મોહના આવરણવાળું હૃદય સ્વાર્થનું નિવાસસ્થાન હોય છે. એ જીવનમાં ઝંકારનો પ્રાદુર્ભાવ નથી થતો. દુર્યોધનના મીઠામીઠા શબ્દો પરથી જ શ્રીકૃષ્ણ સમજી ગયા કે અહીં પ્રેમની સુગંધ નથી. મારે વિદુરજીને ત્યાં જવું જોઈએ, જ્યાં સાદાઈ, નિખાલસતા અને પ્રેમની ત્રિવેણી વહી રહી છે એટલે શ્રીકૃષ્ણ વિદુરજીના ઘેર મહેમાન થઈને ગયા. વિદુરજી તે વખતે ઘેર નહોતા. વિદુરજીની પત્નીએ શ્રીકૃષ્ણને જોયા અને હૃદયમાં પ્રેમનાં મોજાં હિલોળાવા લાગ્યાં. તેમણે શ્રીકૃષ્ણને આવકાર આપ્યો અને બેસવા માટે સાદડી આપી. આશ્રમમાં આ વખતે બીજું તો કંઈ નહોતું, પરંતુ થોડાંક કેળાં પડ્યાં હતાં. વિદુરપત્ની કેળાં લઈ આવ્યાં. કાચા-પાકા અને ગળ્યા-મોળાની ખાતરી કરવા માટે કેળાની છાલ ઉતારીને ચાખવા લાગ્યાં. આ કાર્યમા વિદુરપત્ની એટલાં બધાં સ્નેહનિમગ્ન થઈ ગયાં કે તેમને ખબર પણ ન રહી કે હું શ્રીકૃષ્ણને કેળાં આપું છું કે છાલ?

તેમણે છાલ આપ્યા કરી અને કેળાં પોતાના મોંમાં મૂકયા કર્યાં. વિદુરપત્નીની આ પ્રેમપરાયણતા અને તલ્લીનતા જોઈને શ્રીકૃષ્ણ એક અક્ષર પણ ન બોલ્યા. તેમને જે લૂખું-સૂકું મળ્યું તે ખાઈને તેમણે સંતોષ માન્યો.

આ હતો પ્રેમનો અમોલ રસાસ્વાદ! માણસ પ્રેમના આનંદમાં આવે છે, ત્યારે તે ગમે તેવી આપત્તિને પણ ભૂલી જાય છે. ખરું જોતાં પ્રેમ એક વેદનાપૂર્ણ પ્રસન્નતા છે. સમગ્ર વિશ્વનું સંચાલન પ્રેમ વડે જ થાય છે.

શબરીના હૃદયમાં પ્રેમનો અગાધ સાગર ઊમટી રહ્યો હતો. આશ્રમના પવિત્ર અહિંસક વાતાવરણમાં તેનો ઉછેર થયો હતો. પ્રાણીમાત્ર સાથે પ્રેમમય વર્તાવ રાખવાના સંસ્કારો આશ્રમમાં જ મળ્યા હતા. શબરીના લગ્નની જોરશોરથી તૈયારીઓ થઈ રહી હતી. શબરીના પિતા ભીલરાજે જાનૈયાઓના ભોજન માટે કેટલાંય પશુ-પક્ષીઓને એક વાડામાં પૂરી દીધાં હતાં. પરંતુ શબરીનું પ્રેમાળ હૃદય આ પશુઓની રામકહાણી કેવી રીતે સહન કરી શકે? રાત્રે પશુપક્ષીઓની ચીસો સાંભળીને તેની ઊંઘ ઊડી ગઈ તેણે તેમને વાડામાં પૂરવાનુ કારણ જાણી લીધું. તેના હૃદયમાં તેમને મુક્ત કરવાની તાલાવેલી લાગી. તેણે એકદમ ઝાંપો ખોલી નાખ્યો અને વારાફરતી બધાં જ પ્રાણીઓને છોડી મૂકયાં. બધા પ્રાણીઓ શબરીને મૂંગા આશીર્વાદ આપીને ચાલતાં થયા. શબરીનું મન આ સાંસારિક બંધનોમાં અને ક્ષુદ્ર મોહના ફંદામાં ફસાવા ઇચ્છતું

નહોતું. તે ઇચ્છતી હતી કે સમગ્ર પ્રાણીજગતને તેના પ્રેમનો પરિચય થાય અને તે પ્રેમની મસ્તીમાં જ વનમાં આનંદથી દિવસો પસાર કરે. પરિણામે તે તે રાત્રે જ ઘર છોડીને વન તરફ રવાના થઈ. સવારે ઘરનાં માણસોએ જોયું તો ત્યાં નહોતી શબરી કે નહોતાં પશુપક્ષીઓ. તેમની ચિંતાનો પાર ન રહ્યો. છેવટે મન મનાવીને રહ્યાં.

જંગલમાં જઈને શબરી કુદરતના બંધનહીન વાતાવરણમાં રહેવા લાગી. પ્રકૃતિના ખુલ્લા પ્રાંગણમાં ઋષિઓના આશ્રમો, આશ્રમનાં બાળક-બાળિકાઓ અને સ્વતંત્ર પશુપક્ષીઓ અને સ્વતંત્ર વાતાવરણ જોઈને તેને પણ વિચાર થયો કે હું પણ આશ્રમમાં સત્સંગ કરીને મારા પ્રેમને નવપલ્લવિત કરું. પરંતુ આપ જાણો છો કે હરકોઈ સારી વસ્તુની કસોટી થાય છે; કારણ કે આજ-કાલ નકલી વસ્તુઓનો ફેલાવો બહુ જ વધી ગયો છે. આ નકલી વસ્તુઓ મૂળ જેવું જ સ્વરૂપ ધારણ કરે છે. શબરીએ પણ ઋષિઓનાં આશ્રમોમાં જવાની શરૂઆત કરી. પરંતુ ત્યાં પણ તેના પ્રેમની કસોટી થવા લાગી. ઋષિઓ તેને ભીલકન્યા અને હલકી જાતની માનીને ધૂત્કારવા લાગ્યા. પરંતુ પ્રેમ જાતિ, ધર્મ, સંપ્રદાય, દેશ, વેશ કે કુટુંબની અપેક્ષા રાખતો નથી. જાતિ, દેશ અને કાળના બંધનોથી તે સ્વતંત્ર હોય છે. શબરીને પ્રેમનો પાકો રંગ લાગ્યો હતો. આ કારણને લીધે તે અપમાન અને દુઃખથી કંટાળી જાય તેમ નહોતી. તેણે પોતાના

પ્રેમને સક્રિય સ્વરૂપ આપવા માટે બીજો રસ્તો શોધી કાઢયો. જે રસ્તે થઈને ઋષિઓ સ્નાન કરવા, ફળફૂલ લાવવા અને અનાજ વીણવા જતા હતા, તે રસ્તો વહેલી પરોઢે ઊઠીને સાફ કરવા માંડયો. આ કાર્યમાં તેને એટલો બધો આનંદ થતો હતો કે તે બીજે કયાંય ધ્યાન આપ્યા વિના પોતાનું કામ એક ધ્યાનથી કર્યે જતી હતી. રસ્તાની સાફસૂફી જોઈને ઋષિઓને પોતાની તપશ્ચર્યા ફળતી હોય એમ લાગતું. શ્રૃંગી નામના એક વૃદ્ધ ઋષિ કહેવા લાગ્યા: ‘આ રસ્તો હમેશાં કોણ સાફ કરી જાય છે તેનો આવતી કાલે નિર્ણય કરવામાં આવશે’ બીજા દિવસે શ્રૃંગી ઋષિ પો ફાટતા પહેલાં જ ત્યાં થઈને પસાર થતા હતા ત્યારે તેમણે શબરીને રસ્તો સાફ કરતી જોઈ અને તેમણે બીજા ઋષિઓને બોલાવીને કહ્યું: ‘જુઓ, આ દેવકન્યા હમેશાં રસ્તો સાફ કરી જાય છે.’ કાળા રંગની આ ભીલકન્યાને જોઈને શ્રૃંગી ઋષિ સિવાયના બધા જ ઋષિઓ કોપાયમાન થઈ ગયા. તેમણે શબરીને કહ્યું: ‘આ કેટલી નાલાયક છે? અમારો રસ્તો અપવિત્ર કરી મૂકે છે.’ શ્રૃંગી ઋષિએ તેમને રોકવાનો પ્રયત્ન કર્યો; પરંતુ આ બધા ઋષિઓ તેમના પર પણ ગુસ્સે થઈ ગયા. શ્રૃંગી ઋષિએ આશ્રમની બહાર એક ઝૂંપડી બાંધીને રહેંવા માંડયું. શબરીને પુત્રી જેવી માનીને તેને જ્ઞાન આપવા માંડયું. વયોવૃદ્ધ ઋષિનો અંતકાળ આવી પહોચતાં શબરીએ પ્રેમાશ્રુ વહાવતાં કહ્યું: ‘મહામુને! હવે મારા જેવી ગરીબને પ્રેમનું પવિત્ર શિક્ષણ

અને આત્મજ્ઞાન કોણ આપશે?' ઋષિએ આશ્વાસન આપતાં કહ્યું: 'બેટી, હવે તારે કોઈ પ્રકારના જ્ઞાનની આવશ્યકતા નહીં રહે. તારા હૃદયસાગરમાં પ્રેમનાં અગાધ જળ ભરેલાં છે. ભગવાન રામચંદ્ર લક્ષ્મણ અને સીતા સાથે તેમના વનવાસ દરમિયાન તારી ઝૂંપડી પાવન કરશે, તારાં મહેમાન બનશે; તે દિવસે તારો પ્રેમ પરાકાષ્ઠાએ પહોંચશે.' આ શબ્દો સાંભળતાં જ શબરીના હરખનો પાર ન રહ્યો. તેનો મન મોરલો આનંદમાં આવીને થનગનવા લાગ્યો. રામચંદ્ર ક્યારે આવશે? તેનો એક એક દિવસ એક એક વરસ જેવો પસાર થવા લાગ્યો. રામ જેવા અતિથિ માટે શબરી પાસે બીજું તો શું હોય? ત્યાં મોટરો, બંગલા કે છપ્પન ભોગ તો હતા જ નહીં. આતિથ્ય માટે શબરી પાસે એક જ વસ્તુ હતી. જંગલનાં રળિયામણાં બોર. તે પોતાનાં નિત્યકર્મો તો પહેલાંની જેમ કર્યે જ જતી હતી. નવરાશ મળતી ત્યારે બોર વીણી લાવતી. ઋષિઓ પણ રામના આગમનની તૈયારીઓ કરતા હતા. પરંતુ રામ ચતુરાઈ અને બાહ્યાડંબરથી રિઝાઈ જાય તેમ નહોતું. રામ હૃદયની ભાવના જોતા હતા. બાહ્ય પૂજા અને દંભ પ્રત્યે તેમને નફરત હતી. ભગવાન રામ વનમાં આવ્યા અને સીધા શબરીની ઝૂંપડીમાં જઈ પહોંચ્યા. ઋષિઓ તેમની રાહ જોતા જ રહી ગયા. તેમની બધી તૈયારીઓ નકામી ગઈ. ઋષિઓને મનોમન ખૂબ જ લાગી આવ્યું. પરંતુ તેમનાથી રામનું શું બગાડી શકાય તેમ

હતું ? રામચંદ્રના આગમનથી શબરીને એટલો બધો આનંદ થયો કે જાણે આંધળાને આંખો ન મળી ગઈ હોય. રામને જોઈને તે પ્રેમઘેલી બની ગઈ. રામનું સ્વાગત કેવી રીતે કરવું ?....તેને કંઈ સમજ પડતી નહોતી છેવટે સ્વસ્થતા ધારણ કરીને શબરીએ રામચંદ્ર અને લક્ષ્મણ માટે સાદડી પાથરી. પ્રેમથી ગૂંથેલી આ સાદડીમાં જે આનંદ હતો, તે મખમલની ગાદીમાં પણ નહોતો. રામના આતિથ્ય માટે જે બોર સંઘરી રાખ્યાં હતાં, તે બોર શબરી લઈ આવી. તેને થયું કે આ બોરમાં ક્યાંક ખાટાં હશે તો? તેણે બોર ચાખીચાખીને રામ અને લક્ષ્મણ આગળ મૂકવા માંડ્યાં. ખાટાં બોર તે પોતે ખાઈ જતી અને મીઠાં બોર રામને આપતી. શબરીએ નિઃસ્વાર્થભાવે આપેલાં એંઠાં બોર પણ રામને અત્યંત સ્વાદિષ્ટ લાગ્યાં. મહેલમાં રાંધેલાં મિષ્ટાન્ન પણ આટલાં સ્વાદિષ્ટ ન લાગે. સીતા અને લક્ષ્મણે પણ રામનું અનુકરણ કર્યું. એ સાચુ છે કે જ્યાં નિઃસ્વાર્થ અને અનન્ય પ્રેમ હોય છે, ત્યાં સૂકો રોટલો પણ મિષ્ટાન્નના સ્વાદને ફીકો બનાવી મૂકે છે.

લાંબા સમય સુધી રાહ જોઈને ઋષિઓ બડબડાટ કરતા અને રામની ટીકા કરતા સ્નાન કરવા માટે બહાર નીકળ્યા. તેમણે જોયું કે સરોવરનું પાણી લોહી જેવું લાલચોળ બની ગયું હતું. પાણીમાં જીવજંતુઓ ખદબદતાં હતાં. એક ઋષિએ કહ્યું: 'આપણે શૃંગી ઋષિ અને શબરી જેવી પવિત્ર સ્ત્રીની નિંદાનું પાપ વહોર્યું છે. કહો

ન કહો–આ પાપને લીધે જ આ પાણી લાલ થઈ ગયું છે.' મનમાં પ્રાયશ્ચિત્ત કરતા બધા ઋષિઓ રામ પાસે આવ્યા. તેમની સમક્ષ દુઃખ વર્ણવ્યું. રામે કહ્યું: 'આ શબરીનું જીવન પવિત્ર છે. જો સરોવરના પાણીને આ શબરીના પગનો સ્પર્શ થાય, તો પાણી ચોખ્ખું થઈ જાય.' બધા ઋષિઓએ શબરીની માફી માગતાં તળાવના પાણીને શુદ્ધ કરવાની વિનતિ કરી. શબરીએ નરમાશથી કહ્યું 'મુનિજનો, હું તો કમનસીબ અને પતિતા છું. આપની કૃપાથી મને પ્રેમના બે અક્ષર શીખવા મળ્યા છે. ભગવાન રામનાં પવિત્ર ચરણોનો પ્રેમ પણ આપની કૃપાથી જ મેળવી શકી છું. આપના પવિત્ર સરોવરને મારા પગથી અપવિત્ર કેવી રીતે કરી શકું?' ઋષિઓએ ખૂબ જ આગ્રહ કર્યો. છેવટે રામની આજ્ઞાથી શબરીએ સરોવરમાં પગ મૂક્યો. સરોવરનાં પાણી તરત જ પહેલાંની જેમ શુદ્ધ થઈ ગયાં. શબરીના પ્રેમની પૂરેપૂરી કસોટી થઈ ગઈ હતી. શબરીએ અભિમાનવશ પ્રેમના તાદાત્મ્ય અને તાટસ્થ્યનું સહેજ પણ ઉલ્લંઘન કર્યું નહોતું.

શુદ્ધ પ્રેમની વિશિષ્ટતા જ એ છે કે તે પારકાના દોષ તરફ નજર કરતો નથી; પારકાના ગુણો જ ગ્રહણ કરે છે. પતંગિયા જેવું નાનું પક્ષી પ્રકાશ પાસે જઈને તેના પ્રેમમાં શરીર ન્યોચ્છાવર કરે છે. તેને એમ પણ નથી થતું કે આ દીવો તો મારો સર્વનાશ નોતરશે, મને મોતના મોંમાં ધકેલી દેશે. પછી મારે તેની સાથે શા

માટે પ્રેમ કરવો ? પરંતુ જ્યાં પ્રેમ હોય છે, ત્યાં અવગુણનાં દર્શન જ થતાં નથી.

ભમરામાં કેટલી બધી શક્તિ હોય છે કે તે લાકડાને પણ ચીરી નાખે છે. પરંતુ તે કમળના પ્રેમમાં એટલો બધો પાગલ થઈ જાય છે કે તે તેની પાંખડીઓમાં બિડાઈ જાય છે. તે પાંખડીઓ ચીરીને બહાર આવતો નથી. તે તેના અવગુણ જોતો નથી. ભમરો કમળને છોડતો નથી. આ કારણને લીધે જ એક કવિએ કહ્યું છે:

'बन्धनानि खलु सन्ति बहूनि प्रेमरज्जुकृत बंधनमन्यत् ।
दारुभेद निपुणोऽपि षडङ्घ्रि निष्क्रियो भवति पंकजकोषे ॥

આ દુનિયામાં મેં અનેક પ્રકારનાં બંધનો જોયાં છે; પરંતુ પ્રેમરૂપી રસ્સીનું બંધન નિરાળું જ છે. આ કારણને લીધે જ લાકડાને ચીરનારો ભમરો કમળના ફૂલમાં બંધાઈને નિષ્ક્રિય થઈ જાય છે.

જ્યાં પ્રેમનો પ્રભાવ હોય છે, ત્યાં માણસ પોતાનાં મન, તન અને હૃદયને એકી સાથે જોડી દે છે.

*

[ ૨ ]

## પ્રેમનો પ્રભાવ

ગઈ કાલે આપની સમક્ષ જે વિષયની ચર્ચા થઈ હતી, તે જ વિષય પર બીજું પણ થોડુંક કહેવાનું રહી જાય છે. આજે બાકીના વિષય પર વિચાર કરવાનો છે. એક પાશ્ચાત્ય વિચારકના શબ્દોમાં–'પ્રેમ ગુલાબના ફૂલ જેવો છે.' ખરેખર, પ્રેમ શબ્દ ખૂબ જ નાનો હોવા છતાં તેનું આકર્ષણ જેવું તેવું નથી. કબીર જીવનના મહાન કળાકાર અને પરીક્ષક હતા. તેમણે દુનિયાના મોટામોટા ગ્રંથકીટોને જોયા, તેમની નાડીપરીક્ષા કરી જોઈ; પરંતુ ક્યાંય પ્રેમનો ધબકાર ન સંભળાયો. આ ગ્રંથકીટો ખૂબ ખૂબ ભણેલા હતા, મોટીમોટી વાતો કરી શકતા હતા અને બુદ્ધિશાળી પણ હતા. પરંતુ તેમનાં હૃદય ખૂબ જ સંકુચિત હતાં. એટલા માટે કબીરજીને કહેવું પડયું :

'પોથી પઢ પઢ જગ મૂઆ, પંડિત ભયા ન કોય;
ઢાઈ અક્ષર 'પ્રેમ'કે, પઢે સો પંડિત હોય..'

સહેજ ઊંડા ઊતરીને જોઈએ તો આજના પંડિતયુગી વૈજ્ઞાનિકોની પણ આ જ સ્થિતિ જણાઈ આવશે. તેમણે વિજ્ઞાનનાં કેટલાંય પુસ્તકોનો અભ્યાસ કર્યો છે. તેમની બુદ્ધિ એટલી બધી તીક્ષ્ણ થઈ ગઈ છે કે તેઓ ચંદ્રલોકની યાત્રા માટે પણ તૈયાર થઈ જાય છે. આ વિજ્ઞાનીઓ મરેલા માણસને ફરીથી સજીવન કરવાની યોજનાઓ ઘડે છે. રોગ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુ પર વિજય મેળવવાનો પ્રયત્ન કરે છે; પરંતુ તેમનાં હૃદય અત્યંત સંકુચિત થતાં જાય છે. તે લોકો માનવતા અને પ્રેમને જીવંત રાખવાનો પ્રયત્ન કરતા નથી. તે લોકો પ્રેમલોકની યાત્રા માટે ખંચકાય છે. ખરેખર આવા પંડિતો માટે કબીરની આ પંક્તિઓ આહ્વાનરૂપ છે. આજે તેમની શ્રદ્ધા પ્રેમ કરતાં ભૌતિક પદાર્થો અને શસ્ત્રાસ્ત્રો પર રોજ બ રોજ વધતી જાય છે. આ કારણને લીધે જ 'એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકા'ની આ પહેલાંની આવૃત્તિમાં 'પ્રેમ' શબ્દ માટે જ્યાં છ પૃષ્ઠો ભરવામાં આવ્યાં હતાં અને 'અણુ' માટે ફક્ત ત્રણ જ લીટીઓ હતી, ત્યાં તેની નવી આવૃત્તિમાં 'અણુ' માટે પૃષ્ઠોનાં પૃષ્ઠો ભરવામાં આવ્યાં છે અને 'પ્રેમ' શબ્દનું નામનિશાન જ નથી. પંચશીલ પર આટલો બધો ભાર મૂકવા છતાંય વિશ્વપ્રેમના અભાવે ક્યાંય શાંતિનાં દર્શન થતાં નથી. આ સૂત્રોમાં માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ (Love of Motherland), શ્રમ પ્રત્યેનો પ્રેમ (Love of Labour), જનતા પ્રત્યેનો પ્રેમ (Love of People), અને વિજ્ઞાન પ્રત્યેના પ્રેમ(Love of Science)નો

સમાવેશ કરવામાં આવ્યો છે. આ બધાંમાં માનવતા પ્રત્યેના પ્રેમનો કે જગત પ્રત્યેના પ્રેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. આ કારણને લીધે આ બધાં સૂત્રો નજર સમક્ષ જ હોવા છતાં શસ્ત્રાસ્ત્રો વધારવાની ધૂન લાગી છે. તેમના ગળે વિશ્વપ્રેમની વાત ઊતરતી નથી. જ્યારે ભારતના ઋષિઓ અને ધર્મપ્રવર્તકોએ તો સદીઓ પહેલાં વિશ્વમૈત્રી, વિશ્વબંધુત્વ, અદ્વૈત અને 'આત્મવત્ સર્વભૂતેષુ'-નાં સૂત્રો પોકાર્યાં છે. સંત વિનોબાનું 'જય જગત'નું સૂત્ર ભારતવાસીઓએ સાચા હૃદયથી અપનાવી લીધું છે. ભારતના લોકો સમગ્ર જગત સાથે પ્રેમસંબંધ રાખવા તૈયાર છે. જ્ઞાનવિજ્ઞાનમાં આટલી બધી વૃદ્ધિ થયેલી હોવા છતાંય માનવસંહાર માટે અણુશસ્ત્રનો પ્રયોગ આજ સુધી કરવામાં આવ્યો નથી. ભવિષ્યમાં પણ આ પ્રયોગ કરવાની વિચારણા કરવામાં આવી નથી. આ બધું હોવા છતાંય એટલું તો કહેવું જ પડશે કે આધુનિક વિજ્ઞાનના સંપર્ક પછી ભારતના લોકોની શ્રદ્ધા પ્રેમની શક્તિ પરથી ઓસરતી જાય છે. લહેંકા કરીકરીને પ્રેમનાં ગીત ગાય છે, પ્રેમની પ્રશંસા કરતાં થાકતા નથી, પ્રેમના વિષય પર કલાકો સુધી ભાષણો ઝીંકે છે. પરંતુ તેમની શ્રદ્ધા પ્રેમ કરતાં શસ્ત્રાસ્ત્રો પર કે શસ્ત્રધારી મિલિટરી કે પોલીસ પર જ વધારે હોય છે. તેમની શ્રદ્ધા પ્રેમ કરતાં પૈસા તરફ વધારે ઢળતી જાય છે. શસ્ત્રોના શયતાની પંજાથી આપણે અજાણ નથી. યુદ્ધનાં વિનાશકારી પરિણામો પણ આપણે જાણીએ છીએ. છેલ્લાં બે મહાયુદ્ધોનાં દુષ્પરિણામો

આપણે જોયેલાં છે. રામાયણ અને મહાભારતનાં ભૂતકાલીન યુદ્ધોનો ઇતિહાસ પણ સર્વવિદિત છે મધ્યકાલીન રાજાઓના આંતરિક ઝગડાઓનાં ખરાબ પરિણામો પણ આપણે ભોગવી ચૂકયા છીએ. જ્ઞાતિવાદ, સંપ્રદાયવાદ, ભાષાવાદ અને પ્રાંતવાદના નામે આજે પણ ભારતવર્ષમાં સંઘર્ષ થાય છે અને તેમાં આપણા હાથે જ પ્રેમનું ખૂન થાય છે. આ બધું હોવા છતાંય સમજાતું નથી કે તે આજસુધી શા માટે કુંભકર્ણની નિદ્રામાં પડ્યું છે અને એકના એક પ્રસંગોનું દુઃખદ પુનરાવર્તન કરે છે. રાષ્ટ્રના આંતરિક યુદ્ધની જવાળાઓ વધારે ને વધારે પ્રજળી રહી છે.

પડોશી દેશોમાં જે બન્યું છે, તે આપણે જોઈએ છીએ. ભારત સાથે લડવા માટે પાકિસ્તાને અમેરિકા પાસેથી શસ્ત્રાસ્ત્રોની ખરીદી કરી છે અને દેશની ૬૦–૭૦ ટકા જેટલી આવક આ ખરીદી પાછળ વેડફી દીધી છે. આપણે તેનું પરિણામ જોઈ શકીએ છીએ કે આ શસ્ત્રાસ્ત્ર શક્તિ પાકિસ્તાનના રાજનીતિજ્ઞો માટે ભસ્માસુરની જેમ અભિશાપરૂપ નીવડી છે. ત્યાં એકહથ્થુ રાજસત્તા કાયમની થઈ પડી છે. આ બધું જોયા પછી પણ આપણી આંખો નહીં જ ઊઘડે? વિશ્વશાંતિની સ્થાપનામાં શસ્ત્રાસ્ત્ર-શક્તિ મદદરૂપ નીવડી શકે ખરી? પ્રેમની શક્તિ વડે જ સનાતન વિશ્વશાંતિની સ્થાપના થઈ શકે તેમ છે. આ બધું જાણવા છતાંય ભવિષ્યમાં થનારા યુદ્ધ માટે ભારતના લોકો લશ્કર, પોલીસ અને હથિયાર તરફ વળી

રહ્યા છે. તેમને પ્રેમની શક્તિ પર ભરોસો જ ક્યાં છે? તેનું પરિણામ એ આવ્યું છે કે આજે ભારતમાં નૈતિકતા અને માનવતાનું દેવાળું નીકળી ગયું છે. રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીએ ભારતને સ્વતંત્રતા શસ્ત્રોથી અપાવી હતી કે પ્રેમથી? ગાંધીજીએ પ્રેમથી અપાવેલી સ્વતંત્રતા આપણે ભોગવીએ છીએ, પરંતુ આ સ્વતંત્રતા અપાવનાર પ્રેમ પર આપણને શ્રદ્ધા નથી. તેમણે પોતાના જાતઅનુભવ પરથી સાબિત કરી આપ્યું કે બંદૂકની ગોળી કરતાં પ્રેમની ગોળી વધારે અસરકારક નીવડે છે. નોઆખલીની સળગતી આગમાં જ્યારે હિંદુ અને મુસ્લિમ ભાઈઓ એકબીજાના કટ્ટર દુશ્મનો બની ગયા હતા, પોતાના હાથે જ પ્રેમનો અગ્નિસંસ્કાર કરી રહ્યા હતા, તે વખતે ભારતીય સંસ્કૃતિના મહાન જ્યોતિર્ધર રાષ્ટ્રપિતા ગાંધીજીએ નિઃશસ્ત્ર અને નિર્ભય બનીને પ્રેમના હથિયાર સાથે દોટ મૂકી. તે કહેવાતા દુશ્મનોના ઘરમાં બેધડક પહોંચી જતા હતા. સ્વયંસેવકોએ જ્યારે થોડાંક શસ્ત્રો સાથે રાખવાનો પ્રસ્તાવ મૂક્યો, ત્યારે તેમણે ખૂબ જ સખત શબ્દોમાં કહ્યું: 'તમારામાં હજુ પણ અક્કલ નથી આવી કે શું ? તમને પ્રેમની અમોઘ શક્તિ કરતા રિવોલ્વર અને બંદૂકો પર વધારે શ્રદ્ધા છે?' તેમણે શસ્ત્રહીન સંરક્ષકોને સાથે લઈ જવાની પણ ના પાડી દીધી. આ જ મહાત્માને પગલે આજે પંડિત જવાહરલાલ નહેરુ ચાલી રહ્યા છે. તેમના પર કેટલીય

વખત હુમલો થાય તેવા પ્રસંગો ઉપસ્થિત થયા હતા. આવી અણીની પળે પણ તેમણે હાથમાં શસ્ત્ર ધારણ કર્યું નથી.

શું આપે પ્રેમના અમર દેવતા ભગવાન મહાવીરની કથા સાંભળી નથી ? અનાર્ય દેશોમાં થતા ભયંકર ક્રૂરતા-પૂર્ણ વ્યવહારને તેમણે પ્રેમથી બંધ કરાવ્યો. તેમને પ્રેમની અમોઘ શક્તિમાં શ્રદ્ધા હતી. તેમને જો શસ્ત્રોની શક્તિ પર ભરોસો હોત, તો તે રાજગાદી ન છોડત અને શસ્ત્રો અને સૈનિકોની મદદથી પ્રાણીઓ પર વિજય મેળવત. પરંતુ તેમણે તે પ્રમાણે ન કરતાં પ્રેમની શક્તિ વડે જ પ્રાણીઓનાં હૃદય પર વિજય પ્રાપ્ત કર્યો.

જો શસ્ત્રશક્તિ અને લશ્કરી તાકાત જ સર્વોપરી હોય તો કલિંગના ભયંકર યુદ્ધ પછી અશોકનું હૃદય-પરિવર્તન ન જ થયુ હોત. અશોકનું આ પરિવર્તન ભારતીય જનતાને નગારાં વગાડીને કહી રહ્યું છે કે શસ્ત્રની શક્તિ કરતાં પ્રેમની શક્તિ વધારે છે. પ્રેમની શક્તિએ જ અશોકને શાંતિનો માર્ગ ચીંધ્યો.

પરંતુ આજે ભારત આ બધા મહાપુરુષોએ શીખ-વેલો પ્રેમનો બોધમંત્ર ભૂલી જઈને શસ્ત્રોના વધારા તરફ દોટ મૂકી રહ્યું છે. શસ્ત્રધારી લશ્કર અને પોલીસ તરફ જ ભારતનું ધ્યાન વધી રહ્યું છે. આજે ભારતના લોકોની જીભ પર પ્રેમના શબ્દો છે. પરંતુ તેમના હૃદયમાં શસ્ત્રા-સ્રોનું સંગીત રેલાય છે. ભારતના લોકો એમ જ માનવા

લાગ્યા છે કે શસ્ત્રાસ્ત્રોથી જ શત્રુને દબાવી કે વશમાં રાખી શકાય તેમ છે. આ એક ગંભીર ભૂલ છે. આ પ્રકારની શ્રદ્ધા ધોખો આપનારી નીવડે છે.

આ બધા પરથી એમ પણ કહી શકાય કે શસ્ત્રોના પ્રયોગોનાં પરિણામ આપણે આપણી નજરે જોયાં છે. પ્રેમની તો કેવળ વાતો જ સાંભળી છે. પ્રેમનો પ્રત્યક્ષ પ્રયોગ ક્યારેય કર્યો નથી. આ કારણને લીધે આપણી શ્રદ્ધા પ્રેમ કરતાં રાજશક્તિ અને શસ્ત્રશક્તિ તરફ વધારે ને વધારે ઢળતી જાય છે. પરંતુ જગતના કાર્યકારણનો અફર નિયમ બદલાતો નથી. શિક્ષાથી, નિર્દયતાથી, કાષાયિક ભાવોથી અને શસ્ત્રપ્રયોગથી શાંતિની આશા રાખવી તે લોહીથી લોહીના ડાઘ દૂર કરવા જેવી દુરાશા જ છે. પ્રેમથી જ હૃદયના ઘા ધોઈ શકાય છે, પ્રેમથી જ શત્રુને વશ કરી શકાય છે, પ્રેમથી જ પાપીને પુણ્યાત્મા બનાવી શકાય છે, પ્રેમને જ જગતના સુધારાનું મૂળ માનવામાં આવે છે, પ્રેમ જ હિંસા અને તિરસ્કાર પર વિજય મેળવી શકે છે, પ્રેમ જ પ્રકૃતિની ક્રૂરતાને શાંત કરી શકે છે, પ્રેમ જ વિશ્વશાંતિની અમરવેલ રોપી શકે છે, પ્રેમ જ ગુનેગારો અને પાપીઓના ગુના અને પાપને દૂર કરી શકે છે. દુર્જનતાને સજ્જનતામાં અને નિર્દયતાને દયામાં ફેરવી નાખવાની શક્તિ જો કોઈમાં હોય તો તે પ્રેમમાં જ છે. પ્રેમના કોમળ કરસ્પર્શથી કઠોરતા અને નિષ્ઠુર વૃત્તિઓ શમી જાય છે. પ્રેમના તેજસ્વી

પ્રકાશથી જ કઠોરતાનો અંધકાર દૂર થઈ જાય છે. નિર્દયતા, શસ્ત્રવૃદ્ધિ અને રાજસત્તા તો પોતે જ અંધકાર જેવાં છે. તેમનાથી પ્રકાશને શું આંચ આવવાની હતી ? જો તમે મન, વચન અને કાયાની ત્રિતારીને એકબીજા સાથે સારી રીતે જોડીને જીવનવીણા આત્મશ્રદ્ધાપૂર્વક વગાડશો, તો પ્રેમનો સુરીલો ઝંકાર પેદા થયા વિના નહીં જ રહે. તેનાથી તમે પશુતાની પ્રબળ શક્તિને પણ વશ કરી શકશો.

જગતના કેટલાય લોકશાહી દેશોમાં આજે રાજશક્તિના બદલામાં પ્રેમશક્તિનો પ્રયોગ આદરવામાં આવે છે. ગુનેગારો પર પ્રેમાળ વર્તાવ રાખવામાં આવે છે. આ રીતે પ્રેમથી સુધારવાના પ્રયત્નોમાં તેમને સારી રીતે સફળતા પણ મળી છે. જેલોમાં ગુનેગારોનું મનોવૈજ્ઞાનિક અધ્યયન કરવામાં આવે છે અને પ્રેમથી સુધારવાના નવા નવા ઉપાયો પણ અજમાવવામાં આવે છે. આ બધાનું આશ્ચર્યકારક પરિણામ જોઈને રાજશક્તિ અને શસ્ત્રશક્તિ પરથી શ્રદ્ધા ઓસરતી જાય છે.

શિક્ષાથી શરીરમાં ફેરફાર કરી શકાય છે. તેનામાં આત્મામા પરિવર્તન લાવવાની શક્તિ જ ક્યાં છે ? જ્યાં સુધી આ શરીરનું સંચાલન કરનાર આત્મામાં પરિવર્તન ન થાય અને ઇંદ્રિયોનું સંચાલન કરનાર મનમાં સુધારો ન થાય, ત્યાંસુધી શરીરમાં પણ શિક્ષા દ્વારા પરિવર્તન કરાવવાનું કાર્ય મુશ્કેલ છે.

ક્રૂરતાની પરાકાષ્ઠાએ પહોંચેલા પરદેશી રાજાને કેશીશ્રમણની પ્રેમશક્તિએ જ બદલ્યો હતો અને તેની જીવનસરિતામાં પ્રેમનો પ્રવાહ વહેતો કર્યો હતો. પ્રેમસિંધુ ઈસુ ખ્રિસ્તે પ્રેમની શક્તિ વડે મોટા મોટા પાપીઓનાં હૃદય ફેરવી નાખ્યાં હતાં. વધારે દૂર શા માટે જવું ? આપણી નજર સામે જ ગુજરાતના મૂક સેવક શ્રી રવિશંકર મહારાજ મોજૂદ છે. તેમણે કેટલાય ભયંકર લૂંટારાઓનાં હૃદય પ્રેમથી બદલી નાખ્યાં છે.

જેકસ જેટલો શ્રીમંત હતો, તેટલો જ અત્યાચારી પણ હતો. જ્યારે તે ટેક્સ(કર)ની વસૂલાત કરવા નીકળતો, ત્યારે શહેરના કેટલાય લોકો તેના ત્રાસથી કંટાળીને જંગલમાં સંતાઈ જતા. તેની માલિકીનાં કેટલાંય પીઠાં ચાલતાં હતાં. ત્યાં રાતદિવસ અનાચારનો દાવાનળ પ્રજળતો હતો. એક દિવસ પ્રેમશક્તિના અધિષ્ઠાતા ઈસુ ખ્રિસ્ત પેલા શહેરમાં આવ્યા. તેમના પ્રેમરસનું પાન કરવા માટે પીડિતો તલસવા લાગ્યા. લોકોનો પ્રવાહ ચોમાસાની નદીની જેમ તેમના તરફ ધસવા લાગ્યો. જિજ્ઞાસાવશ જેકસ પણ એક ઝાડ પર ચઢીને ઈસુના આગમનની રાહ જોવા લાગ્યો. પરંતુ જ્યારે ઈસુ ખ્રિસ્તે જ તેને પ્રેમથી બોલાવ્યો, ત્યારે તે આશ્ચર્યમૂઢ બની ગયો....'જેકસ ! ઝાડ પરથી નીચે ઊતર. આજે હું તારો જ મહેમાન બનીશ.' ઈસુને આ રીતે એક પાપી સાથે સ્નેહભાવથી જતા જોઈને લોકો ગુસ્સે થઈ

ગયા. સૌએ ઈસુની નિંદા કરવા માંડી. પરંતુ પ્રેમાવતાર ઈસુને તેમની નિંદાસ્તુતિ સાથે શી લેવાદેવા ? તે સીધા જેક્સના ઘેર ગયા અને તેના મહેમાન બન્યા. આગતા-સ્વાગતા પત્યા પછી ઈસુ ખ્રિસ્તે જેક્સ સાથે પ્રેમથી વાતચીત કરી અને આ વાતચીત દરમ્યાન જ ઈસુની નિઃશેષ કરુણાનો સ્નેહાળ સ્પર્શ થતાં જેક્સનું હૃદય પર્વતના બરફની જેમ પીગળી ગયું. જેના પર કોઈ વાતની વરસોથી અસર નહોતી થતી, તેને ઈસુએ પ્રેમથી વશ કરી લીધો. પ્રેમવારિનું એક જ બિન્દુ....પ્રેમમંત્રથી પીગળેલા જેક્સે ગદ્ગદ સ્વરે કહ્યું: 'પ્રભો ! હું મારું અડધું ધન દરિદ્રનારાયણને અર્પણ કરું છું અને જેમને મેં અનીતિનું ધન મેળવવા માટે હેરાન કર્યા છે, તેમને ચારગણું પાછું આપીને પ્રેમથી સંતુષ્ટ કરવાનું વચન આપું છું.'

આ છે અન્યાયી અને અત્યાચારી લોકોનું પ્રેમથી હૃદયપરિવર્તન કરાવવાનો અનોખો માર્ગ. પ્રેમમાં હૃદય-પરિવર્તનની અદ્‌ભુત ક્ષમતા છે. પ્રેમ પોતે જ આત્મ-શ્રદ્ધાળુ હોય છે. તેને માણસાઈ પર ભરોસો હોય છે. ઈ. સ. ૧૯૫૧ માં તેલંગણમાં જમીનદારોનો અત્યાચાર માઝા મૂકતો જતો હતો. ગણોતિયાઓએ લગભગ ચાર હજાર જમીનદારોની કતલ કરી. સામ્યવાદીઓ તેમને ઉશ્કેરતા હતા. સામ્યવાદીઓનો મદાર હિંસા અને તોફાનો પર જ હોય છે. આટલું થયા પછી પણ સમસ્યા

અણુઊકલી જ રહી આચાર્ય વિનોબાનો પ્રેમાળ આત્મા કકળી ઊઠયો. તેમને થયું-શું હૃદયપરિવર્તનનો માર્ગ હૃદયહીનતાનો પરિચય આપવો એ જ છે? શસ્ત્રોની શક્તિ પર જ શ્રદ્ધા રાખવાની છે? તેમનાં હૃદયમાં મંથન ચાલતું હતું. તેમનો મુકામ પોચમપલ્લીમાં હતો. ત્યાં એક સભામાં તેમણે જમીનદારોનાં 'કર્તવ્ય વિશે ભાષણ કર્યું', પ્રેમનો માર્ગ ચીંધ્યો, ભવિષ્યમાં હિંસાને ઉત્તેજન ન આપવાનો ઉપાય બતાવ્યો, સામ્યવાદીઓ સાથે પણ વાટાઘાટ ચલાવી અને છેવટે આ જમીનદારોમાંથી સૌ પ્રથમ રામચંદ્રન્ રેડ્ડી નામના એક માણસે ઊભા થઈને ભૂખ્યા, બેકાર અને પીડિત ખેડૂત ભાઈઓ માટે પોતાની એંસી વીઘા જમીન અને ખેતીનાં બીજાં સાધનો આપી દેવાનો સંકલ્પ જાહેર કર્યો. આ રીતે ભૂદાનની ગંગાનું પ્રાગટ્ય થયું અને તે ઉત્તરોત્તર આગળ વધતી ગઈ. આજે તો તે ગ્રામદાન સુધી પહોંચી ગઈ છે. જમીનદારોનાં હૃદય બદલાઈ ગયાં. તેમણે ગણોતિયા અને ખેડૂતો પર જુલમ ગુજારવાનું બંધ કર્યું. તેમની સાથે પ્રેમ અને ભાઈચારાથી રહેવા લાગ્યા. બધે પ્રેમનો પ્રવાહ વહેવા લાગ્યો

આજનાં શહેરોમાં આપણને લક્ષ્મીનો ઝણકાર મળશે, સુંદર અને ફેશનેબલ બંગલાઓની કતારો, મોટરો અને શૃંગારગૃહોની હારમાળા મળશે; પરંતુ પ્રેમનો ઝંકાર ભાગ્યે જ મળશે. સ્નેહનાં બિંદુ આજે શહેરોમાં સુકાઈ

ગયાં છે. શહેરમાં કોઈ મોટા ઘરવાળાના મહેમાન બનવાનું થાય, તો તમને સ્વાદહીન મિષ્ટાન્ન જ મળી રહે. એટલા માટે જ સંત વિનોબાએ એક વખત કહ્યું હતું: 'શહેરમાં ઘર તો બહુ જ પાસે પાસે હોય છે, પરંતુ ઘરમાં રહેતાં લોકોનાં હૃદય પાસે પાસે હોતાં નથી. લોકોનાં હૃદય તો દૂર દૂર જતાં જાય છે. સ્નેહની સરવાણી સુકાતી જાય છે.' આવાં ઘરોમાં જનાર કોઈ સંતોષ અનુભવતો બહાર નહીં આવે તેનું મન હતાશા જ અનુભવતું હશે. મોટા મોટા મહેલોમાં પ્રેમાળ હૃદય ભાગ્યે જ ક્યાંક મળી આવશે. બીજી તરફ ગામડાંમાં ઝૂંપડાં એકબીજાથી દૂર હોય છે. આમ હોવા છતાંય તેમનાં હૃદય પાસે પાસે હોય છે. ત્યાં જનારને ખાવા માટે ભલે લૂખો રોટલો મળતો હોય; પરંતુ આ રોટલો પણ ખેડૂતના સ્નેહરૂપી ઘીથી ચોપડેલો હશે. ત્યાં નથી રેડિયોનો ઝંકાર કે નથી સિનેમાની બહાર. ત્યાં તો આપણને સતત સંભળાયા કરશે પ્રેમનો ઝંકાર. આવનાર વ્યક્તિ ઝૂંપડામાંથી હૃદયમાં સ્નેહની મધુરતા અને શીતળતા ભરીને વિદાય થશે. તેના મનમાં નિરાશા નહીં હોય, સંતોષનો સંચાર હશે.

પ્રેમમાં મુખ્ય આકર્ષણ જ એ છે કે બીજાને કંઈ જ આપ્યા વિના માણસ તેને પોતાનો બનાવી લે છે. આપ એક માણસને નોકરીએ રાખો છો. તેનો પગાર પણ એકદમ વધારી આપો છો. તેને બધી સગવડો પણ આપો છો. પરંતુ તેને પ્રેમ આપતા નથી. તેના પર

જબરદસ્તી અને દબાણ કરીને કામ લો છો. આ પ્રમાણે કરવાથી આપ તેને પોતાનો નહીં બનાવી શકો. પરંતુ પ્રેમથી પૂરેપૂરી મહેનત કરાવશો, તોપણ તેને ખટકશે નહીં. ગમે તેવું કામ હશે તોપણ તે હસતા મોંએ કરી નાખશે.

પ્રેમનો પ્રવાહ મંદ પડી જવાથી અને સ્વાર્થની અભિવૃદ્ધિ થવાને લીધે જ આજે માલિકો અને મજૂરો, બાપદીકરા, પતિપત્ની, સાસુવહુ, દેરાણીજેઠાણી અને ભાઈભાઈમાં અંદરોઅંદર મહાભારત જામી પડયું છે. માલિકો ઇચ્છે છે કે મજૂરો વધારેમાં વધારે કામ કરે. મજૂરોનાં બાળબચ્ચાં માંદગીમાં હોય, તેની માલિકોને શી ચિંતા? મજૂરોની તબિયત સારી ન હોય કે તે અડધા ભૂખ્યા રહેતા હોય તેની માલિકોને શી પરવા? માલિકો એમ જ માને છે કે નોકરો કે મજૂરો મશીન જેવા જ છે. મશીનને ચલાવવા માટે તેલ પૂરવું પડે છે, તેને ઠંડું પાડવું પડે છે અને તેને સાફ રાખવું પડે છે. પરંતુ મજૂર કે નોકર પાસેથી કામ લેતી વખતે માલિક પ્રેમાળ વર્તાવ રાખતો નથી, આત્મીયતા પ્રદર્શિત કરી શકતો નથી, તેના દુ:ખને પોતાનું દુ:ખ માની શકતો નથી. આ કારણને લીધે જ વૈમનસ્ય પેદા થાય છે.

આજે સમાજની મશીનરીના ભાગ વેરવિખેર થઈ ગયા છે. સમાજમાં જ્યાં હોય ત્યાં વૈમનસ્યનાં દર્શન થાય છે. સમાજની સ્વસ્થતા અને શાંતિ જોખમમાં

મુકાયાં છે. તેનું મૂળ કારણ આ જ છે કે સમાજની મશીનરીમાં સ્નેહનું તેલ-લ્યુબ્રિકેટિંગ ઓઈલ-પૂરવામાં આવતું નથી.

રાષ્ટ્રની બાબતો વિશે ગરમાગરમ ચર્ચાઓ થતી હોય છે. કેટલીક વખત અંદરોઅંદરના ઝગડા એટલા તો ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે કે જાણે આગ જ વરસતી હોય એમ લાગે છે. આવા પ્રસંગોએ સ્નેહસિંચનની આવશ્યકતા છે. જગતના બધા જ કૂટપ્રશ્નોનો ઉકેલ લાવવા માટે સ્નેહનો પ્રયોગ જ સર્વશ્રેષ્ઠ છે. '

આજે તો ધાર્મિક, રાષ્ટ્રિય અને આંતરરાષ્ટ્રીય બધાં જ ક્ષેત્રોમાં સ્વાર્થની તતૂડી વાગે છે. સ્વાર્થ અને ઘૃણાએ પ્રેમનું આસન પચાવી પાડ્યું છે. સામાજિક કાર્ય, ધાર્મિક કાર્ય કે રાષ્ટ્રિય કાર્ય-બધે જ માણસ પોતાનાં અંગત માનપ્રતિષ્ઠા, સુખસાધન અને ધનની અભિવૃદ્ધિ ઇચ્છે છે. પ્રેમને કર્તવ્ય માનીને આવાં કાર્યો કરનાર કોઈક વીરલા જ હોય છે.

માણસને જો વાહવાહનું ભોજન મળતું હોય કે બીજો કોઈ અંગત સ્વાર્થ સધાતો હોય તો તે તરત જ તયાર થઈ જશે. પરંતુ તેમાં ક્યાંય પ્રેમનું નામનિશાન નહીં હોય. તે સ્નેહનું દાન કરવાની ઈચ્છા નહીં રાખે.

સાસુ વહુ પર દબાણ કરીને કામ કરાવવા ઇચ્છા રાખશે અને વહુ સાસુ પાસે પૈસા હોય તો તે મેળવ-

વાની લાલચે કામ કરશે. પરંતુ તે પ્રેમથી, સાચા હૃદયથી કામ નહીં કરે વહુ જો સાસુના હૃદયમાં મમત્વની ભાવના પ્રગટાવી શકે અને સાસુ જો વહુને સ્નેહ અને સહાનુભૂતિથી પોતાની બનાવી લે અને વહુને પોતાની પુત્રી જેવી જ માને, તો વહુ પણ સાસુને મા જેવી માનીને તેની પ્રેમથી સેવા કરશે. સાસુવહુ વચ્ચે જ્યાં આ પ્રકારનો પ્રેમપૂર્ણ વ્યવહાર હોય, ત્યાં ઝગડાખોરી ડોકિયું પણ કરી શકતી નથી. પ્રેમને ટકાવવા માટે ઉભય પક્ષે સ્વાર્થત્યાગની આવશ્યકતા છે. રાષ્ટ્રકવિ મથિલીશરણની નીચેની પંક્તિઓમાં આ જ રહસ્ય સમાયેલું છે:

'દોનો ઓર પ્રેમ પલતા હૈ.
સખિ, પતંગ ભી જલતા હૈ; હા! દીપક ભી જલતા હૈ!
સિસ હિલાકર દીપક કહતા–
બંધુ, વૃથા હી તૂ ક્યોં દહના?
પર પતંગ પડકર હી રહતા.
કિતની વિહ્વળતા હૈ?
દોનો ઓર પ્રેમ પલતા હૈ'
[સાકેત]

સ્વ. મહાત્મા ટૉલ્સ્ટોયના શબ્દોમાં—'એમ કહેવું કે તમે એક જ વ્યક્તિને આખી જિંદગી સુધી પ્રેમ કર્યો કરશો, તેનો અર્થ એનો થાય છે કે, તમારી ઇચ્છા હશે ત્યાંસુધી મીણબત્તી સળગ્યા જ કરશે'

જો તમારે દુનિયાની નજરે પ્રતિષ્ઠા મેળવવી હોય,

લોકોનો પ્રેમ સંપાદન કરવો હોય, તો તમારા હૃદયમાં પ્રેમનો અસ્ખલિત ઝરો વહેવા દો. સદ્‌ગુણો, ઉદારતા અને સ્વાર્થત્યાગની પવિત્ર સુવાસ ફેલાવો. ફ્રેંકલિનના શબ્દોમાં—'જો તમારે પ્રિય બનવું હોય, તો પ્રેમ કરો અને પ્રેમની યોગ્યતા કેળવો.' આપ જીવનના ગમે તે ક્ષેત્રમાં કામ કરતા હો, તોપણ બધે પારકાના, સમાજના, રાષ્ટ્રના અને જગતના કલ્યાણને નજર સમક્ષ રાખીને આગળ વધો. આપણા પર થતા શોષણને સહી લઈને પણ પારકાનું પોષણ કરો. તમારા 'અહમ્'ને 'સ્વ'માં કેન્દ્રિત ન કરતાં વિરાટ વિશ્વમાં ફેલાવો. જ્યાં જાઓ ત્યાં સર્જનાત્મક કાર્ય કરો, ખંડનાત્મક નહીં. સ્નેહ અને પ્રેમના જળથી કુટુંબ, સમાજ કે રાષ્ટ્રમાં પ્રસરી ગયેલી ઘૃણા, સ્વાર્થ અને દ્વેષની કાલિમાને દૂર હટાવવાનો પ્રયત્ન કરો. જે પહેલાં પારકાના સુખનો વિચાર કરે છે અને પછી પોતાના સુખનો વિચાર કરે છે, તે જ સાચો પ્રેમી બની શકે છે. આવી પ્રમાળ વ્યક્તિ પારકાનાં દુઃખ પોતાના માથે વહોરી લે છે. તે ગમે તેવી આપત્તિઓ સહન કરે છે. તેના મનમાં કવિના શબ્દોની વીણાનો ઝંકાર ઊઠે છે:

'જો હૈં પ્રેમી વે કુદરતકી બલાઓંસે નહીં ડરતા,
જો હૈં આરફ જફાકશ વે જફાઓંસે નહીં ડરતે;
વે મુસીબત કે મુકાબિલ ભી સીધે તૈર જાતે હૈં,
વે આધી રાત ભી દરિયાકી છાતી ચીર જાતે હૈં.'

ગોસ્વામી તુલસીદાસના ગૃહસ્થજીવનનો પ્રસંગ આ પ્રમાણે છે. પોતાની પત્નીના મોહમાં પાગલ હોવા છતાંય તેમના જીવનનો વળાંક શુદ્ધ પ્રેમ તરફ હતો. તેમની પત્ની રત્નાવલી પોતાના ભાઈ સાથે પિયર ગઈ. તુલસીદાસ ખૂબ જ વિહ્વળ થઈ ગયા. તે અડધી રાતના જ પત્નીને મળવા માટે નીકળી પડ્યા. નદી પૂરજોસથી વહી રહી હતી. ઈશ્કના દીવાના તુલસીદાસ એક લાશનો ટેકો લઈને નદી તરી ગયા. સસરાનું ઘર બંધ હતું. તુલસીદાસને ઘરની દીવાલ પર ચઢીને અંદર જવાનો માર્ગ સૂઝી આવ્યો. સંયોગવશ ત્યાં એક સાપ લટકતો હતો. તુલસીદાસે તેને દોરડું માનીને પકડી લીધો અને ઘરમાં કૂદી પડ્યા. તુલસીદાસની પત્ની આ અવાજ સાંભળીને જાગી ગઈ. તે તો આખું દૃશ્ય જોઈને સ્તબ્ધ થઈ ગઈ. પોતાના પતિને આ રીતે મોહમાં પાગલ થયેલો જોઈને તેણે પોતાના કર્તવ્યનું પૂરેપૂરું પાલન કર્યું અને સાચા પ્રતિપ્રેમનો પરિચય કરાવ્યો. તેણે તરત જ એક દોહરો સંભળાવ્યો:

'જૈસો પ્રેમ હરામમેં વૈસો હરમેં હોય,
ચલા જાય વૈકુંઠમેં, પલ્લા ન પકડે કોય.'

હાડમાંસના આ હરામી શરીર પર તમારો જેવો પ્રેમ છે, તેવો જ પ્રેમ જો સમગ્ર જગત સાથે થઈ જાય, પ્રભુ પ્રત્યે થઈ જાય, પારકાનું દુઃખ ટાળવાની લગની લાગે, તો તમારા માટે સ્વર્ગ કે મોક્ષ દૂર નથી.

પ્રેમસિંધુ ઈસુ ખ્રિસ્તે પ્રેમને જ પ્રભુનું સ્વરૂપ માન્યું છે. Love is God. આ છે ઈસુનું સુવાક્ય.

કર્મયોગી શ્રીકૃષ્ણે પ્રેમની વાંસળી વગાડીને સમાજને પોતાનો કર્યો હતો. શ્રીકૃષ્ણનો પ્રેમ તાદાત્મ્ય અને તાટસ્થ્યને જાળવતો હતો. આને આપણે અનાસક્તિ યોગ કહી શકીએ. તાત્પર્ય એ છે કે જગતના બધા જ ધર્મો, શાસ્ત્રો અને સાહિત્યમાં 'પ્રેમ'ને સર્વોચ્ચ સ્થાન આપવામાં આવ્યું છે. ભારતીય ઋષિઓએ પ્રેમના મહાત્મ્યનું દિગ્દર્શન નીચેના શ્લોકમાં કરાવેલું છે:

'प्रेमशक्ति समा शक्तिः अपरा न जगत्त्रये ।
प्रेमाकर्षणयोगेन स्वकीय जायते जगत् ॥'

ત્રણેય લોકમાં પ્રેમની શક્તિ જેવી બીજી કોઈ શક્તિ નથી. પ્રેમાકર્ષણના બહાને જ સમગ્ર જગત આપણું બની જાય છે.

જે શુદ્ધ પ્રેમી હોય છે, તેના હૃદયમાં પ્રેમનાં અલગ-અલગ ખાનાં નથી હોતાં. તેના માટે 'स्वदेशो भुवनत्रयम् ।' ત્રિભુવન જ પોતાનો દેશ છે. તે પ્રેમ સમય, સ્થળ, ભાષા, પ્રાંત કે કુટુંબમાં બંધાયેલો નથી હોતો. પ્રેમ નિરંકુશ હોય છે. પ્રેમને સીમાડાનાં બંધનો નડતાં નથી તેના નાનાનાના ટુકડા કરી શકાતા નથી. પ્રેમ એક છે, અખંડ છે પ્રેમના ટુકડા કરવામાં આવે તો પ્રેમનો આત્મા ઊડી જાય. ત્યાં દ્વેષ અને સ્વાર્થનાં જ જંતુઓ ખદબદે. વિરાટ પ્રેમ તો અખંડ માનવતાનો અનુભવ કરે છે.

પ્રાણીમાત્રમાં એકતાનો અનુભવ કરે છે. મહાત્મા બુદ્ધના શબ્દોમાં—

'પ્રેમ જ સ્વર્ગનો માર્ગ છે, મનુષ્યત્વનું બીજું નામ છે. બધાં પ્રાણીઓ પ્રત્યે સ્નેહભાવ રાખવો એ જ સાચી માણસાઈ છે.'

પ્રેમ તો વહેતી નદીના જળ જેવો છે. પ્રેમને ખાડામાં પૂરી રાખવાથી તે સડી જાય છે, તેમાંથી દુર્ગંધ પ્રસરે છે અને તેનું સ્વરૂપ જ બદલાઈ જાય છે. તે મોહ, તિરસ્કાર કે દ્વેષનું સ્વરૂપ ધારણ કરે છે. આજકાલ લોકોને હિન્દુસ્તાન પાકિસ્તાનની જેમ પ્રેમના ભાગલા પાડવાનો શોખ વળગ્યો છે. ભાષાપ્રેમ, પ્રાંતપ્રેમ, ગ્રામપ્રેમ, નગરપ્રેમ, સંપ્રદાયપ્રેમ, જ્ઞાતિપ્રેમ, દેશપ્રેમ ઇત્યાદિ પ્રેમના ટુકડા જ છે. આ બધો ખંડિત પ્રેમ છે. ખંડિત પ્રેમ મુડદા જેવો થઈ જાય છે, તેમાં પ્રેમની સજીવતા નથી રહેતી. દ્વેષ અને ક્લેશના કીડા ખદબદે છે. ખંડિત પ્રેમમાંથી તિરસ્કારની દુર્ગંધ રેલાય છે. ખંડિત પ્રેમ માનવતાના ટુકડા કરી નાખે છે. સંપ્રદાય પ્રત્યે પ્રેમ રાખનાર પોતાના સપ્રંદાયના અનુયાયીઓને જ સત્કારશે. પારકા સંપ્રદાયના અનુયાયીઓને તે ધિક્કારશે. પોતાના સંપ્રદાયની અધમમાં અધમ વ્યક્તિને તે મોહવશમાં આવીને મહાપુરુષનું બિરુદ આપશે અને પારકાના સંપ્રદાયની સારામાં સારી વ્યક્તિને તે ખરાબ કહેશે. આ જ રીતે એક રાજાને પોતાના દેશ માટે પ્રેમ હોય

છે. તે બીજા દેશને શત્રુનો દેશ માની લે છે અને યુદ્ધ કરવા તૈયાર થઈ જાય છે. ચોર અને લૂંટારાઓને પોતાના ઘર પ્રત્યે જ પ્રેમ હોય છે, પારકાંના નહીં. જો લોકો પારકાંના ઘર પ્રત્યે પણ પોતાના ઘર જેટલો જ પ્રેમ રાખતાં શીખી જાય, તો આ દુનિયામાં સ્વર્ગ ઊતરી આવે. આ સત્ય રાષ્ટ્ર, ધર્મ, સંપ્રદાય કે જ્ઞાતિના વિષયને પણ સરખી રીતે જ લાગુ પડે છે. પરંતુ ભારતવાસીઓમાં તો આ ટુકડેટુકડા કરાવવાના ક્ષુદ્ર પ્રેમના સંસ્કારો ઠાંસીઠાંસીને ભરવામાં આવ્યા છે. આ સસ્કારોને વિદાય કરવાની કશી જ તૈયારીઓ થતી હોય એમ જાણવામાં આવ્યું નથી. પરંતુ યાદ રાખો—તમે આ ખંડિત પ્રેમના સંસ્કારોને હટાવીને વિશાળ પ્રેમનો ઝંકાર જન્માવો કે ન જન્માવો, તોપણ સંકુચિત પ્રેમનાં માઠાં ફળ તો તમારે ભોગવવાં જ પડશે. ભારતના ઇતિહાસનું પાનેપાનું આ સંકુચિત પ્રેમની કડવાશની કરુણ કથા પોકારી રહ્યું છે. સંકુચિત પ્રેમમાં પોતાના સુખને જ પ્રાધાન્ય આપવામાં આવે છે. વિરાટ પ્રેમમાં સૌકોઈને સુખી જોવાની ભાવના હોય છે. વિશાળ પ્રેમમાં સૌને સુખી કરવાનો પ્રયત્ન પણ કરવો પડે છે. જે સંકુચિત પ્રેમને લીધે ભાઈ ભાઈ એકબીજાનું લોહી ચૂસવા તૈયાર થઈ જાય છે, તેને શું પ્રેમ કહી શકાય? કોઈ પણ ડાહ્યો માણસ આને પ્રેમ નહીં કહે.

આપના જીવનમાં પ્રેમનું વર્તુળ મોટું થતું જશે, ત્યારે જ પ્રેમનો સાચો આનંદ માણી શકાશે. ગામમાંથી

શહેર, શહેરમાંથી જ્ઞાતિ, જ્ઞાતિમાંથી સમાજ, સમાજમાંથી દેશ અને દેશમાંથી સમગ્ર વિશ્વ તરફ આપણો પ્રેમ ફેલાતો જશે, ત્યારે જ જીવનમાં મધુર ઝંકાર પેદા થશે. એટલા માટે જ આપણે પ્રેમના સાર્વભૌમ સ્વરૂપને અપનાવી લઈએ. આપણા કૌટુંબિક, ગ્રામીણ, નાગરિક, સામાજિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય જીવનમાં જ્યારે અખંડ પ્રેમનું પ્રાગટ્ય થશે, ત્યારે જ આપણા જીવનમાં પ્રેમનો પૂરેપૂરો ઝંકાર જન્મશે. નહીંતર દીપકની જેમ દ્વેષ કે તિરસ્કારની હવાના ઝાપટાથી પ્રેમની જ્યોત સદંતર બુઝાઈ જશે.

આપણે અખંડ પ્રેમને આપણા જીવનમાં શ્રદ્ધાપૂર્વક વહેવા દઈએ. તેમ કરવાથી આપણા જીવનમાં માધુર્યપૂર્ણ ઝંકારનો પ્રાદુર્ભાવ થયા વિના નહીં જ રહે. પછી તો આપણે વિશ્વના બની જઈશું અને વિશ્વ આપણું બની જશે.

## જીવનની લાલિમા

ભારતીય સંસ્કૃતિ ત્યાગપ્રધાન સંસ્કૃતિ છે. ત્યાગ-એ જ તેનો પ્રાણ છે, આત્મા છે. જ્યાં ત્યાગ અને વૈરાગ્યની પૂજા થાય છે, આરતી થાય છે, સત્કાર અને સન્માન થાય છે, ત્યાં ભારતીય સંસ્કૃતિ છે. જ્યાં ભોગ-રોગનું પ્રાધાન્ય હોય છે, વિષયવાસનાની પ્રબળતા હોય, રાગની આગ પ્રજળી રહી હોય છે, દ્વેષનો દાવાનળ ધૂંધવાઈ રહ્યો હોય છે, ક્રોધની આંધી ચડતી હોય છે, અભિમાનનો સાપ ફૂંફાડા મારતો હોય છે, માયા અને લોભનો વંટોળિયો ચકરાવો લેતો હોય છે, ત્યાં ભારતીય સંસ્કૃતિનો અભાવ હોય છે.

ભારતીય સંસ્કૃતિના જ્યોતિર્ધરોએ વિષયવાસનાની નિંદા કરેલી છે. તેને આત્માની 'વિભાનપરિણતિ અને ઔપાધિક ભાવ' તરીકે આલેખ્યાં છે. તે જીવનનો વિકાર છે. સોનું ચળકાટ મારે છે. પરંતુ જો તે કાદવમાથી ખરડાયેલું હોય, તો તેનો ચળકાટ દુનિયાને દેખાડી શકતું નથી.

તેના પરથી જેમજેમ કાદવ ઓછો થતો જાય છે, તેમતેમ તે વધારે ચળકે છે. આત્મારૂપી સોનું પણ અનંત કાળથી વિકારોના કાદવથી ખરડાયેલું છે, વાસનાના મેલથી કાળું પડેલું છે, તેને ચમકદાર બનાવવું હોય, તો વિકારોને દૂર કરવા જોઈએ, વાસનાઓને ફગાવી દેવી જોઈએ અને સંસ્કારોને જાગ્રત કરવા જોઈએ. સંસ્કારોને જાગ્રત કરવાનો અર્થ થાય છે બ્રહ્મચર્યમાં તલ્લીન થઈ જવું, પરમાત્મભાવની જ્યોતિ પ્રગટાવવી. બ્રહ્મચર્યની આગમાં તપીને આત્મા કુંદન જેવો શુદ્ધ બને છે. આત્મા સાથે અનંત કાળથી જોડાયેલું કર્મફળ બળીને ખાખ થઈ જાય છે. તે સાધનાનું પ્રવેશદ્વાર છે, તેનાથી મન પવિત્ર થાય છે અને વિચારો ઉચ્ચ સ્વરૂપ ધારણ કરે છે. કર્મ કરવાની શક્તિ બળવત્તર બને છે. આ કારણને લીધે જ આગમો, ત્રિપિટકો અને વેદોમાં બ્રહ્મચર્યની પ્રશસ્તિ ગાવામાં આવી છે. આર્યાવર્તના મહામાનવ ભગવાન મહાવીરે પોતાના એક પ્રવચનમાં કહ્યું હતું : 'જેવી રીતે ગ્રહો, નક્ષત્રો અને તારાઓમાં ચંદ્રમા અગ્રસ્થાને છે, તેવી રીતે વિનય, શીલ, તપ ઇત્યાદિ સદ્‌ગુણોમાં બ્રહ્મચર્ય મુખ્ય છે.'

'વિણયસીલ તપનિયમ ગુણસમૂહં તં બંભં ભગવંતં,
ગહગણા નક્ખત્ત તારગાણા વા જહા ઉડુપતી.'

—પ્રશ્નવ્યાકરણ [૨-૪]

મહાત્મા બુદ્ધે પણ પોતાના શિષ્યોને સંબોધતાં

એક દિવસ કહ્યું હતુંઃ 'શિષ્ય, તું તારા ચિત્તને કામ-ગુણોમાં આસક્ત કરીશ નહીં.'

'મા તે કામ-ગુણે રમસ્સુ ચિત્તં.'

વૈદિક સંસ્કૃતિના મહાન આચાર્યોએ ખૂબ જ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છેઃ 'બ્રહ્મચર્યરૂપી તપ આદરીને દેવોએ મૃત્યુ પર વિજય મેળવ્યો છે.' [ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत ।]

હું આપને કહી રહ્યો હતો કે ભારતના ઋષિ-મહર્ષિઓ અને શ્રમણ-નિર્ગ્રંથોએ એકી અવાજે બ્રહ્મચર્યનો મહિમા ગાયો છે અને વિકારોની નિંદા કરી છે. બ્રહ્મચર્યની સાધનાથી શરીર સુદૃઢ બને છે, આત્મા શક્તિશાળી બને છે અને વિચારો શુદ્ધ બને છે. પરંતુ વિકાર અને વાસનાઓથી શરીરનું તેજ અને ઓજસ હણાય છે, આત્મા નિર્બળ બને છે અને વિચારોમાં વિકૃતિ પ્રવેશે છે. બ્રહ્મચર્ય જીવનને ચમકદાર બનાવે છે અને વિકારો જીવનને બરબાદ કરે છે

અંધારી રાત છે. આકાશમાં ચારે તરફથી વાદળો ઘેરાવા લાગ્યાં છે, આંધી ચડી છે, ભયંકર ગર્જનાઓ સંભળાય છે અને વીજળી ઝબૂકે છે. આ વેળાએ બે પ્રવાસીઓ હિમાલયની ઘટામાંથી પસાર થઈ રહ્યા છે. તેમને કોઈ કોઈ વખત છલંગો મારતાં હરણાં દેખાય છે. કોઈ કોઈ વખત રંગબેરંગી જંગલી પશુઓ નજરે પડે છે. કોઈ વખત વરુની ભયંકર ચિચિયારીઓ સંભળાય છે.

કોઈ વખત હાથીની ચીસો સંભળાય છે. કોઈ વખત શિયાળીનો અવાજ સંભળાય છે. કોઈ વખત સિંહની ભયંકર ગર્જનાઓથી આખા જંગલમાં સન્નાટો પ્રસરી જાય છે. એક પ્રવાસી બીકનો માર્યો થથરી ઊઠે છે અને બીજો પ્રવાસી નચિંત બનીને આગળ વધે છે. બીજો પ્રવાસી પોતાના સાથીદારની નિર્ભયતા જોઈને છક થઈ જાય છે. છેવટે તેણે પૂછ્યું: 'ભાઈ, તમારી નિર્ભયતાનું કારણ શું છે? તમારી પાસે એવી કઈ વસ્તુ છે કે તમને ભય લાગતો નથી?' પહેલા પ્રવાસીએ સાભિમાન જવાબ આપતાં કહ્યું: 'મારા હાથમાં આ લાકડી છે, તેની તમને ખબર નથી? આ લાકડી કેટલી સુંદર છે, કેટલી મનમોહક છે, તેના પર કેટલો સરસ રંગ લગાડેલો છે, કેટલું સુંદર ચિત્રકામ કરેલું છે, તેમાં કલાકારના અંતર્મનના ગૂઢ ભાવોની કેટલી જીવંત અભિવ્યક્તિ છે! આ બધું જોઈને જોનારના તન, મન અને નયનમાં આનંદોલ્લાસ પ્રગટે છે. જોનાર આનંદાવેશમાં નાચી ઊઠે છે. તે તેનાં વખાણ કરતાં થાકતો નથી.' બીજા પ્રવાસીએ કહ્યું: 'ભાઈ, તમારી વાત તો સોળ આની સાચી છે. પરંતુ આ લાકડીમાં તો મેલના થર જામેલા છે. તે બહારથી તો વીજળીની જેમ ચમકે છે, પરંતુ તેનું આંતરિક સારતત્ત્વ ઓસરી ગયેલું છે. આમ હોવા છતાંય તમે અભિમાન લઈ રહ્યા છો કે ગમે તેવી મુશ્કેલીમાંથી પણ તમે ઊગરી શકશો! જો કોઈ પશુ સામે આવશે અને તમે બચાવ

માટે આ લાકડીનો ઉપયોગ કરશો, તો તેનું પોલ જાહેર થઈ જશે. એક ક્ષણમાં તો તમારી લાકડીના ટુકડા થઈ જશે.' પરંતુ પહેલા પ્રવાસીને પોતાના સાથીદારની આ વાત સમજાતી નહોતી. તે આ લાકડીના બાહ્ય સૌંદર્યથી આકર્ષાયો હતો. તેને શ્રદ્ધા હતી કે વખત આવ્યે લાકડી તેને દગો નહીં દે. આપને આ પહેલા પ્રવાસીની મૂર્ખામી પર હસવું આવશે. આપણે સૌ પ્રવાસીઓ છીએ, ભવાટવીમાંથી પસાર થઈ રહ્યા છીએ. બહારથી અત્તર અને પાવડરના લપેડા કરીને ફરનાર માણસનું જીવન પેલા પ્રવાસીની લાકડી જેવું છે. તેમાં વિકારો, વાસનાઓ અને અનાચારનો મેલ ચીટકેલો છે, તેમાથી જીવનનું સારતત્ત્વ નિચોવાઈ ગયું છે. કૃત્રિમ રીતે સુંદર હોવાનો દેખાવ કરીને તે ભલે લોકોની નજરે ભપકદાર દેખાય; પરંતુ તે જીવનના અંતિમ ધ્યેય–મોક્ષને પ્રાપ્ત કરી શકતો નથી.

જૈન ધર્મે મોક્ષ મેળવવા માટે શરીરના આકાર પર ભાર મૂક્યો નથી. શરીર ભલે સુંદર હોય કે કદરૂપું હોય, અષ્ટાવક્રની જેમ વાંકુંચૂંકું હોય કે સનત્કુમારની જેમ સુંદર હોય. શરીર ગોળ હોય કે સમચોરસ હોય, તોપણ મોક્ષ મળી શકે છે. શરીરના આકારમાં વિકૃતિ હોય તો તે મોક્ષ પ્રાપ્ત કરવામાં અડચણ રૂપ નીવડતી નથી. જેનાં હાડકાં કમજોર હશે તેને મોક્ષ નહીં મળે. વેદમાં પણ કહ્યું છે :

'नायमात्मा बलहीनेन लभ्यः।'

—કઠોપનિષદ

જેનું શરીર નિર્બળ છે, જેનામાં શક્તિ નથી, તેને આત્માનાં દર્શન થઈ શકતાં નથી. આત્મદેવનાં દર્શન કરવા માટે વિકારોને જીતવા જોઈએ, ઇંદ્રિયો પર કાબૂ મેળવવો જોઈએ અને રાગદ્વેષને ઓછા કરી નાખવા જોઈએ.

બ્રહ્મચર્ય જીવનની વિરાટ સાધના છે. અમેરિકન ઋષિ થોરોએ કહ્યું છેઃ 'બ્રહ્મચર્ય જીવનવૃક્ષનું પુષ્પ છે અને પ્રતિભા, પવિત્રતા અને પુરુષાર્થ ઇત્યાદિ તેનાં સુંદર ફળ છે.' વ્યાસના શબ્દોમાં–'બ્રહ્મચર્ય અમૃત છે.' જે માણસ બ્રહ્મચર્યરૂપી અમૃતનો રસાસ્વાદ માણે છે, તે હમેશને માટે અમર બની જાય છે. તેનું નામ જગતના ઇતિહાસમાં હજારો વર્ષ સુધી કોતરાઈ જાય છે. તેનું જીવન લાખો વર્ષ સુધી પ્રકાશ આપ્યા કરે છે. તે કરોડો સ્ત્રીપુરુષોને માર્ગદર્શન આપે છે. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે જે મહાત્માઓએ જીવનમાં બ્રહ્મચર્યના મહત્ત્વનો સ્વીકાર કર્યો છે, તે પ્રગતિના સર્વોચ્ચ શિખર પર જઈ પહોંચ્યા છે. તે દુનિયામાં નામના કાઢી ગયા છે.

અગિયાર લાખ વરસ જેટલો લાંબો સમય પસાર થઈ જવા છતાંય સીતાનું જીવન આજેય પ્રેરણા આપી રહ્યું છે. અશોકવાટિકામાં સતી સીતા બેઠાં છે, ત્રણેય ખંડનો અધિપતિ રાવણ હાથ જોડીને સામે ઊભો છે.

રાવણુ સીતાને પ્રેમપૂર્ણ નજરે જોવા માટે કાકલૂદીઓ કરે છે. પરંતુ સીતા તેનો તિરસ્કાર કરે છે, તેનું અપમાન કરે છે અને તેનાં પ્રલોભનોને ઠોકરે ચડાવે છે. રાવણુની ચકચકતી તલવાર જોઈને પણુ તે ડરતી નથી. સીતામાં એવી કઈ અદ્ભુત શક્તિ હતી તે આપ કહી શકશો? સીતા પાસે તોપ, તલવાર કે બંદૂક હતી? ના, તેની પાસે હતું બ્રહ્મચર્યનું મહાન તેજ. આ તેજ આગળ બીજાં બધાં જ તેજ નિસ્તેજ બની જાય છે. બધી જ શક્તિઓનો પરાજય થાય છે.

મહારાણી સત્યવતીએ ભીષ્મ પિતામહને કહ્યું: 'ભીષ્મ, તમે મારા માટે આજન્મ બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી હતી. આજે હું તમને આજ્ઞા આપુ છું કે કુળવૃદ્ધિ માટે લગ્ન કરો. તમારી પ્રતિજ્ઞા પૂરી થઈ જાય છે.' વ્યાસે પણુ સત્યવતીના શબ્દોને ટેકો આપ્યો. સત્યવતીએ લગ્ન કરવાની સલાહ આપતાં કહ્યું: 'ભીષ્મ, વીરોનાં સંતાન વીર જન્મે છે. તમારે તમારા માટે નહીં, પરંતુ દેશમાં વીરોની સંખ્યામાં વધારો કરવા માટે, પરોપકાર કરવા માટે લગ્ન કરવાનું છે.' ભીષ્મે કહ્યું: 'પૂજ્ય! ઇંદ્ર પોતાની સત્તાનો ત્યાગ કરી શકે છે, યમરાજ ન્યાયનો ત્યાગ કરી શકે છે, અગ્નિ ઠંડક આપી શકે છે અને ચંદ્રમા આગ વરસાવી શકે છે; પરંતુ ભીષ્મ પોતાની પ્રતિજ્ઞા તોડી શકે તેમ નથી. હું લગ્ન કરું તો એક–બે પુત્રોનો વધારો કરી શકું, પરંતુ મારું

આજીવન બ્રહ્મચર્ય ભારતના કેટલા વીરોને પ્રેરણા આપશે?' બ્રહ્મચર્યના આ તેજને લીધે જ કુરુક્ષેત્રના મેદાનમાં આ વીર પુરુષ અઢાર દિવસ સુધી બાણશય્યા પર સૂઈ શક્યા, આખું શરીર અણીદાર બાણોથી વિંધાઈ જવા છતાંય તેમના મોં પર હાસ્ય ફરકતું હતું. બાણશય્યા પરથી પણ તે જીવનની સમસ્યાઓનો ઉકેલ સૂચવતા હતા. ધર્મરાજના' પ્રશ્નોના જવાબ આપતા હતા. આ છે બ્રહ્મચર્યના તેજનું અનોખું દૃષ્ટાંત.

ભારતીય સંસ્કૃતિની ગંભીર વાણી હજારો વર્ષથી પોકારી રહી છે કે, 'માનવ! તને જે આ અમૂલ્ય જીવન મળ્યું છે, તે ભૌતિક જીવનની અંધારી ગલીઓમાં ભટકવા માટે નથી, ભોગવિલાસની ગંદી ખાડીમાં કીડાની જેમ ખદબદવા માટે નથી, પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણાની ભુલભુલામણીમાં વાંકાચૂંકા રસ્તા પર અથડાવા માટે નથી. આ જીવન વાસનાના ગુલામ બનીને તેને બરબાદ કરવા માટે નથી. વિકારોના પ્રવાહમાં ખેંચાવા માટે પણ નથી. જીવનનો ઉદ્દેશ છે વિકાર અને વાસનાઓ પર વિજય મેળવવાનો, ત્યાગ અને વૈરાગ્યની નિર્મળ જ્યોત પ્રગટાવવાનો અને યમ-નિયમની નિર્ઝરિણીમાં સ્નાન કરવાનો. જે મહાન આત્મા જીવનના આ સાચા ધ્યેયને સમજે છે, તે જ્યોતિસ્વરૂપ ધારણ કરીને માનવજાતિને નિઃશ્રેયસ્ તરફ વાળવામાં માર્ગદર્શક બને છે.

જૈન સાહિત્યના ઝગમગતા નક્ષત્ર વિજયકુંવર અને વિજયકુમારીની વાતથી આપ સૌ માહિતગાર છો. આ કેવળ ઐતિહાસિક કલ્પના જ નથી; પરંતુ સત્ય છે. જેનું જીવન આ વિશાળ સાગર જેવું છે, તેનું કોઈ તળિયું નથી કે અંત નથી. તેમની કથાઓ હજારો વર્ષથી ઉલેચાય છે, છતાંય આ મહાસાગરનાં નીર ખૂટતાં નથી. ભવિષ્યમાં પણ આ મહાસાગરનાં નીર ઘટે–ખૂટે એવી કોઈ શક્યતા નથી.

જે જીવનમાં બ્રહ્મચર્યનું તેજ છે, સદાચારનું બળ છે અને સદાચારની વીજળી ચમકે છે, તે જ જીવન આગળ આવી શકે છે. આ પ્રકારનાં જીવન જ ઇતિહાસને નવો વળાંક આપે છે. દેવરાજ દેવેન્દ્ર પણ તેના ચરણે માથું નમાવે છે. 'નમો બંભયારિસ્સ' કહીને તેમને નમસ્કાર કરે છે. જગતની બધી જ શક્તિઓ બ્રહ્મચારીનું સ્વામિત્વ સ્વીકારે છે. બ્રહ્મચારીને સૌ કોઈ વખાણે છે. આ કારણને લીધે ભારતીય સંસ્કૃતિના મહાન જ્યોતિર્ધરોએ વિરાટ સાધના પર સવિસ્તર પ્રકાશ નાખ્યો છે. પરંતુ જે દેશ લાખો વર્ષથી આધ્યાત્મિકતાના સર્વોચ્ચ શિખર પર બિરાજેલો છે અને જે દેશમાં ભગવાન અરિષ્ટનેમિ, ભીષ્મ પિતામહ, સતી સીતા, સાવિત્રી અને દ્રૌપદીના ઉજ્જવળ આદર્શો વિદ્યમાન છે, તે દેશમાં ચારિત્ર્યની દરિદ્રતાનો પ્રારંભ થઈ ચૂકચો છે તે જોઈને ખૂબ જ લાગી આવે છે. ભગવાન મહાવીર, મહાત્મા બુદ્ધ અને કર્મયોગી કૃષ્ણનાં પ્રેરણાદાયી

પ્રવચનોથી આ ભૂમિ પાવન થયેલી છે. આપણો દેશ ધર્મપ્રધાન કહેવાય છે. આપણો દેશ અન્ય દેશોને સાંસ્કૃતિક દોરવણી આપે છે. આ જ દેશમાં ચારિત્ર્યના એક પણ સિદ્ધાંતનું પાલન થતું નથી. ભોગવિલાસની જ્વાળાઓમાં લોકો ગળાબૂડ ખૂંપવા લાગ્યા છે. ચલચિત્રોએ આખા દેશમાં હલકું વાતાવરણ પ્રસરાવી દીધું છે. લોકો પ્રગતિ કરવાને બદલે શિષ્ટાચાર અને મર્યાદાનું ઉલ્લંઘન કરે છે. નાનાંનાનાં બાળકોની જીભ પર સિનેમાનાં બિભત્સ ગીતો રમતાં હોય છે. અશ્લીલ ગીતો ગાતી વખતે બાળકો માથી શરમાતાં નથી કે બાપની પરવા કરતાં નથી. આ રીતે દેશનું નૈતિક અધઃપતન થઈ રહ્યું છે અને અનિષ્ટો ફાલી રહ્યાં છે. અનાચાર કૂદકે અને ભૂસકે વધ્યે જ જાય છે. ક્ષયનાં જંતુઓની જેમ રાષ્ટ્રના દેહમાં ફૂલતાં–ફાલતાં આ અનિષ્ટોને રોકવાની જવાબદારી આપણી યુવાન પેઢી પર છે. ભારતના યુવાનો પોતાના જીવનનું મહત્ત્વ સમજે અને તેનું નૈતિક મૂલ્યાંકન કરે. આપણા યુવાનોએ એક વસ્તુ ન ભૂલવી જોઈએ કે આ જીવન ભોગની આગમાં યુવાનીને હોમી દેવા માટે નથી. યુવાનીના તોફાનમાં પોતાની જાતને બરબાદ કરવા માટે આ જીવન નથી.

આપે ઇંગ્લૅન્ડના સુપ્રસિદ્ધ કવિ કીટ્સ(Keats)નું નામ સાંભળ્યું હશે. તેણે પોતાના એક કાવ્યમાં ભોગવિલાસનાં અનિષ્ટોનું ચિત્ર દોર્યું છે. પહેલાં સશક્ત એવા એક બહાદુર સૈનિકને કવિ પૂછે છે. તે વખતે તો પેલા

સૈનિકના જીવનની લાલિમા ઓસરી ગયેલી હોય છે. તેનું કરમાયેલું મોં જોઈને કવિ પૂછે છે: 'ઓ બહાદુર સૈનિક! તારે શું દુઃખ છે? તારું મોં પીળું કેમ પડી ગયું છે? આ સરોવરના કિનારે વધારે પડતા બરફને લીધે ઘાસ પણ બળી ગયું છે. અહીં પક્ષીઓનો અવાજ પણ સંભળાતો નથી. આવા સ્થળે તારે એકલા શા માટે ફરવું પડે છે?'

'What can ail thee,
Knight-at-arms,
Alone and paleby Loitering?
The sedge is writhered from the lake,
And no birds sing...'

પ્રશ્નના જવાબમાં પેલા નવયુવાન સિપાઈએ કહ્યું: 'મને એક દિવસ ઘાસના મેદાનમાં એક સુંદરી મળી. તેણે તેના હાવભાવથી મને આકર્ષ્યો. તેના નેત્રકટાક્ષથી હું ઘવાયો, ત્યારે તે મને તેના ઘેર લઈ ગઈ. ત્યાં મેં કેટલાય સમ્રાટો, સમ્રાટપુત્રો અને સનિકોને જોયા. આ બધા કફોડી દશામાં હતા. પેલી નિર્દય સ્ત્રીએ તેમને કેદી તરીકે રાખ્યા હતા. તેમણે મને સમજાવ્યો કે તારી પણ આ જ દશા થશે. અમારી જેમ તે તારો પણ ત્યાગ કરશે. પરંતુ મેં તેમનું કહેવું ન ગણકાર્યું. છેવટે તેમના શબ્દો સાચા પડ્યા. હવે હું અહીં આ ભયંકર સ્થાનમાં એકલો રખડું છું.'

'And this is why I sojourn here
Alone and paleby loitering,
Though the sedge is withered from the lake.
And no birds sing...'

ભોગવિલાસના ગળાબૂડ ફંદામાં ફસાયેલા યુવકોની દુર્દશાનું કવિએ મર્મગ્રાહી ચિત્ર દોર્યું છે. જે લોકો વાસનાના ગુલામ બને છે, ઇંદ્રિયોના દાસ બને છે, જીવનનો રાહ ચૂકી જાય છે તે કેવી રીતે બરબાદ થાય છે, તેનો આપને આ બહાદુર સૈનિકની વાત પરથી ખ્યાલ આવી ગયો હશે.

આપ જાણો છો કે ભારતવર્ષના ઇતિહાસમાં બે શહેરો ખૂબ જ જાણીતાં છે-એક દ્વારકા અને બીજું લંકા. એક દિવસ એવો હતો કે જગતનું બધું જ આશ્ચર્ય દ્વારકામાં એકઠું થયું હતું. યાદવોની રિદ્ધિસિદ્ધિનો પાર નહોતો. આખી દ્વારકા નગરી સોનાની બનાવવામાં આવી હતી. દુનિયાનાં બધાં રાજ્યો પર દ્વારકાની આણ ફરકતી હતી. યાદવકુળના આ યુવાનોમાં જ્યાંસુધી ઉલ્લાસનો પ્રકાશ રેલાતો હતો, પ્રતિષ્ઠા માટે કુરબાન થઈ જવાની તત્પરતા હતી, ઐશ્વર્ય પાછળ ઘેલછા નહોતી, અન્યાય, અત્યાચાર, અનાચાર અને ભ્રષ્ટાચાર સામે ઝઝૂમતા હતા અને જીવનમાં સદાચારની સૌરભ મહેકતી હતી, ત્યાંસુધી તેમનો વૈભવ ટકી રહ્યો. દ્વારકા નગરીની શોભા પણ ત્યાંસુધી જ ટકી રહી. પરંતુ જ્યારે યાદવકુળના યુવાનો

વિલાસપ્રિય બનીને પોતાની જાતને ભૂલી ગયા, સોનાના મહેલોની છાયામાં માણસાઈની છાયા ઢંકાઈ ગઈ અને કોણ મોટું છે, કોણ નાનું છે અને કોને કઈ રીતે માન આપવું જોઈએ તે ભુલાઈ ગયું, ત્યારે તેના ઐશ્વર્યનો નાશ થયો. સંપત્તિના મદમાં જીવન જીવવાની કલા ભુલાઈ ગઈ. વિકારોએ જીવનને બોદું બનાવી મૂક્યું. સોનાની નગરીની જાહોજલાલી ઓછી થઈ ગઈ.

આપ એ પણ જાણો છો કે જ્યાં સુધી રાક્ષસજાતિએ ત્યાગવૃત્તિનું જતન કર્યું અને રાક્ષસજાતિના વીર પુરુષોએ લોકકલ્યાણ માટે કાર્ય કર્યું, ત્યાંસુધી તેમને સોનાની લંકાનું ઘડતર કરવામાં સફળતા મળી. આખી દુનિયાનો વૈભવ રાક્ષસોના ચરણે આળોટવા લાગ્યો. પરંતુ જ્યારે તે સોનાના અભિમાનમાં પોતાની જાતને ભૂલી ગયા અને અન્યાય અને અત્યાચાર કરવા લાગ્યા, ત્યારે તેમનો વૈભવ ધૂળ ચાટતો થઈ ગયો. તેમના વૈભવની રાખના ઢગલા થઈ ગયા.

લોકો તો કહે છે કે યાદવોને દ્વૈપાયન ઋષિએ ખલાસ કરી નાખ્યા અને રાક્ષસજાતિના રાજા રાવણને રામે મારી નાખ્યો. પરંતુ મને લાગે છે કે તેમને નથી માર્યા દ્વૈપાયન ઋષિએ કે નથી માર્યા રામે. તેમને માર્યા તેમના અનીતિપૂર્ણ વ્યવહારે, અન્યાયે અને અત્યાચારે. માણસ પોતાની જાતે જ જીવતો રહે છે અને પોતાની જાતે જ મરે છે. કોઈ પણ રાષ્ટ્ર પોતાની શક્તિ પર,

પોતાની શ્રદ્ધા પર અને પોતાની નીતિમત્તા પર રહે છે, ત્યાં સુધી તે ટકી રહે છે, પ્રગતિ કરે છે અને દશે દિશાએ કીર્તિની સુવાસ પ્રસરાવે છે. રોમના પ્રસિદ્ધ ઇતિહાસકાર જીબનને કોઈ જિજ્ઞાસુએ પૂછ્યું: 'રોમની ચડતી કેવી રીતે થઈ?' પેલા ઇતિહાસકારે જવાબ આપ્યો: 'નીતિ અને સાદાઈથી!' જિજ્ઞાસુએ સહેજ અટકીને બીજો પ્રશ્ન પૂછ્યો: 'રોમનું પતન કેવી રીતે થયું?' ઇતિહાસકારે જવાબ આપ્યો: 'ભોગવિલાસને લીધે.' જીબનના આ શબ્દો અક્ષરશઃ સાચા છે. જે પ્રજા સદાચારી રહે છે, તે સમૃદ્ધ બને છે, સમાજ ઊંચો ચડે છે અને રાષ્ટ્ર પ્રગતિ કરે છે. જ્યારે પ્રજા, સમાજ અને રાષ્ટ્રનું જીવન ભોગવિલાસ પાછળ આંધળી દોટ મૂકે છે ત્યારે તે સાચો માર્ગ ચૂકી જાય છે. પછી તો જીવનની મહત્તા અને પ્રમાણિકતાનું વિસ્મરણ થાય છે. પછી આ પ્રજાને જગતના ઇતિહાસમાં કોઈ યાદ પણ કરતું નથી. દુનિયા તેના નામનો પણ બહિષ્કાર કરે છે. હજારો અને લાખો વર્ષ થઈ જવા છતાંય કોઈ પિતાએ પોતાના પુત્રનું નામ રાવણ પાડ્યું નથી. જો કે રાવણ ખૂબ જ મોટો રાજા હતો, સોનાના મહેલમાં રહેતો હતો અને વિમાનોમાં મુસાફરી કરતો હતો. તેણે એક દિવસ સાગરને પણ બાંધી લીધો હતો. પછી બીજા રાજાઓ અને મહારાજાઓનું તો પૂછવું જ શું? દેવો પણ તેની ચરણરજ લેવા તલસતા હતા. રાવણ આટલો બધો

શક્તિશાળી હોવા છતાંય કોઈ બાપ પોતાના દીકરાનું નામ રાવણ પાડતો નથી. આનું કારણ એ છે કે રાવણ પાસે વૈભવ તો બહુ જ હતો; પરંતુ જીવનનો વૈભવ તળિયાઝાટક થઈ ગયો હતો. સોનાના મહેલ તો હતા; પરંતુ સદાચારનો મહેલ જમીનદોસ્ત થઈ ગયો હતો. સમુદ્ર પર તેનું શાસન ચાલતું હતું; પરંતુ વિકારો પર તેનું શાસન નહોતું. આ કારણને લીધે જ કોઈ બાપ પોતાના દીકરાનું નામ 'રાવણ' પાડવાની ના પાડે છે. રાવણ જ નહીં, પરંતુ તેના કુટુંબની કોઈ વ્યક્તિના નામનો પણ કોઈ સ્વીકાર કરતું નથી. કોઈએ પોતાના પુત્રનું નામ કુંભકર્ણ કે વિભીષણ રાખવાની સંમતિ આપી નથી. પોતાની દીકરીનું નામ પણ મંદોદરી કે શૂર્પણખા કોઈ જ નહીં રાખે.

તાત્પર્ય એટલું જ છે કે ગમે તેટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય, વૈભવના સમુદ્રની ગમે તેટલી છોળો ઊડે અને બુદ્ધિનો પ્રકાશ ઝળહળે, પરંતુ મનમાં પવિત્રતા ન હોય, વિચારોમાં ઉચ્ચતા ન હોય અને ઇંદ્રિયો પર સંયમ ન હોય તો સુખ અને શાંતિનાં દર્શન આકાશકુસુમવત્ છે.

જે માણસનું મન ભોગની પાછળ દોડે છે, વાસનાની ગલીઓમાં આંટાફેરા કરે છે અને વિકારોના પ્રવાહમાં તણાય છે, તે આધ્યાત્મિક તો શું, ભૌતિક વિજય પણ મેળવી શકતો નથી. વ્યાવહારિક ક્ષેત્રમાં પણ તે આગળ વધી શકતો નથી. તેને સફળતા મળતી નથી. મહા-

ભારતના યુદ્ધમાં અભિમન્યુ ચક્રવ્યૂહમાં કેવી રીતે માર્યો ગયો, તેની આપને જાણ છે? કહેવાય છે કે ઉત્તરા સાથે અભિમન્યુનું લગ્ન થયે ઝાઝા દિવસો પસાર થઈ ગયા હોવા છતાંય સંયોગવશ તેમનો મેળાપ થયો નહોતો. જે દિવસે કુરુક્ષેત્રના મેદાનમાં યુદ્ધ લડવા જવાનું હતું, તે જ દિવસે તેમનો પહેલો મેળાપ થયો હતો. અભિમન્યુના પરાજયનું મુખ્ય કારણ આ જ હતું.

સ્વામી રામતીર્થે પોતાના એક પ્રવચનમાં કહ્યું હતું: 'પૃથ્વીરાજ ચૌહાણે મહંમદ ઘોરીને યુદ્ધમાં બાર વખત હરાવ્યો હતો. તેનું કારણ હતું–યુદ્ધમાં જવાનું હોય ત્યારે તે સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળતો હતો; પરંતુ તેરમી વખતે યુદ્ધમાં જવાનું થયું, ત્યારે તે વાસનાના વમળમાં સપડાયો હતો. તેણે પાગલની જેમ સંયોગિતાને કહ્યું: 'સંયોગિતા, આજે તારે મને કમરપટો બાંધવાનો છે.' વાસનાના ગુલામો કમરબંધી કરી શકે ખરા? વાસનાના ગુલામ બનીને તે દુશ્મનોને પરાજય આપવા યુદ્ધના મેદાનમાં જાય છે; પરંતુ તેનો પોતાનો જ પરાજય થઈ જાય છે. તેના પરાજયને લીધે જ ભારત પણ પરતંત્રતાની બેડીમાં જકડાય છે. વોટરલુના યુદ્ધમાં નેપોલિયનનો પરાજય થવાનું કારણ પણ આ જ હતું. ઇંદ્રિયો પર સંયમ રાખવાને લીધે, વાસનાઓ પર વિજય પ્રાપ્ત કરવાને લીધે તે દેશનો મુખ્ય સેનાપતિ બન્યો હતો. એક ગામડામાં તે એક નાચીના ઘેર રહેતો

હતો. નાચીની સ્ત્રી ચંચળ મનની હતી. નેપોલિયનનું સૌંદર્ય જોઈને તે તેના પર મોહી પડી. તેણે ચેનચાળા કરીને નેપોલિયનને પોતાના તરફ ખેંચવાનો પ્રયત્ન કર્યો. પરંતુ નેપોલિયનને અભ્યાસમાંથી સહેજ પણ નવરાશ મળતી નહોતી. પેલી સ્ત્રી જ્યારે જ્યારે નજર કરતી, ત્યારે ત્યારે નેપોલિયન પુસ્તકો વાંચવામાં જ તલ્લીન હોય.

દેશના મુખ્ય સેનાપતિ બન્યા પછી નપોલિયન ફરીથી એક વખત પેલા ગામમાં ગયો. નાચીની પત્ની દુકાનના ઓટલા પર બેઠી હતી. ઘોડો થોભાવીને નેપોલિયને પૂછ્યું: 'બહેન, તમારી સાથે નેપોલિયન બોનાપાર્ટ નામનો એક યુવક ભણવા માટે રહેતો હતો, તે યાદ છે? તે યુવકનો સ્વભાવ કેવો હતો?' પેલી સ્ત્રીએ ગુસ્સે થઈને જવાબ આપ્યો. 'હું આવી નીરસ વ્યક્તિની વાત પણ કરવા ઇચ્છતી નથી. તેણે કોઈ દિવસ હસીને વાત પણ કરી નથી. તે તો વેદિયા ઢોર જેવો હતો.'

નેપોલિયને ખડખડાટ હસી પડીને કહ્યું: 'દેવી, તમારું કહેવું સાચું છે. આ જ બોનાપાર્ટ જો તમારી રસિકતામાં ડૂબી ગયો હોત, તો આજે દેશનો મુખ્ય સેનાપતિ બનીને તમારી સામે ન જ ઊભો રહી શકત. ઇંદ્રિયોના સંયમને લીધે જ તે જ્યાં ગયો છે, ત્યાં તેને સફળતા મળી છે.' પરંતુ જીવનની આથમતી સંધ્યાએ ઇંદ્રિયોના ગુલામ હોવાને લીધે તેનો છેલ્લા યુદ્ધમાં પરાજય થાય છે.

તુલસીકૃત રામાયણનો એક રસમય પ્રસંગ યાદ આવે છે. પરાક્રમી મેઘનાદને યુદ્ધના મેદાનમાં ઊતરેલો જોઈને લડવૈયાઓમાં ખળભળાટ મચી ગયો. કોઈ પણ સૈનિક તેને હરાવી શકે તેમ નહોતું. છેવટે રામને પૂછવામાં આવ્યું. રામે કહ્યું: 'જેણે બાર વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્યનું પાલન કર્યું હોય, તે જ આ યોદ્ધાને જીતી શકશે.' રામના આ શબ્દો સાંભળતાં જ ઇંદ્રિયજિત લક્ષ્મણ લડાઈના મેદાનમાં ઊતરી પડચો. તેના બ્રહ્મચર્યના તેજ સમક્ષ મેઘનાદની શક્તિઓ ઝાંખી પડી ગઈ. તેણે હવનમાં હોમવાના બકરાની જેમ ચીસ પાડી. એક ક્ષણમાં તો તેની જીવનજ્યોતિ બુઝાઈ ગઈ. આ જ રીતે મહાભારતમાં ચિત્રરથ ગાંધર્વના પરાજયનો પ્રસંગ આવે છે. અર્જુને ચિત્રરથને હરાવ્યો, ત્યારે ચિત્રરથે કહ્યું :

'ब्रह्मचर्यं परोधर्मः स चापि नियतस्त्वयि ।
यस्मात्तस्मादहं पार्थ रणेऽस्मिन विजितस्त्वया ॥'

'હે અર્જુન ! બ્રહ્મચર્ય એ જ સાચો ધર્મ છે. આ સાચા ધર્મનું તમે પાલન કર્યું છે. બ્રહ્મચર્યનું પાલન કરવાથી જ તમે મને હરાવી શકચા છો.'

બ્રહ્મચર્ય વિશે હવે સારી રીતે વિચારણા થઈ ગઈ છે. બધી તપશ્ચર્યાઓમાં બ્રહ્મચર્ય જ સર્વશ્રેષ્ઠ તપશ્ચર્યા છે. જે નસીબદાર આ તપનું અનુષ્ઠાન કરે છે, તેનું જીવન ઉજ્જવળ બની જાય છે. જીવનની અસલ લાલિમા બ્રહ્મચર્ય જ છે. આજે દેશના હજારો નવયુવાનો યુવાનીનો

દેખાવ કરવા માટે, મોં પર લાલાશ દેખાડવા માટે રંગના લપેડા લગાડે છે. આ રીતે રંગ લગાડીને મોંને ચમકદાર દેખાડવાનો પ્રયત્ન કરે છે. પાવડર અને લવંડરનો ઉપયોગ કરીને સૌંદર્યનું પ્રદર્શન કરવાની ઇચ્છા રાખે છે; પરંતુ જો બ્રહ્મચર્યનું પાલન નહીં કરેલું હોય, તો મોં પર અસલ તેજ નહીં જ આવી શકે, કપાળ પર પણ ઓજ-સની મૌલિકતા નહીં હોય. જો જીવનને સત્ત્વશીલ બના-વવું હોય, સશક્ત બનાવવું હોય અને જીવનના તેજને પ્રગટાવવું હોય, તો બ્રહ્મચર્યની ઉપાસના કરો. બ્રહ્મચર્યની સાધનાથી જ જીવનનું સાચું હીર પ્રગટ થઈ શકે તેમ છે.

*

[ ૪ ]

## કર્તવ્યનિષ્ઠા

સમગ્ર જગતનો ઈતિહાસ કર્તવ્ય–અકર્તવ્યનો છે. જગતના ઇતિહાસમાં કર્તવ્યપાલન અને અકર્તવ્યપાલનના કેટલાય પ્રસંગો નોંધાયેલા છે. શું ધર્મ, શું સમાજ અને શું રાષ્ટ્ર–સૌનું જીવન કર્તવ્યપાલનમાં જ સુરક્ષિત છે. જો ધર્મધુરંધરો, સમાજના આગેવાનો અને રાષ્ટ્રના અગ્રેસરો પોતાનાં કર્તવ્યોનું સારી રીતે પાલન ન કરે તો જગતમાં હાહાકાર મચી જાય. સૌનાં કર્તવ્યો નક્કી કરેલાં હોય છે અને તેનું પાલન કરવાથી જ જગતમાં શાંતિ અને સુવ્યવસ્થા જળવાઈ રહે છે. સાધુસંતો, ઋષિ-મુનિઓ અને સમાજ કે રાષ્ટ્રના નેતાઓ પોતાનાં કર્તવ્યોનું પાલન કરે તે જરૂરી છે. સમાજ, રાષ્ટ્ર અને ધર્મ પ્રત્યે સાધુઓના પણ કેટલાંક કર્તવ્યો હોય છે. આ કર્તવ્યોનું પાલન કરવામાં આળસ ન જ કરી શકાય. આમ માની લઈએ કે, સાધુ જગતના એઠવાડથી પર છે.

હોવા છતાંય જગત પ્રત્યે તેનું કર્તવ્ય તો છે જ. કમળ કાદવવાળા પાણીમાંથી જન્મ ધારણ કરે છે. આ પાણીની સુગંધમાં તેનો મહત્ત્વનો ફાળો હોય છે. દુનિયાથી અળગા રહીને કર્તવ્યપાલનની પ્રેરણા કમળમાંથી મળી રહે છે. જગતમાં જે મહાપુરુષો થઈ ગયા છે, તેમણે જગતને બોધપાઠ આપ્યો છે. કર્તવ્યનું આચરણ કરવાથી જ તેમને મોટા માનવામાં આવ્યા છે. જે જેટલા મોટા સ્થાને પહોંચે છે, તેને તેટલા જ વધારે કર્તવ્યનિષ્ઠ બનવું પડે છે. કર્તવ્યમાં ચૂકી જવાથા, કર્તવ્ય પ્રત્યે બેપરવા રહેવાથી કે કર્તવ્યની ઉપેક્ષા કરવાથી જગતમાં કોઈ પણ માણસ આગળ વધી શકતો નથી. એટલા માટે કર્તવ્ય એ માનવજીવનનું અનિવાર્ય તત્ત્વ છે, સૌ પ્રથમ ગ્રાહ્ય વસ્તુ છે. સમગ્ર જગત કર્તવ્યપાલનથી બંધાયેલું છે. સમગ્ર જગતના વિકાસનો ઇતિહાસ કર્તવ્યપાલનનો ઇતિહાસ છે સમગ્ર જગતની સુવ્યવસ્થાનો આધાર કર્તવ્યનિષ્ઠા પર છે. સમગ્ર સૃષ્ટિ કર્તવ્યમાર્ગની જ મૂક પ્રેરણા આપી રહી છે. પ્રકૃતિના જે જે પદાર્થો છે, તે બધા જ કર્તવ્યનિષ્ઠ થઈને પોતપોતાનું કાર્ય કર્યે જાય છે અને જગતને ક્ષણેક્ષણે કર્તવ્યની પ્રેરણા આપ્યે જાય છે. સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્રો, ફળ, ફૂલ; ઝાડપાન, હવા, પાણી, પૃથ્વી અને અગ્નિ–બધાં એક સાથે કર્તવ્યપાલનમાં ડૂબેલાં છે તેમનામાં કર્તવ્યપરાયણતા ઠાંસી ઠાંસીને ભરી છે. માતા પોતાના બાળકને ગળથૂથીમાં જ કર્તવ્યનો

બોધપાઠ પાય છે. બાળકનો ઉછેર માતાના હાથે જ થાય છે. પુત્રવત્સલ મા પોતાના બાળક માટે બધાં જ સુખોનો ત્યાગ કરે છે. કર્તવ્યપાલનમાં તેને જે આનંદ પ્રાપ્ત થાય છે, તે સ્વર્ગના સુખ આગળ પણ ઝાંખો પડે છે. પર્વતના અગમ્ય પથ્થર નીચે ગુલાબનું ફૂલ ખીલે છે, ચારેબાજુએ તેની સુગંધ પ્રસરી જાય છે, ત્યાં થઈને પસાર થનાર પ્રવાસી પણ તેની સુગંધ લૂંટે છે અને તે છેવટે કરમાઈને પૃથ્વીની કોમળ શય્યા પર ખરી પડે છે. આને મૂક કર્તવ્યપાલન નહીં તો બીજું શું કહી શકાય? કર્તવ્યની વેદી પર હોમનારને ફૂલના જીવન પરથી કેટલી મધુર અને મૂક પ્રેરણા મળી રહે છે! આખું રામાયણ કર્તવ્યનાં પૃષ્ઠોથી ભરેલું છે. પિતાનું પુત્ર પ્રત્યે, પુત્રનું પિતા પ્રત્યે, ભાઈનું ભાઈ પ્રત્યે, પત્નીનું પતિ પ્રત્યે, પતિનું પત્ની પ્રત્યે સાસુનું પુત્રવધૂ પ્રત્યે અને પુત્રવધૂનું સાસુ પ્રત્યે, રાજાનું પ્રજા પ્રત્યે, અને પ્રજાનું રાજા પ્રત્યે, ઋષિઓનું સમાજ અને રાષ્ટ્ર પ્રત્યે, સમાજ અને રાષ્ટ્રનું ઋષિઓ પ્રત્યે, મિત્રોનું મિત્રો પ્રત્યે, સંતાનોનું માતાપિતા પ્રત્યે અને માતાપિતાનું સંતાનો પ્રત્યે શું કર્તવ્ય હોવું જોઈએ, તે રામાયણમાં પગલે-પગલે મળી આવશે. રામાયણનું પાનેપાનું કર્તવ્યના રંગે રંગાયેલું છે. રામાયણમાં કર્તવ્યનિષ્ઠાના પ્રસંગો ખીચોખીચ ભરેલા છે. રામાયણ કર્તવ્યનું જીવતુંજાગતું ચલચિત્ર છે. જીવનના બધા જ ફૂટપ્રશ્નોનો કર્તવ્યના

મંગલમય પ્રકાશથી ઉકેલ લાવવામાં આવ્યો છે. જે રાષ્ટ્ર, દેશ, સમાજ, જ્ઞાતિ કે કુટુંબમાં કર્તવ્યનિષ્ઠા હોય, ત્યાં આઠ સિદ્ધિઓ અને નવ નિધિઓ આવી જ પહોંચી છે એમ માની લેવું. જે કુટુંબના પ્રત્યેક સભ્યના હૃદયમાં કર્તવ્યપાલનનો રણકો સંભળાય તે કુટુંબમાં લક્ષ્મીની પધરામણી થાય છે. જ્યાં કર્તવ્યની મર્યાદાનું ઉલ્લંઘન નથી થતું, ત્યાં સરસ્વતીનો વાસ થાય છે. જ્યાં પ્રત્યેક વ્યક્તિ કર્તવ્યપાલનમાં તલ્લીન હોય છે, ત્યાં શાંતિનો નિવાસ હોય છે. જ્યાં કર્તવ્યમગ્નતા નૃત્ય કરતી હોય, ત્યાં સુવ્યવસ્થાની શરણાઈ ગુંજી ઊઠે છે. જ્યાં કર્તવ્યપાલનની સુગંધ ચારેબાજુએ મહેકી ઊઠે છે, ત્યાં સંવાદિતા અને સૌંદર્યનો સુમેળ જામે છે. જ્યાં કર્તવ્યનિષ્ઠા માટે સતત પ્રવૃત્તિશીલતા હોય, ત્યાં વિકાસ અને પ્રગતિનાં દર્શન થાય છે. જ્યાં કર્તવ્યનું ઉદ્દયન હોય, ત્યાં પ્રગતિની પાંખો ફફડે છે. કર્તવ્યપરાયણતાની ભૂમિ પર જ સમૃદ્ધિ આશ્રય શોધે છે. કર્તવ્યપાલનનું ક્રીડાંગણ હોય ત્યાં જ દિવ્યતા ખેલ ખેલે છે. કર્તવ્યપરાયણતાની પૃષ્ઠભૂમિ પર જ જે મેહાનની રચના થયેલી હોય ત્યાં માનવતા ખુલ્લા દિલે રમે છે. જ્યાં કર્તવ્યનિષ્ઠાનાં મૂળ ઊંડાં અને મજબૂત હોય છે, ત્યાં જ સજ્જનતાની વેલ પાંગરે છે. જ્યાં કર્તવ્યનિષ્ઠારૂપી માનો પવિત્ર ખોળો હોય છે, તે દેશ, સમાજ, જ્ઞાતિ કે રાષ્ટ્રને મહાપુરુષો પોતાના જન્મથી પાવન કરે છે. જ્યાં કર્તવ્યપાલનનો શુદ્ધ પ્રાણ-

વાયુ પ્રત્યેક વ્યક્તિનાં ફેફસાંમાં ભરેલો હોય, તે દેશ, સમાજ અને રાષ્ટ્રનો જયજયકાર થાય છે. જેની રગેરગમાં કર્તવ્યનિષ્ઠાનો પ્રવાહ વહેતો હોય, તે સમાજ અને રાષ્ટ્રની કીર્તિ દશે દિશાએ ફેલાય છે. જે રાષ્ટ્ર, સમાજ કે ધર્મના લોકોનું જીવન કર્તવ્યપ્રેરિત હોય છે, ત્યાં કાયમી સુખનો નિવાસ હોય છે.

પ્રત્યેક ઘર કર્તવ્યની પ્રાથમિક પાઠશાળા છે. ઘરમાંથી જ કર્તવ્યનું શિક્ષણ શરૂ થાય છે. ઘર પછી કુટુંબ, જ્ઞાતિ, ગામ, સમાજ, ધર્મ અને રાષ્ટ્ર પ્રત્યેના કર્તવ્યનું શિક્ષણ ક્રમાનુસાર આપવું જોઈએ. તેમ થાય તો જ જીવનનો સાચો આનંદ માણી શકાય અને જીવન આનંદમય બની શકે. કર્તવ્યના તાણાવાણાથી જ માણસનો જીવનપટ સુંદર બની શકે છે. સમગ્ર વિશ્વ કર્તવ્યની દોરીથી બંધાયેલું છે. આ દોરી તોડીને નાસી જાય તે પશુ કહેવાય. પશુ દોરી તોડીને નાસવા માંડે છે, ત્યારે તેને માર પડે છે, તેના પર જબરદસ્તી થાય છે અને તેને લાચારીથી ખૂંટા સાથે બંધાવું પડે છે. આ જ રીતે માણસ પણ કર્તવ્યની દોરી તોડીને નાસવા માંડે, તો તેની કમર પર પ્રકૃતિની લાકડી પડ્યા વિના રહેતી નથી. સમાજ અને રાષ્ટ્ર તરફથી પણ તેને શિક્ષા થાય છે. રાજસત્તા તેને જેલમાં ધકેલી દે છે. ખરું જોતાં કર્તવ્યપાલનનો અભાવ એ માણસની માણસાઈનો અભાવ

છે, માનવજીવનના મધુર આનંદનો હ્રાસ છે, પ્રગતિની નિસરણી પરથી લપસી પડવાનું ચિહ્ન છે.

કર્તવ્ય જીવનરૂપી માનસરોવરનો હંસ છે. તેનું રહેઠાણ માનવજીવનના પવિત્ર માનસરોવરમાં જ હોય છે. આવો માણસ જ વિવેકનાં સુંદર મુક્તાફળ પ્રાપ્ત કરીને જીવનને સારી રીતે પસાર કરે છે. એક વખત કર્તવ્યરૂપી હંસ માનસરોવરનો ત્યાગ કરી જાય છે, માનવમાનસ પર સ્વાર્થાંધતાનું આવરણ છવાઈ જાય છે. આંતરિક ક્લેશ, દુરાગ્રહ અને મતભેદનો અખાડો જામી પડે છે. એટલા માટે કર્તવ્યહંસને તો માનસરોવરમાંથી ઊડવા જ ન દેવો જોઈએ.

બાળકને દાંત આવવાના હોય છે, ત્યારે મા તેને ઓસડિયાં પાય છે. તેનાથી બાળકના દાંત સહેલાઈથી આવી જાય છે. બાળકનો વિકાસ પણ સારી રીતે થાય છે. આ જ રીતે માનવજીવનમાં પણ કર્તવ્યની ગળથૂથી પ્રકૃતિમાતા પાસેથી જ મળતી હોય છે. તેનાથી જીવનનો વિકાસ સારી રીતે થાય છે. પરંતુ કેટલાક માણસો કર્તવ્યની ગળથૂથી લેતી વખતે ઊલટી કરી નાખે છે, કેટલાક કડવી જોઈને થૂંકી નાખે છે. આ સંયોગોમાં એમ જ માની લેવાનું કે તેમનો વિકાસ સારી રીતે નહીં થઈ શકે. આવી વ્યક્તિ સમાજ અને રાષ્ટ્રમાં અશાંતિ અને વૈમનસ્ય ફેલાવે છે.

કર્તવ્ય માનવજીવનનું અમૃત છે. કર્તવ્યનું પાલન કરનારને કર્તવ્યનું અમૃત પાર્થિવ શરીર નષ્ટ થયા પછી પણ અમર કરે છે. વેદોના ઋષિઓએ મનુષ્યોને ઉદ્દેશીને કહ્યું છે :

'उत्तिष्ठत अमृतपुत्राः ।'

'હે અમૃતપુત્રો ! હે કર્તવ્યવીરો ! જાગો !'

જે કર્તવ્યામૃતનું પાન કરશે, તે જાગશે જ, તે પ્રગતિ પણ કરશે જ. આ ભૌતિક શરીરનો ત્યાગ કર્યા પછી પણ તેનું કર્તવ્યામૃતપાન તેને મહાપુરુષ બનાવ્યા વિના નહીં જ રહે. મહાપુરુષત્વના કીર્તિશિખર પર દોરી જનારું કર્તવ્ય જ છે. માનવમાંથી સન્માનવ અને સન્માનવમાંથી મહામાનવ બનાવનાર કર્તવ્ય જ છે. રામાયણમાં નથી વસતા રામ કે ગીતામાં નથી વસતા કૃષ્ણ. ભગવતીસૂત્રમાં નથી ભગવાન મહાવીર અને બાઈબલમાં નથી ઈસુ ખ્રિસ્ત. આ બધા મહાપુરુષો છે પોતપોતાના કર્તવ્યમંદિરમાં. આજે લોકસમુદાય મંદિરો, મસ્જિદો, ચર્ચો, ઉપાશ્રયો, ગુરુદ્વારો, રામદ્વારો અને ધર્મસ્થળોમાં પોતપોતાના માનેલા મહાપુરુષોને પૂજે છે અને તેમની પૂજા–અર્ચના કરે છે. ત્યાં જઈને તેમની પ્રાર્થના કરે છે અને માથું નમાવે છે; પરંતુ આ મહાપુરુષોએ તેમના જીવનમાં જે દૃઢતાપૂર્વક કર્તવ્યનું પાલન કર્યું, જગતને કર્તવ્યપાલનનો સંદેશો આપ્યો, જગતને કર્તવ્યનિષ્ઠાની અમૂલ્ય પ્રેરણા આપી, તે રસ્તે કોઈ

વિરલ પુરુષ જ ચાલે છે. આ બધાં કર્તવ્યોની પૂજા-અર્ચના કોઈ માઈનો પુત જ કરતો હોય છે. બધે મહાપુરુષોનાં સ્થૂળ શરીરની જ પૂજા-અર્ચના થાય છે કે ભૌતિક શરીરનાં જ ગુણગાન ગવાય છે. કર્તવ્યની તપેલી સડક પર ચાલવા કોઈ જ તૈયાર નથી કર્તવ્યને જીવનમાં ઉતારવા માટે પણ કોઈ તૈયાર નથી. આજે હરકોઈ સામાન્ય બુદ્ધિશાળી પુરુષ સસ્તા ઉપાયો શોધે છે. આજનો માણુસ વગર પૈસે આરામ શોધે છે, તે વિના તકલીફે જીવનને સુખી કરવા ઇચ્છે છે. તે કર્તવ્યપાલન કર્યા વિના જ જીવનમાં સફળતા પ્રાપ્ત કરવા ઝંખે છે. પરંતુ સસ્તું શોધવાની આ વૃત્તિ માણુસને ભુલાવામાં નાખે છે. કહેવત છે-'સસ્તો રડશે વારંવાર, મોંઘો રડશે એક વાર.' વ્યાપારનો આ સ્વીકૃત સિદ્ધાંત છે કે જે સસ્તી વસ્તુના લોભમાં ફસાઈને તેને ખરીદે છે, તેને પસ્તાવું પડે છે, વધારે પડતું નુકસાન સહન કરવું પડે છે અને હસ્વડીએ બળાપો કરવો પડે છે. પરંતુ મોંઘી વસ્તુ ખરીદનારને પસ્તાવાનું રહેતું નથી. મોંઘી વસ્તુ ટકાઉ અને મજબૂત હોય છે. તે લાંબો સમય ચાલે છે અને હૃદયને આનંદ આપે છે. ફક્ત ખરીદતી વખતે મનમાં સહેજ દુઃખ જેવું થાય છે-થોડાક વધારે પૈસા ખરચવાનું. કર્તવ્યપાલનનાં મામૂલી દુઃખોથી ગભરાઈને જે અકર્તવ્યની, મોજશોખની અને સ્વાર્થની પગદંડી પકડી લે છે, તે વેરાન માર્ગમાં એકલો ભટકે છે, સાથી-

દારોથી અળગો પડી જાય છે અને પગલેપગલે દુઃખી થાય છે. પરંતુ કર્તવ્યપાલનના રાજમાર્ગ પર જે ચાલે છે, તેને ક્યાંય ભટકવું પડતું નથી. તેને સાથીદારો પણ મળી રહે છે. સાથીદારો ન મળે તોપણ ભૂલા પડવાની શક્યતા નથી. માર્ગસૂચક સ્થંભો તેને આગળ દોરે છે. તે પોતાના લક્ષ્યસ્થાને પહોંચી જાય છે. તેનું આખરી ધ્યેય સુપેરે સધાય છે.

આજે મનુષ્ય પાણી પર વિજય મેળવતાં શીખી ગયો છે. અતળ સમુદ્રની છાતી ચીરીને ધાર્યા સ્થળે પહોંચી શકે છે. પૃથ્વીનું માપ ખૂબ જ સહેલાઈથી કાઢી શકે છે. તે કલાકોનું કામ મિનિટોમાં કરી શકે છે. આકાશમાં પક્ષીની જેમ ઉડ્ડયન કરીને તે ક્યાંયથી ક્યાંય સુધી થોડા જ વખતમાં પહોંચી જાય છે. આ રીતે જળ, સ્થળ અને નભ પર મનુષ્યના વિજયની છાપ લાગી ગઈ છે. પરંતુ તેના ગુરુ વિજ્ઞાને તેને શાંતિ અને વ્યવસ્થાપૂર્વક જીવન જીવતાં શીખવ્યું નથી. આ કારણને લીધે તે જીવનસંગ્રામમાં વિજયી નીવડયો નથી. કર્તવ્યનું ભાન ભૂલી જઈને તે વિજય કેવી રીતે મેળવી શકે? માણસે આજે દૂરની વસ્તુઓનું જ્ઞાન મેળવ્યું છે; પરંતુ તે પાસેની વસ્તુને ભૂલી ગયો છે. જે માણસની નજદીકની નજર ક્ષીણ થાય છે, તે દૂરની વસ્તુ સારી રીતે જોઈ શકે છે પછી તે પાસેની વસ્તુને સારી રીતે જોઈ શકતો નથી. આજના માનવસમાજની આ જ દશા થઈ રહી છે.

તેની દૂરની નજર સારી છે, પરંતુ પાસેની નજર ઝાંખી છે, ધૂંધળી છે. ભૂગોળના વિદ્યાર્થીને પૂછીએ કે 'રાજસ્થાન ક્યાં છે?' તો તે તરત જ નકશામાં રાજસ્થાન પર આંગળી મૂકશે. પરંતુ જો તેને પૂછીએ કે 'તારા ગામના ગરીબોનાં ઘર ક્યાં છે?' તો તે ફાંફાં માર્યા કરશે. ઇતિહાસનો વિદ્યાર્થી મહારાણા પ્રતાપનું મૃત્યુ કઈ સાલમાં થયું તે કહી આપશે; પરંતુ તેના દાદા કે વડદાદાનું મૃત્યુ કઇ સાલમાં થયું તે નહીં કહી શકે. ભાવાર્થ એ છે કે તે દૂરની વાત જાણે છે અને નજદીકની વાત જાણતો નથી કે જાણવાની ઈચ્છા રાખતો નથી. નજદીકની વાત જાણવાથી કંઈ પરીક્ષામાં નંબર નથી મળી જવાનો, પરીક્ષામાં નંબર તો મળશે પાઠ્યપુસ્તકોના પાઠ ગોખવાથી અને તે પ્રમાણે જવાબ લખવાથી. એટલા માટે નજદીકની વાતને યાદ પણ શા માટે રાખવી? નજદીકની વાત જાણવાનું પ્રયોજન શું? પરંતુ યાદ રાખો–માનવજીવનને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે હરકોઈ પ્રાણીના સંપર્કમાં આવવું જ પડે છે. પ્રત્યેક પ્રાણી સાથે તેનો સંબંધ છે જ. આ કારણને લીધે આ પ્રાણીઓ સાથેનો સંબંધ મીઠાશપૂર્ણ કેવી રીતે રહી શકે, વ્યવસ્થિત કેવી રીતે રહી શકે, તે જાણવા માટે પ્રત્યેક મનુષ્ય માટે કર્તવ્યનું જ્ઞાન આવશ્યક છે. કર્તવ્યના જ્ઞાન વિના અને કર્તવ્યના આચરણ વિના માણસ સમાજમાં રહેવા છતાંય પશુ જેવો છે. માનવીનું સ્વરૂપ ધારણ કર્યા

પછી ય તે પશુ કરતાં સહેજ પણ ચડિયાતો નથી. જે પશુ પશુયોનિમાં જન્મ લીધા પછી પણ કર્તવ્યનું પાલન કરે છે, તે પશુસમાજમાં પણ માણસ સમાન છે. મહારાણા પ્રતાપનો ચેતક ઘોડો પોતાના માલિક પ્રત્યેનું કર્તવ્ય બજાવતાં મૃત્યુ પામ્યો. પરંતુ ચેતક તો મરી જઈને પણ અમર થઈ ગયો. જટાયુ પક્ષી હોવા છતાં ય અત્યાચારી રાવણ સાથે બાખડ્યો. તેણે મહાસતી સીતાને અત્યાચારી રાવણના સકંજામાંથી છોડાવવા માટે પોતાના જીવનને હોડમાં મૂક્યું. રાક્ષસી શક્તિ સામે તો તે એક નાનું સરખું પક્ષી જ હતું. આમ છતાંય કર્તવ્યનું પ્રેરકબળ તેને દોરતું હતું. રાવણના પ્રહારોથી તેનું પ્રાણપંખેરું ઊડી ગયું. પરંતુ જીવનના કર્તવ્યક્ષેત્રમાં તે હમેશને માટે અમર છે.

જેના જીવનમાંથી કર્તવ્યની જ્યોત બુઝાઈ ગઈ નથી, તે પશુ હોવા છતાંય પશુતાથી પર છે અને જેણે માનવજગતમાં રહીને પણ કર્તવ્યપાલન નથી કર્યું, તેની ગણના હેવાન તરીકે જ થાય છે.

બધાં જ ધર્મશાસ્ત્રો, ધર્મગ્રંથો, પુસ્તકો અને સાહિત્ય કર્તવ્યપાલનનું શિક્ષણ અને સંસ્કાર આપવા માટે જ છે. બધાં વિદ્યાલયો, ધમંસ્થાનો, મંદિરો, મસ્જિદો અને ચર્ચો કર્તવ્યપાલનની પ્રેરણા લેવાની પાઠશાળાઓ છે. બધા મહાપુરુષોની પ્રાર્થના, ભક્તિ કે પૂજા કર્તવ્યના પંથે આગળ વધવા માટે હોય છે. પરંતુ

જેણે આટલા મોટા ગ્રંથો મગજમાં ભરીને વિદ્યોપાસના કરી છે, વારંવાર ધર્મસ્થાનોમાં જઈને પૂજા–આરતી કર્યાં છે, તે જો કર્તવ્યનિષ્ઠાનું જ્ઞાન ન મેળવી શકે, તો તે જાગતો હોવા છતાંય ઊંઘે છે, તેનું મોં મનુષ્યનું હોવા છતાંય તે પશુ જેવો છે. આંખો હોવા છતાંય તે આંધળો છે. ખરેખર, આવા માણસને જીવનમાં સફળતા મળી શકતી નથી.' આ દુનિયામાં જેણે કર્તવ્યપાલન નથી કર્યું, તેના માટે બીજી દુનિયામાં પણ સારું સ્થાન નહીં જ હોય, પછી ભલે તે ક્રિયાકાંડ કરતો હોય, ભક્તિનો બાહ્ય દેખાવ કરતો હોય, શાસ્ત્રોનું અધ્યયન કરતો હોય કે મોટાંમોટાં થોથાં ઉથલાવતો હોય. તેણે મેળવેલી વિદ્યા અને બાહ્યાચારનો કંઈ જ અર્થ નથી. કર્તવ્યપાલન ન હોય, તો આ બાહ્યાચાર શૂન્યવત્ છે. ભગવાન મહાવીરે પણ આ જ પ્રમાણે કહ્યું છે:

'ન ચિત્તા તાયએ ભાસા કુઓ વિજ્જાણુસાસણં.'

જે લોકો પોતાના જીવનમાં કર્તવ્યનિષ્ઠ નથી હોતા, તેમણે શીખેલી જુદીજુદી ભાષાઓ તેમનું રક્ષણ કરી શકતી નથી, તેમનું જ્ઞાન ઢાલ તરીકે ઉપયોગી નીવડતું નથી. કર્તવ્યનું જ્ઞાન હોવું એ માનવજીવનની સૌપ્રથમ આવશ્યકતા છે. કર્તવ્યના જ્ઞાન વિનાનું બીજું જ્ઞાન નકામું છે. કર્તવ્યનિષ્ઠાને આપણે માતાની ઉપમા આપી શકીએ. માતાનો પ્રેમ ક્યારેય સુકાતો નથી. માતા અને પુત્ર વચ્ચે ગમે તેવો અણબનાવ થાય, પુત્ર માતાને

મારી નાખવાનો ભયંકર નિશ્ચય પણ કરે, તોય માતાના હૃદયની સ્નેહગંગા અખંડિત વહ્યે જ જાય છે. માનવ-જીવનની સાથે કર્તવ્યનિષ્ઠાનો સંબંધ પણ માતા જેવો પવિત્ર છે, અતૂટ છે, અખંડ છે. કર્તવ્યનિષ્ઠાનો અભાવ હોય એવા માનવજીવનની આપણે કલ્પના જ કરી શકીએ તેમ નથી. કર્તવ્યનિષ્ઠા વિનાનું માનવજીવન નિષ્પ્રાણ છે; ખોળિયા જેવું છે, નિર્જીવ છે.

આપને એમ થતું હશે કે કર્તવ્યની પ્રશંસાના આટલા પુલ બાંધવામાં આવ્યા છે, તે કર્તવ્ય છે કઈ વસ્તુ? આ કર્તવ્યની પરિભાષા કઈ છે? શાસ્ત્રકારો અને વિચારકોએ તેનાં શું લક્ષણો નક્કી કર્યાં છે? ખરેખર, આ એક અઘરો પ્રશ્ન છે અને કર્તવ્યની પરિભાષા જણાવવાનું કાર્ય મુશ્કેલ છે. ગીતાની ભાષામાં ગૂઢ વ્યાખ્યાઓ આપનાર શ્રીકૃષ્ણે પણ અર્જુનને કહ્યું છે:

'किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः।'

'શું કર્તવ્ય છે અને શું અકર્તવ્ય છે, તે વિષયમાં વિદ્વાન લોકો પણ કિંકર્તવ્યમૂઢ બની ગયા છે.'

ખરેખર, અણીના સમયે કર્તવ્યનો નિર્ણય કરવાનું કાર્ય મુશ્કેલ છે. મોટામોટા વિદ્વાનો પણ સમય આવ્યે કર્તવ્યનો નિર્ણય કરી શકતા નથી અને કેટલીક વખત જાણીજોઈને પણ બીજા રસ્તે ફંટાય છે. આ રીતે જો કર્તવ્યોની ગણતરી કરવા બેસીએ કે જુદાજુદા માણસોનાં જુદાંજુદા કર્તવ્યોની ચર્ચા કરવા બેસીએ, તો કેટલાંય

શોધવાં ભરવાં પડે. તેમ કર્યા પછી પણ કર્તવ્યનો સાચો નિર્ણય કરી શકાતો નથી. એક માણસ અમુક સમયે જે કર્તવ્ય કરતો હોય, તે બીજા સંયોગોમાં અકર્તવ્ય પણ હોઈ શકે. એક જમાનામાં, એક દેશમાં કે એક કાળે જે કર્તવ્ય હોય, તે આજે અકર્તવ્ય પણ હોઈ શકે. એક માણસ માટે જેને કર્તવ્ય ગણી શકાય એ બીજા માણસ માટે સંયોગવશ અકર્તવ્ય પણ હોઈ શકે. એકાદ વ્યક્તિ માટે કર્તવ્ય-અકર્તવ્યનો નિર્ણય લઈ શકાતો નથી. પછી સમગ્ર જગત માટે તો તેનો નિર્ણય કેવી રીતે લઈ શકાય? એક દૃષ્ટાંત લઈએ: એક માણસ પોતાના કુટુંબ માટે રસોઈ કરે છે. આ સમયે રસોઈ કરવાનું તેનું કર્તવ્ય છે. તે આ કર્તવ્યનું શ્રદ્ધાપૂર્વક પાલન પણ કરે છે. પરંતુ એકાએક જ ઘરમાં આગ લાગે કે પડોશમાં આગ લાગે અને 'દોડો દોડો'ની બૂમો સંભળાય, તો રસોઈ પડતી મૂકીને આગ હોલવવામાં મદદ કરવાની તેની પહેલી ફરજ છે. આ રીતે કોઈકોઈ વખત બે ફરજો સાથે આવી પડે છે. તે વખતે મુખ્ય કે પહેલી ફરજનો નિર્ણય કરવો કે બેમાંથી એકની પસંદગી કરવી મુશ્કેલ થઈ પડે છે. સામાન્ય માણસો આ વખતે કિંકર્તવ્યવિમૂઢ થઈ જાય છે; પરંતુ હિંમતવાન પુરુષો તરત જ નિર્ણય પર આવી જાય છે.

લગભગ સાત-આઠ વર્ષ પહેલાંનો પ્રસંગ છે. ફરુખાબાદમાં એક શ્રીમંતનો પુત્ર મોટર અકસ્માતમાં

સપડાઈને મરી ગયો. મોટરના મુસાફરોનું લોહી ઊકળી ઊઠ્યું અને તેમણે ગુસ્સે થઈને ડ્રાઈવરને એટલો બધો માર્યો કે તે બેભાન થઈને ઢળી પડ્યો. સમાચાર મળતાં જ છોકરાનો શ્રીમંત પિતા ત્યાં આવી પહોંચ્યો. તેણે જોયું કે છોકરો મરી ગયો હતો અને ડ્રાઈવર બેભાન પડ્યો હતો. તેના માટે હવે બે ફરજો બજાવવાની હતી. પોતાના દીકરાનો અગ્નિસંસ્કાર કરવો કે બેભાન ડ્રાઇવરને ઇસ્પિતાલમાં લઈ જઈને તેની સારવાર કરાવવી? જો તે પુત્રમોહમાં ફસાયેલો હોત, તો બીજા કર્તવ્યનો તરત જ ત્યાગ કરત. પરંતુ તેના અંતરમાંથી અવાજ સંભળાયો– 'આ બેભાન ડ્રાઈવરને બચાવવાની તારી પહેલી ફરજ છે.' કર્તવ્યથી પ્રેરાઈને તે પોતા ડ્રાઈવરને બીજી મોટરમાં બેસાડીને ઇસ્પિતાલમાં લઈ ગયો અને તેની સારવારની વ્યવસ્થા કરી. પછી પોતાના મરેલા દીકરાના અંતિમ સંસ્કાર કરવા માટે પાછો આવ્યો. બેચાર દિવસ પછી તેને કોઈએ પૂછ્યું: 'તમે આ શું કર્યું? મરેલા છોકરાને પડતો મૂકીને બદમાસ ડ્રાઇવરને ઇસ્પિતાલમાં લઈ ગયા?' તેણે જવાબ આપ્યો: 'મેં જે કર્યું છે, તે યોગ્ય જ કર્યું છે. મેં મારા કર્તવ્યનું પાલન કર્યું છે. ડ્રાઈવર બિચારો ગરીબ માણસ છે. મારો છોકરો તો મરી ગયો હતો. તે ફરીથી જીવતો થાય એવી કોઈ આશા નહોતી. ડ્રાઇવરનું જીવન બચાવી શકાય તેમ હતું. મરનાર મરી ગયો અને બીજાને બચાવી લીધો. મારા

આ કર્તવ્યપાલનથી ઈશ્વર ખુશ થયા વિના નહીં જ રહે.'

ચક્રવર્તી રાજા ભરત સામે એક સાથે ત્રણ કર્તવ્યો આવીને ઊભાં રહ્યાં હતાં: તેને પુત્રજન્મની વધામણી મળે છે અને તેનો જન્મોત્સવ ઊજવવાનો હોય છે. તેની આયુધશાળામાં ચક્રરત્ન પ્રાગટ્ય થયું હતું, તેની પૂજા કરવાની હતી. છેલ્લે સમાચાર મળે છે કે ભગવાન ઋષભદેવને કેવલ જ્ઞાનની પ્રાપ્તિ થઈ છે. એક ધર્મિષ્ઠ પુત્ર તરીકે ધર્મશ્રવણ માટે પણ જવું પડે તેમ છે. ભરત વિચાર કરે છે–પિતાપુત્રનો સંબંધ તો દુનિયાદારીનો છે. આ સંબંધ અનાદિકાળથી ચાલ્યો આવે છે. પુત્રજન્મનો ઉત્સવ મોડો ઉજવાશે, તો કંઈ બગડી નહીં જાય. પરંતુ આ ચક્રરત્નની પૂજા નહીં કરવામાં આવે, તો તે કોપાયમાન થઈને જતું રહેશે. તે ક્યાં જશે? શું કરશે? ધર્મના પ્રભાવથી જ આ બે વસ્તુઓ મળેલી છે. જે ધર્મના પ્રભાવથી જ આટલો વૈભવ પ્રાપ્ત થયો છે, આટલાં સુખસાધનો પ્રાપ્ત થયાં છે, તેનો ત્યાગ કરું? ના, ભરત આ પ્રમાણે નહીં જ કરી શકે. તે તો ધર્મશ્રવણને જ મુખ્ય કર્તવ્ય માની લેશે....' અને ચક્રવર્તી ભરત સીધો ઋષભદેવ ભગવાનની પરિષદમાં શ્રોતા બનીને ધર્મશ્રવણ માટે હાજર થઈ જાય છે.

હું એમ કહેતો હતો કે એકીસાથે વધારે કર્તવ્યો આવીને ખડાં થઈ જાય છે, ત્યારે કર્તવ્યનિષ્ઠ વ્યક્તિની

સાચી કસોટી થાય છે અને તેને કર્તવ્યની સાચી પરિભાષાની લિપિ વંચાય છે. તે મુખ્ય અને ગૌણ કર્તવ્યનો તરત જ નિર્ણય કરી લે છે.

હવે આપણે વિચાર કરવાનો છે–કર્તવ્ય છે શું? આમ જોવા જઈએ તો માણસનું હરકોઈ વાજબી કાર્ય કર્તવ્યના વર્તુળમાં સમાઈ જાય છે. પરંતુ પરિભાષાઓના ગાઢ અંધકારમાં કર્તવ્યનું સાચું સ્વરૂપ શોધી કાઢવાનું મુશ્કેલ છે. મને તો મારા દૃષ્ટિકોણથી કર્તવ્યની આ વ્યાખ્યા જ યોગ્ય જણાય છે–અંતરાત્માનો પેલો વાસ્તવિક અવાજ, જે ચંચળ અને મોહયુક્ત બુદ્ધિના પ્રપંચમાં ફસાયેલો ન હોય એ જ કર્તવ્ય છે. જે માણસ પોતાના અંતરાત્માના સાહજિક અવાજને અનુસરે છે અને બુદ્ધિની છેતરામણી પ્રપંચજાળમાં ફસાતો નથી, તેને વિશુદ્ધ કર્તવ્યનો માર્ગ મળી રહે છે. અંતરાત્માનો અવાજ ક્યારેય ખોટો હોતો નથી. માણસ જ્યારે પ્રપંચી બુદ્ધિના વિષચક્રમાં ફસાઈને ખોટો નિર્ણય લે છે અને તેના પર અંતરાત્માની છાપ મારે છે, ત્યારે આ અવાજ ખોટો પુરવાર થાય છે. સારાંશ એક જ છે કે જે વસ્તુ આપણા અંતરાત્માથી વિરુદ્ધની હોય તે ન કરવી અને અંતરાત્મા સાથે સહમત હોય તે કરવી, તે જ કર્તવ્ય છે. બીજા લોકો સાથે આપણે એવી રીતે વર્તવું જોઈએ કે જેવી રીતના વ્યવહારની આપણે તેમની પાસે આશા રાખતા હોઈએ. અંગ્રેજ વિદ્વાનના શબ્દોમાં—

'As you want for yourself, do unto others.'

'તમારી પ્રત્યેના જેવા વ્યવહારની આશા રાખતા હો, તેવી જ રીતે અન્ય સાથે વ્યવહાર રાખો.' જો તમને નિષ્કપટ અને સરળ વ્યવહાર ગમતો હોય, તો બીજાં પ્રત્યે પણ નિષ્કપટ અને સરળ વ્યવહાર રાખો. તમે જેને ખરાબ માનતા હો, તે બીજાં માટે પણ ખરાબ જ છે. કોઈ કાંટો ભોંકે તે તમને ત્રાસદાયી લાગતું હોય, તો બીજાંને પણ તમે કાંટો ભોંકો તો ત્રાસદાયી લાગે જ. બસ, કર્તવ્યને માપવાનો આ જ ગજ છે, તેને તોળવાનું આ જ પલ્લું છે. આત્માની કસોટી કરતાં વધારે ચડિયાતી બીજી કોઈ જ કસોટી નથી. એટલા માટે જ આત્મસમદર્શી ભગવાન મહાવીરે કહ્યું છે:

'અપ્પણા સચ્ચમેસેજ્જા'

'તમારા અંતરાત્માથી સત્યને ઓળખો, કર્તવ્યની શોધ કરો અને આત્માના ગજથી સત્યને માપો.'

જગતના ઇતિહાસમાં કર્તવ્યવિમુખ વ્યક્તિઓને તિરસ્કારની નજરે જોવામા આવે છે. જેમણે પોતાના કર્તવ્યનો ત્યાગ કર્યો છે, તેમનું નામનિશાન જ ભુંસાઈ ગયું છે. ઇતિહાસકારો અને કથાકારો તેમના નામ પર થૂંકે છે. લોકો તેમના તરફ સન્માનની લાગણી ધરાવતા નથી. કંસ અને રાવણની કથા કર્તવ્યવિમુખતાની કથા છે. હજારો વર્ષ પસાર થઈ ગયા પછી પણ લોકોનો કોપ-

ઓછો થયો નથી. જેમણે પોતાના કર્તવ્યનો ત્યાગ કર્યો છે, તેમને લોકો ધિક્કારની લાગણીથી જુએ છે.

કર્તવ્યપાલન માટે કોઈકોઈ વખત ભારે કીમત ચૂકવવી પડે છે; પરંતુ કર્તવ્યનિષ્ઠ પુરુષ તેને કશી વિસાતમાં ગણતો નથી. કર્તવ્યપાલનમાં તેને જે આનંદ મળે છે, તેની કીમત ઘણી વધારે આંકી શકાય તેમ છે.

ભારતીય ઈતિહાસના આકાશનો ઝગમગતો તારલો હરિશ્ચંદ્ર કર્તવ્યની જીવંત મૂર્તિ હતો. કર્તવ્યના રક્ષણ માટે તેણે પોતાના વિશાળ સામ્રાજ્યનો, સુખ-વૈભવનો, ઐશ્વર્યનો, પ્રાણપ્રિય પત્ની તારામતીનો અને પુષ્પ જેવા સુકોમળ રોહિતનો પણ ત્યાગ કર્યો. એક દિવસ એવો પણ આવી પહોંચ્યો કે જ્યારે હરિશ્ચંદ્રના કર્તવ્યની અગ્નિ-પરીક્ષા પણ થઈ.

મધ્યરાત્રિનો સમય હતો. આકાશમાં વિજળી ચમકતી હતી. ચારે બાજુએ ઘનઘોર વાદળોનો ગડગડાટ સંભળાતો હતો. મૂશળધાર વરસાદ વરસતો હતો. બરાબર આ જ સમયે સૂમસામ સ્મશાનમાં એક સ્ત્રીની કરુણ ચીસો સંભળાય છે. તેની આંખોમાંથી ગંગાયમુના નીતરે છે. પેલી દુઃખી સ્ત્રી આક્રંદ કરતી હતીઃ 'મહારાજ! આપ અહીં રહો છો? અહીં આવો અને છેલ્લી વખત આપના પુત્રનું મોં જોઈ લો.' અબળાએ ઘણું ઘણું આક્રંદ કર્યું. પરંતુ અહીં આ અરણ્યરુદનને સાંભળનાર કોણ હોય?

એ જ વખતે તેની સામે આવીને એક કાળામેંશ શરીર-વાળો માણસ ઊભો રહ્યો. તેના હાથમાં વાંસડો હતો. તેણે કહ્યું: 'અરે ગાંડી! તું રડે છે શા માટે? અહીં રાજમહેલ નથી. તારી ખબર પૂછવા કોણ આવવાનું છે?' તારામતીએ કરુણ સ્વરે કહ્યું: 'તમારી પાસે માનું હૃદય હોત તો તમે મારા દુઃખનો અનુભવ કરી શકત. મારા હૃદયના ટુકડા જમીન પર પડ્યા છે. તેના શબને ઢાંકવા માટે આજે પૂરતાં કપડાં પણ નથી. એક દિવસ રાજમહેલમાં સોનાના પારણામાં ઝુલનારા સૂર્યવંશી રાજકુમારના નસીબ-માં આજે કફનનો ટુકડો પણ નથી. મારું હૃદય આજે દુઃખથી ફાટી જાય છે. હું આ બધું આ છોકરાના બાપ રાજા હરિશ્ચંદ્રને કહી સંભળાવું છું.' સામે ઊભેલી વ્યક્તિએ પૂછ્યું: 'કોણ? તારું નામ તારા છે?' 'અને આપ સૂર્ય-વંશી રાજા હરિશ્ચંદ્ર?' તારાએ સામો પ્રશ્ન પૂછ્યો. આ વખતે વાદળોમાં વિજળીનો ચમકાર થયો. બંનેએ એક-બીજાને જોયાં વર્ષોથી વિખૂટાં પડેલાં બે પ્રાણીઓનો મેળાપ થયો. પરંતુ પ્રસંગ ખરેખર કરુણ હતો. હરિશ્ચંદ્રનું હૃદય ભરાઈ આવ્યું. તેની નજર સામે જ પુત્રની લાશ હતી! પરંતુ બીજી જ ક્ષણે કર્તવ્યપાલનની ભાવનાથી પ્રેરાઈને હૃદય કઠણ કરીને કહ્યું: 'અરે ગાંડી! આ હવે મહારાજા હરિશ્ચંદ્ર નથી, આ તો હવે કાળિયા ચાંડાળને ત્યાં વેચા-યેલો દાસ છે. તુ તારા છે તે સાચું. પરંતુ તું હવે મહારાણી નથી, બ્રાહ્મણના ઘેર વેચાયેલી દાસી છે. હવે

પહેલાંના દિવસો ભૂલી જા. તે દિવસે ઘડાને અડકી ગઈ હતી, તે પ્રસંગ ભૂલી ગઈ કે?' તારાની આંખો આંસુ-ભીની હતી. તેણે કહ્યું: 'નાથ! હવે તો સબૂરી રાખો. આ તમારો દીકરો અહીં મરેલો પડ્યો છે, તે તો જુઓ!' હરિશ્ચંદ્રે કહ્યું: 'શું થયું છે આને?' 'પ્રાણ-નાથ! આજે તે ફૂલ વીણવા બગીચામાં ગયો હતો. ત્યાં તેને એક કાળો સાપ કરડ્યો છે. તેના શરીરની રગેરગમાં ઝેર પ્રસરી ગયું છે.' તારા છોકરાને દેખાડવા માટે આગળ વધે છે. હરિશ્ચંદ્ર એકદમ એક ડગલું પાછળ ખસી જાય છે: 'તારા, તારું કહેવું સાચું છે; પરંતુ અત્યારે હું મારા શેઠની ફરજ પર છું. મારાથી કોઈ પ્રકારની રાહત આપી શકાય તેમ નથી. અગ્નિસંસ્કાર કરાવવાનો એક રૂપિયો વેરો આપવો જ પડશે. એક રૂપિયો જમા ન થાય ત્યાંસુધી અગ્નિસંસ્કાર નહીં થઈ શકે.' તારાએ કહ્યું: 'નાથ, આ જેવો મારો દીકરો છે, તેવો જ આપનો છે. આપ તેના અગ્નિસંસ્કાર માટે સામાન નહીં આપી શકો? અહીં તો લાકડાનો મોટો ઢગલો પડ્યો છે. પ્રાણનાથ! થોડાંક લાકડાં ઓછાં થશે, તો કોને ખબર પડવાની છે?' હરિશ્ચંદ્રે રાતાપીળા થઈને કહ્યું: 'તારા, અત્યારે હું તારો પતિ નથી અને રોહિત મારો દીકરો નથી. અહીં મારે મારા કર્તવ્યનું પાલન કરવાનું છે. હું મારી ફરજ ચૂકી શકું તેમ નથી.' આ રહ્યા હરિશ્ચંદ્રના શબ્દો:

'ગર બાત તુમ્હારી માનુંગા, અપને પ્રણસે ગિર જાઉંગા,
માલિકસે બાત છિપાલૂંગા, ઈશ્વરસે કહાં છિપાઉંગા?'

'તારા, તું મારી પાસે રૂપિયાની વાત કરે છે, તો પછી તારા શેઠ પાસેથી કેમ માગી લેતી નથી?' તારાએ રડતાં રડતાં કહ્યું: 'નાથ, જેનો હાથ બીજાને આપવા માટે જ ઊંચો થયો છે, તે બીજાની આગળ માગવા માટે હાથ કેવી રીતે ધરી શકે? માણસ સ્વમાન સાથે જીવવા ઇચ્છે છે. જેના પતિએ સત્યને ખાતર, કર્તવ્ય-નિષ્ઠાને ખાતર રાજવૈભવનો ત્યાગ કર્યો હોય, તેની પત્ની ચાંદીના સિક્કા માટે હાથ લાંબો કરે?' હરિશ્ચંદ્રે કહ્યું: 'તારા, મારી સમક્ષ મુખ્ય પ્રશ્ન કર્તવ્યનો છે. હું મારા હકની વસ્તુ છોડી શકું; પરંતુ આ તો મારા માલિકના હકની વસ્તુ છે. સ્મશાનવેરો ભર્યા પછી જ હું લાશને સળગાવવાની રજા આપી શકું.' 'નાથ! એક જ સાડલો હતો. અડધો કરીને તેનું કફન બનાવ્યું છે અને અડધો મારી લાજ ઢાંકવા માટે છે. મારી પાસે બીજું કંઈ જ નથી.' હરિશ્ચંદ્રે કહ્યું: 'તારા, ગમે તેમ હોય તોપણ હું મારા શેઠનો હક જતો કરી શકું એમ નથી. તારે રૂપિયો તો આપવો જ પડશે' આડ પાછળ સંતાઈને સાડી ઉતારી આપતાં તારા કહે છે: 'નાથ, લ્યો આ અડધી સાડી. તેની કીમત એક રૂપિયા જેટલી તો હશે જ ને?'

બસ, કર્તવ્યની ભારે કસોટીમાંથી હરિશ્ચંદ્ર પસાર થયો. આ છે કર્તવ્યનિષ્ઠ વ્યક્તિનું દૃઢ મનોબળ! કર્તવ્ય ખાતર ભયંકર આપત્તિ વેળાએ પણ હરિશ્ચંદ્ર ચલાયમાન

ન થયો. કર્તવ્યનિષ્ઠ વ્યક્તિનું હૃદય કવિના શબ્દોમાં 'વજ્રથી પણ કઠોર અને ફૂલથી પણ કોમળ' (वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि ।) હોય છે. કર્તવ્યની જીવંત નિષ્ઠાવાળો પુરુષ પ્રાણની પણ પરવા કરતો નથી. કર્તવ્યનિષ્ઠ પુરુષ પોતાના સુખસાધનની ક્યારેય પરવા કરતો નથી.

એક વખત પેરિસમાં ભયંકર હુલ્લડ ફાટી નીકળ્યું હતું. મૅથ્યુ ડેન્જલર્ નામનો એક પત્રકાર હુલ્લડખોરો તરફથી ફેંકાતા પથ્થરોની વચ્ચે બેઠો બેઠો પોતાના છાપા માટે અહેવાલ લખી રહ્યો હતો. હુલ્લડ કાબૂમાં આવતું નહોતું. છેવટે નિરુપાયે મિલિટરીએ ગોળીબાર કરવા માંડયો. મૅથ્યુને પણ ગોળી વાગી. તે ઘાયલ થઈને નીચે ઢળી પડયો. સારવાર કરવા માટે આવેલા ડૉકટરે પૂછ્યું: 'તમે પણ ઘાયલ થયા છો?' 'હા એટલો બધો ઘાયલ થયો છું કે લખી પણ શકતો નથી.' ડૉકટરે કહ્યું: 'લખવાથી શું દહાડો વળવાનો છે? હવે તો તમારા માટે આરામ એ જ મુખ્ય કાર્ય છે.' પત્રકારે કહ્યું: 'આરામ એ જ મુખ્ય કાર્ય નથી; મુખ્ય કાર્ય છે પોતપોતાના કર્તવ્યનું પાલન કરવાનું. સૌને પોતપોતાની ફરજો અદા કરવાની હોય છે. હું પત્રકાર છું. બનેલા બનાવો લખી મોકલવાની મારી ફરજ છે. મારી આ કલમ લો અને આ પાના નીચે લખો સાંજના ૩ કલાક ને વીસ મિનિટે મિલિટરીએ ગોળીબાર કર્યો એ ગોળીબારમાં ત્રણ જણા ઘવાયા. એક જણનું મૃત્યુ થયું.' ડૉકટરે પૂછ્યું: 'મૃત્યુ કોનું થયું?

જવાબ મળ્યોઃ 'મારું!..' આ શબ્દો બોલતામાં તો પત્રકારનો જીવ ઊડી ગયો.

આ છે કર્તવ્યનિષ્ઠાનો મધુર આનંદ! જે કર્તવ્ય-પાલન કરે છે, તેને જ આ આનંદનો અનુભવ થાય છે.

તલવારની તીક્ષ્ણ ધાર પર ચાલવાનું સહેલું છે; પરંતુ કર્તવ્યના કંટકછાયા મહાપંથે ચાલવાનું મુશ્કેલ છે, દુર્ગમ છે. આ રસ્તે જનારે સજાગ રહેવાની જરૂર છે. તેણે હમેશાં ચિંતનશીલ રહેવું પડે છે. 'દશવૈકાલિક સૂત્ર'ની ચૂલિકામાં કહ્યું છેઃ 'સાધક! તું હમેશાં વિચાર કરી જો કે મેં કર્તવ્ય-કર્મોમાંથી કયાં પૂરાં કર્યાં છે અને કયાં બાકી છે? મારી શક્તિની મર્યાદામાં હોવા છતાંય મારે શું કર્તવ્ય કરવાનું બાકી રહી જાય છે?'

'કિં મે કડં કિચ્ચ મે કિંચ્ચ સેસં,
કિં સક્કણિજ્જં ન સમાયરામિ.'

સર્વશ્રેષ્ઠ રાજ્યની વ્યાખ્યા બાંધતાં ચીનના મહાન તત્ત્વચિંતક કૉન્ફ્યુશિયસે કહ્યું છેઃ 'જે રાષ્ટ્રમાં પ્રજા પોતાનું, રાજા પોતાનું, પિતાપુત્ર પોતાનું, માદીકરી પોતાનું અને ગુરુશિષ્ય પોતાનું કર્તવ્ય સન્નિષ્ઠાપૂર્વક અદા કરે છે, તે રાષ્ટ્ર સર્વશ્રેષ્ઠ છે.'

છેવટે એટલું કહીને મારું વક્તવ્ય પૂરું કરીશ કે જો તમે તમારા જીવનને મહાન બનાવવા માગતા હો, આત્માને સંસ્કારી બનાવવા ઇચ્છા રાખતા હો, મનને કાબૂમાં રાખવા ઇચ્છતા હો અને બુદ્ધિને સ્વસ્થ બનાવવા ઇચ્છતા હો, તો કર્તવ્યનિષ્ઠ બનો.

*

[ ૫ ]

## જીવનનો અરુણોદય

ભારતવર્ષમાં પ્રાચીન કાળથી જ જીવનને સુસંસ્કારી બનાવવાનો રિવાજ ચાલ્યો આવે છે. અહીં જે જે ઋષિઓ, મુનિઓ, સંતો, સાધુઓ અને સમાજના ઘડવૈયાઓ થઈ ગયા, તેમણે સંસ્કાર આપવાની વાત પર ખૂબ જ ભાર મૂક્યો છે અને બાળપણથી જ જીવનમાં સંસ્કારોનો પાયો નાખવાનો પ્રયત્ન કર્યો છે. એટલે સુધી કે માનવજીવનના પ્રારંભથી છેલ્લી ઘડી સુધી તેમણે સંસ્કારોની એક હારમાળા ચલાવી છે. સ્મૃતિઓ અને બ્રાહ્મણ ગ્રંથોમાં તેનો નિર્દેશ ષોડશ સંસ્કારો તરીકે થયેલો છે. મધ્યકાલીન ભારતવર્ષ આ પ્રાચીન સંસ્કારોથી કંઈક વિખૂટું પડી ગયું. આમ છતાંય તેની છાયાનાં આજે પણ દર્શન થાય છે. બાળકના ગર્ભાધાન, જન્મ, નામકરણ, ચૂડાકર્મ, ઉપનયન અને લગ્નાદિથી માંડીને બીજા ઉપસંસ્કારોને પણ તેની સાથે જોડી દીધા છે..

સંસ્કારોની આ બધી હારમાળા પાછળ શું તથ્ય હતું અને આ સંસ્કારોનું શું મહત્ત્વ હતું, તે વિશે આજે હું થોડીક ચર્ચા કરીશ. આ સંસ્કારોમાં ક્યારે અને શું પરિવર્તન કરવું યોગ્ય છે, તેની પણ ચર્ચા કરીશ.

માનવજીવનનું એક પ્રકારે પૃથક્કરણ કરીને જોવામાં આવે તો જણાઈ આવશે કે તે સંસ્કારોના પિંડ જેવું છે. માનવજીવનની સાથે સંસ્કારો તાણાવાણાની જેમ ગુંથાયેલા છે. સંસ્કારોના જડતરને દેશ, વેશ, રિવાજો, જ્ઞાતિ કે ધર્મના વાડાનાં બંધન નડતાં નથી. પરંતુ એક વસ્તુ તો ધ્યાન બહાર ન જ કાઢી શકાય કે સંસ્કારોનું બીજારોપણ બાળપણથી જ થાય છે. બાલ્યાવસ્થાથી જ જીવનનો અરુણોદય થાય છે અને બાલ્યાવસ્થાથી જ સંસ્કારનાં પ્રકાશકિરણો માનવજીવનની લાલિમામાં ઓર ઉમેરણ કરે છે. આ સંસ્કારો માનવજીવનને પ્રકાશમાન કરે છે.

નીતિકારો એવું મન્તવ્ય ધરાવે છે કે બાલ્યાવસ્થાથી બાળકને જે સંસ્કારો મળે છે, તે જ સ્થાયી સ્વરૂપ ધારણ કરે છે. આ સંસ્કારોની છાપ ભુંસાતી નથી. બાલ્યાવસ્થામાં જો સારા સંસ્કારોનું બીજારોપણ થઈ જાય, તો માણસ ભવિષ્યમાં વિરાટકાય વૃક્ષનું સ્વરૂપ ધારણ કરે. જો બાલ્યાવસ્થામાં જ ખરાબ સંસ્કારોનું બીજારોપણ થાય, તો માણસનું સમગ્ર જીવન જ વિકૃત બની જાય.

તેના જીવનમાં જે અનિષ્ટો પ્રવેશી જાય, તે પાછળથી ન જ નીકળી શકે. એટલા માટે નીતિકારોએ કહ્યું છે:

'यन्नवे भाजने लग्नः संस्कारो नान्यथा भवेत् ।
कथाच्छलेन बालानां नीतिस्तदिह कथ्यते ॥'

નવું વાસણ ઘડતી વખતે પ્રજાપતિ તેને જોઈએ તેવો આકાર અને રૂપરંગ આપે છે, આપી શકે છે; પરંતુ માટીમાંથી પાણી સુકાઈ ગયા પછી કે નિભાડામાં પકવ્યા પછી તેને બીજો આકાર આપી શકાતો નથી. આ જ પ્રમાણે એક બાળકને ગર્ભાધાન સમયે કે પ્રસવ પછી જેવું સ્વરૂપ આપવું હોય તેવું આપી શકાય છે. બાળક મોટું થાય તે પછી તેનામાં સંસ્કારો રેડવાનું કાર્ય કપરું છે. એટલા માટે જ શાસ્ત્રકારોએ કહ્યું છે કે, બાળકને શરૂઆતથી જ જે સંસ્કારો આપવામાં આવે છે, તેની અસર ભુંસાતી નથી. એટલા માટે જ બાળકોમાં કથાઓ દ્વારા નૈતિક સંસ્કાર રેડવામાં આવે છે.

બાળકોનાં મગજ કુમળાં હોય છે. બાળકોનાં હૃદય સફેદ કાગળ જેવાં હોય છે તેના પર આપણે ઇચ્છીએ તો સોનેરી ચિત્રો દોરી શકીએ અને ઇચ્છીએ તો મેંશના લપેડા કરી શકીએ. આપણે ઇચ્છીએ તો તેને સચ્ચરિત્ર બનાવી શકીએ અને ઇચ્છીએ તો તેને દુશ્ચરિત્ર બનાવી શકીએ; કોમળ હૃદયમાં સંસ્કારોનું બીજારોપણ થતાં વાર લાગતી નથી. આ સંસ્કારો સ્થાયી સ્વરૂપ ધારણ કરે છે.

નાના છોડને માળી પોતાની ઇચ્છાનુસાર મરોડ આપી શકે છે. તે છોડને પોતાની ઇચ્છા પ્રમાણે ઉછેરી શકે છે. શિલ્પ-કાર રસ્તામાં પડેલા પથ્થર પર પોતાના મનને ફાવે તેવી આકૃતિ કોતરી શકે છે. આ જ આકૃતિને તે બેડોળ પણ બનાવી શકે છે. ખેડૂત પોતાના ખેતરમાં જેવું અનાજ વાવે છે, તેવું લણે છે-સારું અનાજ વાવે તો સારું અને ખરાબ અનાજ વાવે તો ખરાબ. સંતાનરૂપી ક્ષેત્રમાં પણ માબાપ જેવા સંસ્કારોનું બીજારોપણ કરશે, તેવાં જ મીઠાં કે કડવાં ફળ જોઈ શકાશે. મકાન બાંધતાં પહેલાં પણ આપણે વિચાર કરીએ છીએ કે કેવી ડિઝાઈનનું અને કેટલા માપનું મકાન બનાવવાનું છે. આપણે તેનો નકશો પણ અગાઉથી તૈયાર કરાવીએ છીએ. પછી કડિયા પાસે આપણી ઈચ્છા પ્રમાણેનું મકાન બંધાવીએ છીએ. આ રીતે બાળકનો જીવનમહેલ તૈયાર કરતા પહેલાં આપણે પૂરતો વિચાર કરી લેવો જોઈએ. આપણે બાળકને પાપ-પ્રેમી બનાવવા ઇચ્છીએ છીએ કે ધર્મપ્રેમી? બાળકના જીવનની ડિઝાઈન પણ પહેલેથી જ તયાર કરાવવી જોઈએ. કોઈ પણ ડાહ્યો પુરુષ એમ તો નહીં જ ઇચ્છે કે તેનું બાળક પાપાત્મા બને. આટલી તકેદારી રાખ્યા પછી પણ જો બાળક પાપાત્મા જન્મે, તો માની લેવું કે આપણા વિચાર, વાણી અને આચરણમાં કંઈક ખામી છે. તેમ ન હોય, તો બાળકો ખરાબ પાકે જ નહીં. શ્રુતિમાં પણ કહ્યું છે: આત્મા વૈ જાયતે પુત્રઃ।' (પુત્ર માબાપના આત્મ રૂપે

જ જન્મે છે.) કહેવત છે: 'સૂત જૈસા ફેંટા ઔર બાપ જૈસા બેટા.' અંગ્રેજીમાં પણ પ્રસિદ્ધ કહેવત છે: 'such a father such a son.'

જેવી રીતે એક તાંતણો લઈને ઝીણું કે જાડું, કાચું કે પાકું અને રંગીન કે સફેદ કાપડ વણી શકાય છે, તેવી જ રીતે માબાપના જેવા આચારો, વિચારો અને પ્રવૃત્તિઓ હશે, તેવાં જ બાળકો પણ પેદા થશે.

ન્યાયશાસ્ત્રનો એક સિદ્ધાંત છે: कारणगुणपूर्वको हि कार्यगुणो दृष्टः।' કાર્યનો ગુણ કારણના ગુણ પરથી જ જોઈ શકાય છે. જેવું કારણ હશે, તેવું જ કાર્ય પણ હશે. કાર્ય અને કારણને જુદાં પાડી શકાય તેમ નથી. સંતાનરૂપી ક્રિયામાં પણ માબાપરૂપી કારણના ગુણાવગુણો ઊતરી આવે છે. સારાં અને ભલાં દેખાતાં માબાપનાં સંતાનો પણ ખરાબ અને અવગુણી પાકે છે, ત્યારે પ્રકૃતિનો આ જ નિયમ લાગુ પડે છે. આવે વખતે માની જ લેવાનું રહે છે કે માબાપના આચારવિચારોમાં જ કંઈક ખામી છે.

આજના માનસશાસ્ત્રીઓએ પણ પુરવાર કરી બતાવ્યું છે કે માબાપને જે રોગ હોય છે, તે જ રોગ સંતાનોને પણ થાય છે, માબાપની જેવી ભાવના હોય છે તેવાં જ બાળકો જન્મે છે. માબાપમાં જે દુર્ગુણો હોય છે, તે બાળકોમાં પણ વારસામાં ઊતરે છે.

એટલા માટે બાળકના જન્મ પહેલાં માબાપે ખૂબ જ સંભાળ રાખવાની આવશ્યકતા છે. આ કારણને લીધે

સોળ સંસ્કારોમાં ગર્ભાધાન સંસ્કારનું સ્થાન સૌથી પહેલું રાખવામાં આવ્યું છે. ગર્ભાધાન થાય કે તરત જ માએ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે તેનું બાળક ધાર્મિક, વીર તેજસ્વી, ચારિત્ર્યશીલ અને નીતિમાન બને. ગર્ભમાં રહેલા બાળક પર માતાના વિચારોની છાયા પડ્યા વિના રહેતી જ નથી.

વિજ્ઞાનના એક પ્રોફેસર એલમર ગેટ્સએ યુનાઈટેડ સ્ટેટ્સની રાજધાની વૉશિંગ્ટનની વિજ્ઞાનવિષયક પ્રયોગ-શાળામાં દીવાલ પર ટિંગાડેલાં મોટાંમોટાં દર્પણ પર જુદા જુદા સ્વભાવના કેટલાક માણસોના શ્વાસ લીધા. આ માણ-સોમાં કોઈ ક્રોધી હતું, કોઈ રોગી હતું, કોઈ ઈર્ષ્યાખોર હતું અને કોઈ દુરાચારી હતું. દર્પણ પર અલગ અલગ લીધેલા શ્વાસનું પૃથક્કરણ કરતાં જાણી શકાયું કે બધાના શ્વાસ જુદી જુદી જાતના હતા. આ લોકોના માનસિક વિચારો પણ જુદી જુદી જાતના હતા. છેવટે તેને કહેવું પડયું કે ગર્ભમાં રહેલા બાળક પર તેની માતાના જેવા વિચારો હોય છે, તેવો જ શ્વાસ બને છે અને આ શ્વાસનું પ્રતિબિંબ પણ દર્પણમાં એવું જ પડે છે.

ભારતના આયુર્વેદિક ગ્રંથોમાં પણ ગર્ભશાસ્ત્રનો સવિ-સ્તર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમાં ગર્ભવતી સ્ત્રીનો આહારવિહાર અને આચારવિચાર અંગે પણ ઉલ્લેખ છે. માતાના આહારવિહાર અને આચારવિચારની અસર બાળક પર પડ્યા વિના રહેતી નથી. જ્ઞાતસૂત્રમાં પ્રાચીન કાળની

ગર્ભવતી સ્ત્રીઓની દિનચર્યા વર્ણવેલી છે: 'તસ્સ ગબ્ભસ્સ અણુ કંપટ્ઠયાએ' માતા પોતાના ગર્ભના પોષણ અને રક્ષણ માટે આહારવિહાર અને આચારવિચારના યોગ્ય નિયમોનું પાલન કરતી હતી. ભગવતીસૂત્રમાં પણ ગર્ભવિષયક વર્ણન કરતાં જણાવ્યું છેઃ 'કેટલાંક ગર્ભસ્થ બાળકો એવાં હોય છે કે જે પોતાની માતાના સદ્વિચારો કે કુવિચારોને લીધે જન્મતા પહેલાં મૃત્યુ પામે છે, ત્યારે દેવગતિ (સ્વર્ગ) કે નરકગતિ (દુર્ગતિ) પામે છે. માતાના સારા નરસા વિચારો દ્વારા જ બાળકના સારાનરસા સંસ્કારોનું ઘડતર થાય છે. જેવી રીતે પ્રયોગશાળામાં વૈજ્ઞાનિકના વિચારો પ્રમાણે જ કેટલાક પ્રયોગો થાય છે અને પાઠ શાળામાં અધ્યાપકના વિચારો પ્રમાણે જ વિદ્યાર્થીઓના જીવનનું ઘડતર થાય છે, તેવી જ રીતે ગર્ભની આ પ્રયોગશાળા (લેબોરેટરી) કે પાઠશાળામાં માતાના વિચારો પ્રમાણે જ ભાવી બાળકનું ઘડતર થાય છે.

ગર્ભની આ પાઠશાળા કે પ્રયોગશાળામાં બાળક લગભગ નવ મહિના સુધી રહે છે. નવ મહિનાનો આ અભ્યાસક્રમ છે. આ ગાળા દરમિયાન માતા ભાવી બાળકનું જેવું ઘડતર કરવાની ઇચ્છા હોય, તેવા આચાર–વિચાર કે આહારવિહાર રાખી શકે છે. ભગવતીસૂત્રમાં ગર્ભસ્થ બાળક પર સારાનરસા સંસ્કારો પડવાનો રહસ્યોલ્લેખ છે. ગર્ભસ્થ બાળક સાથે માતાનો સંબંધ અતૂટ છે. ગર્ભમાં રહેલા બાળકના અંગોપાંગોનું ઘડતર અધૂરું

હોય છે. માતાના આહારમાંથી જ બાળકને પોષણ મળે છે. માતાના શરીરની હિલચાલ એ જ બાળકના શરીરની હિલચાલ. માતાના આચારવિચારો એ જ બાળકના આચાર-વિચારો. માતાનો શ્વાસ એ જ બાળકનો શ્વાસ. આ કારણને લીધે બાળકમાં સારા સંસ્કારોનું સિંચન કરવા માટે ગર્ભાધાનના આરંભથી જ તકેદારી રાખવી જોઈએ. જૈન-શાસ્ત્રના ઉદ્ભટ વિદ્વાન શતાવધાની પં. મુનિશ્રી રત્નચંદ્રજી મહારાજે 'કર્તવ્યકૌમુદી'માં આ વિષયનું સ્પષ્ટીકરણ કરતાં કહ્યું છે:

'बाले गर्भगते तदीय जननी चेत्सेवते दीनताम् ।
बालो दीनतरो भविष्यति तदा शुग्श्च शौर्य तथा ।
यद्येषा कलहं करोति नितरां सा क्लेशकारी तदा ।
तुष्टास्याद्यदि सा भविष्यति तदा पुत्रः प्रसादान्वितः ॥ १ ॥
धर्म वाञ्छति गर्भिणी यदि तदा पुत्रो भवेद् धार्मिकः ।
भोगान् वाञ्छति चेत्तदेन्द्रियसुखासक्तो विलासी भवेत् ॥
विद्यां वाञ्छति चेत्तदा प्रतिदिनं विद्याभिलाषी भवेत् ।
सच्छास्त्रश्रवणं करोति यदि सा पुत्रोऽपि तादृग्भवेत् ॥ २ ॥'

બાળક ગર્ભમાં હોય ત્યારે માતા દીન અને કાયર બને, તો તેનું બાળક પણ દીન અને કાયર બને છે. માતામાં જો શૌર્યની ભાવના હોય, તો બાળક પણ શૂરવીર બને છે. જો માતા કજિયાખોર હોય, તો બાળક પણ કજિયાખોર બને છે. માતા જો આનંદી હોય, તો બાળક પણ આનંદી બને છે. જો ગર્ભવતી સ્ત્રી ધર્મા-

ચરણ( અહિંસા, સત્ય, શ્રદ્ધા, શીલ, અપરિગ્રહ ઇત્યાદિ )ની ભાવના સેવે, તો બાળક પણ ધાર્મિક જ જન્મે છે. જો તે ભોગેચ્છા રાખે, તો બાળક પણ ઇંદ્રિયસુખમાં આસક્તિ રાખનારું અને વિલાસી જન્મે છે. જો ગર્ભવતી સ્ત્રી વિદ્યાભ્યાસ કરતી હોય કે વિદ્યા પ્રાપ્ત કરવાની ભાવના સેવતી હોય, તો બાળક પણ વિદ્યાપ્રેમી થાય છે. ધર્મશાસ્ત્રોનું શ્રવણ કરનારી માતાનું બાળક પણ ધર્મપ્રેમી જ થાય છે. તાત્પર્ય એટલું જ છે કે ગર્ભવતી માતાના જેવી જ બાળકની પણ પ્રકૃતિ હોય છે. ગર્ભાવસ્થામાં માતા જે સંસ્કારોનું સિંચન કરે છે, તે ભુસાતા નથી.

મહાભારતમાં અભિમન્યુનાં પરાક્રમોનું વર્ણન છે. એમ કહેવાય છે કે અભિમન્યુ જ્યારે પોતાની માતા સુભદ્રાના ગર્ભમાં હતો, ત્યારે અર્જુને સુભદ્રાને ચક્રવ્યૂહ ભેદવાની યુક્તિ કહી સંભળાવી હતી. સુભદ્રાએ આ બધું ધ્યાનથી સાંભળ્યું હતું. ગર્ભમાં રહેલા અભિમન્યુએ પણ એકચિત્તે સાંભળ્યું હતું. આ કારણને લીધે જ મહાભારતના યુદ્ધમાં કૌરવોના ચક્રવ્યૂહને સોળ વર્ષના અભિમન્યુએ ભેદ્યો હતો. તેણે દ્રોણાચાર્ય અને ભીષ્મ જેવા ભડવીરોને પણ આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા. આ હતો ગર્ભની પાઠશાળાનો પ્રભાવ !

શિવાજી મહારાજ ગર્ભમાં હતા તે વખતે તેમની માતા જીજીબાઈ મહાભારત અને રામાયણનાં યુદ્ધવર્ણનો વાચતાં અને સાંભળતાં હતા. આ કારણને લીધે જ શિવાજી

ભવિષ્યમાં ખૂબ જ શૂરવીર થયા. સોળ વર્ષની ઉંમરે તો તેમણે સિંહગઢનો કિલ્લો જીતી લઈને મોગલોને ત્રાહિ પોકારાવી.

નેપોલિયન બોનાપાર્ટ ગર્ભમાં હતો, તે વખતે તેની માતા પોતાના પતિ સાથે રણમોરચે હતી. તે ઘોડેસવાર થઈને પરેડ કરતી હતી. નેપોલિયન પર આ જ વસ્તુની અસર થઈ અને તેણે કેટલાંય યુદ્ધોમાં વિજય મેળવ્યો.

હિરણ્યકશ્યપનો પુત્ર પ્રહ્લાદ માતાના ગર્ભમાં હતો, ત્યારે તેની માતાએ દેવર્ષિ નારદ પાસેથી જ્ઞાન અને પ્રભુભક્તિનો ઉપદેશ સાંભળ્યો. ભવિષ્યમાં પ્રહ્લાદ એક સન્નિષ્ઠ ધર્મવીર બન્યો.

મિસ્ટર જે. સી. બેયરે પોતાના પુસ્તક 'માતૃ-ભાવના'માં લખે છે: 'એક સ્ત્રી નાની ઉંમરે ગર્ભવતી બની. તેની સાહેલીઓ તેને આંગળી ચીંધીને ચીડવવા લાગી: આ તો ખૂબ જ શરમજનક કહેવાય. પેલી સ્ત્રી ઘરમાં જઈને કલાકો સુધી રડ્યા કરતી. તેના સંસ્કારો બાળક પર પણ એવા પડ્યા કે તે આંગળી જોતાં જ રડી પડતો.'

એક ગર્ભવતી સ્ત્રીને માંસ ખાવાની અને બીજી એક ગર્ભવતી સ્ત્રીને દારૂ પીવાની ઇચ્છા થઈ આવી. તેમના કુટુંબમાં આ બે વસ્તુઓ વર્જ્ય ગણાતી હતી. આ

એ સ્ત્રીઓની ઇચ્છા મનમાં ને મનમાં જ દબાયેલી રહી ગઈ. તેમનાં બાળકો પર આ અતૃપ્તિના ખૂબ જ ખરાબ સંસ્કારો પડ્યા અને મોટા થયા પછી તે માંસ ખાતા અને દારૂ પીતા થઈ ગયા.

આ બધાં ઉદાહરણો પરથી આપને ખ્યાલ આવી ગયો હશે કે ગર્ભાવસ્થામાં માતાની જવાબદારી કેટલી બધી હોય છે. જો બાળકોનું ભવિષ્ય પ્રોજ્જવળ બનાવવું હોય, તો ગર્ભાવસ્થા દરમિયાન માતાએ ખૂબ જ સાદું, સંયમપૂર્ણ અને ઉચ્ચ વિચારોવાળું જીવન જીવવું જોઈએ.

આપણા દેશની આ કમનસીબી છે કે માતાઓને ગર્ભાવસ્થાની અગત્ય સમજાતી નથી. આપણા દેશની માતાઓ અભણ છે. તેમના પતિઓને પણ નોકરીધંધામાંથી નવરાશ મળતી નથી. આ વિશે સ્ત્રીઓને કંઈ કહેવામાં આવતું નથી કે કોઈ પ્રકારનું સાહિત્ય પણ લાવી આપવામાં આવતું નથી. પરિણામે દેશમાં બાળકોની વસ્તી વધ્યે જ જાય છે. પૃથ્વીનો ભાર વધવા માંડ્યો છે. વસ્તીનો ઘોડાપૂર વધારો થઈ રહ્યો છે. માતાઓની આ બેદરકારી અને અજ્ઞાનને લીધે બાળક આળસુ, કાયર, બીકણ, શ્રમચોર અને પરાવલંબી બને છે. તે પોતાનું જ પેટ મહાપરાણે ભરી શકે છે. પછી પારકાનું પાલનપોષણ કરવાની તો વાત જ શી ? તેમને મહેનત કરવામાં હીણપત લાગે છે. માબાપ તરફથી પણ શ્રમના સંસ્કારો

મળતા નથી. આ બાળકો ઉંમરલાયક થયા પછી ખુરસી પર આરામથી બેસીને લખવાનું હોય એવી નોકરીઓ શોધે છે. જો સદ્ભાગ્યે નોકરી મળી જાય છે તો ત્યાં પણ ચોરી, અનાચાર અને લાંચરુશવતનો આશ્રય લઈને વધારાના ખર્ચને પહોંચી વળવાનો પ્રયત્ન કરે છે. જો વેપારમાં જોડાય છે, તો ત્યાં પણ માલમાં ભેળસેળ કરવી, માપતોલમાં દગાખોરી કરવી, વસ્તુ દેખાડવા અને આપવામાં ચાલાકી કરવી, વધારે પડતો નફો લેવો અને કાળા બજારની કમાણી કરવી તે સામાન્ય થઈ પડે છે. આ રીતે વિશ્વાસઘાત અને ઠગાઈની ચાવીઓ શોધી કઢાય છે. દેશના નૈતિક અધઃપતનનો પ્રારંભ થઈ ચૂક્યો છે.

જીવનના અરુણોદયથી જ સારા સંસ્કારોની કેટલી બધી આવશ્યકતા છે, તે આપ હવે સમજી શક્યા હશો. ગર્ભાધાન સંસ્કારનો ભાવાર્થ જ એ છે કે ગર્ભમાં રહેલા બાળકને નીતિધર્મસંપન્ન, સચ્ચરિત્ર, વફાદાર, શૂરવીર અને કર્તવ્યનિષ્ઠ બનાવવા માટે હંમેશાં સજાગ રહેવું. ગર્ભમાં રહેલા બાળકને સજ્જન કે દુર્જન બનાવવો તે માતાના ડાબા હાથનો ખેલ છે. પુત્રનાં લક્ષણ પહેલાં ગર્ભમાં અને પછી ઉછેર વખતે પ્રગટ થાય છે. માટીના નવા વાસણમાં પહેલી જ વખત ઘી ભરવાથી તેની ચિકાશ કાયમ માટે ટકી રહે છે. એ જ રીતે ગર્ભમાં રહેલા બાળકના કોમળ હૃદય પર જે સંસ્કારો રેડાય છે, તે ભુસાતા નથી.

ગર્ભાધાનસંસ્કાર પછી બાળકનો જન્મસંસ્કાર અને જન્મ પછી બીજા સંસ્કારો થાય છે. આ બધા સંસ્કારો વખતે ખૂબ જ ધ્યાન આપવું જરૂરી છે. આજના જમાનામાં જૂના રિવાજો ચાલી શકે તેમ નથી. આજનો જમાનો વિજ્ઞાનનો છે. પ્રત્યેક વસ્તુને બુદ્ધિની કસોટી પર કસીને જ સ્વીકારવામાં આવે છે. એટલા માટે સંસ્કારોની મૂળ ભાવનાને નજર સમક્ષ રાખીને બાળકોમાં સારા સંસ્કારોનું સિંચન થાય તે જોવાની ફરજ માબાપોની છે. કુમળા બાળકને નવો વળાંક આપવાની જવાબદારી ખાસ કરીને માતાની જ વધારે છે. કહેવત પણ છે—'એક માતા સો શિક્ષકોની ગરજ સારે છે.'

પ્રાચીન કાળમાં આર્યાવર્તની માતાઓ એક વાત પર ખાસ ધ્યાન આપતી હતી કે તેમનાં બાળકોને સારા સંસ્કારો મળે અને તે ખરાબ સંસ્કારોથી દૂર રહે. સારા કે નરસા સંસ્કારોની શરૂઆત ઘરથી જ થાય છે. આ સંસ્કારસિંચનમાં માતા મુખ્ય ભાગ ભજવે છે. આ વસ્તુને અનુલક્ષીને મને એક ઐતિહાસિક કથાનું સ્મરણ થઈ આવે છે :

'જયશિખરનો પુત્ર વનરાજ ચાવડો મહાપરાક્રમી રાજા હતો. તેના પરાક્રમથી આખા રાજપૂતાનામાં હાહાકાર મચી ગયો હતો. મારવાડના રાજાઓએ વિચાર કર્યો કે આપણા દેશમાં પણ વનરાજ જેવા શૂરવીરો પેદા થાય, તો ખૂબ જ ફાયદો થાય. આ વિચારને કાર્યમાં

ફેરવવાના ઉદ્દેશથી તેમણે બારોટને બોલાવીને કહ્યું: 'ગમે તેમ કરીને સમજાવી–ફોસલાવીને જયશિખરને અહીં બોલાવી લાવો. અહીં કોઈક કન્યા સાથે તેને પરણાવી દઈશું. પછી તો તેનાં બાળકો વનરાજ જેવાં જ શૂરવીર પાકશે.' બારોટો મારવાડથી સીધા જ પાટણ જઈ પહોંચ્યા અને જયશિખરની પ્રશંસાની બિરદાવલી ગાવા લાગ્યા. જયશિખર આ સાંભળીને ખુશ થઈ ગયો. તેણે બારોટોને ઇચ્છા હોય તે માગવાનું વચન આપ્યું. બારોટોએ કહ્યું· 'મહારાજ, આપ જો અમારી ઇચ્છા પૂરી કરવા માગતા હો, તો થોડાક દિવસ માટે રાજપાટ અધિકારીઓને સોંપીને આપ અમારી સાથે મારવાડ પધારવાની કૃપા કરો.' આ શબ્દો સાંભળીને જયશિખર દ્વિધામાં પડી ગયો. તેણે બારોટોને કહ્યું: 'બીજું કંઈક માગી લો–પૈસો, સોનું કે ગામઠામ.' ચારણોએ બીજું કંઈ પણ લેવાની ના પાડી દીધી. પરિણામે રાજપાટ અધિકારીઓને સોંપીને જયશિખરે મારવાડ તરફ પ્રયાણ કર્યું. તેણે રસ્તામાં ચારણોને પૂછ્યું: 'ભાઈ, તમે કહો તો ખરા કે તમે મને શા માટે મારવાડ લઈ જાઓ છો?' ચારણોએ કહ્યું· 'જી, અમારે મારવાડમાં વનરાજ જેવા શૂરવીરો પેદા કરવા છે. એટલા માટે જ અમે આપને મારવાડ લઈ જઈએ છીએ' જયશિખરે સહાસ્ય કહ્યું: 'કેવી નાખી દેવા જેવી વાત કરો છો તમે. વનરાજ જેવા શૂરવીર પુત્રો મારા એકલાથી જ પેદા થઈ જવાના છે કે? તેનો બધો

યશ તો વનરાજની શૂરવીર અને સુસંસ્કારદાતા માને જ છે. વનરાજની શૂરવીરતાનો યશ હું લઈ શકું તેમ નથી.' બારોટોએ કહ્યું: 'મહારાજ, અમારા મારવાડમાં કન્યાઓનો કંઇ દુષ્કાળ પડ્યો નથી. મારવાડમાં પણ એકએકથી ચઢિયાતી કન્યાઓ મળી શકે તેમ છે.' જયશિખરે કહ્યું: 'કન્યાઓ તો ઘણીય હશે. પરંતુ જેવીતેવી કન્યાથી આ કામ પાર પડી શકે તેમ નથી. મેં તમને મોંમાગ્યું વચન આપ્યું છે, એટલે જ તમારી સાથે આવું છું; પરંતુ મારવાડમાં વનરાજની મા જેવી કોઈ કન્યા જ નથી, તેનો તો વિચાર કરો.' ચારણોએ પૂછ્યું: 'વનરાજની મા કેવી હતી?' જયશિખરે કહ્યું: 'હું તમને તેના જીવનનો ફક્ત એક જ પ્રસંગ કહી સંભળાવીશ. આ પ્રસંગ પરથી જ તે કેટલી મહાન હતી તેનો તમને ખ્યાલ આવી શકશે. વનરાજ છ મહિનાનો હતો, ત્યારે હું રાણીના મહેલમાં ગયો અને સહેજ અડપલું કર્યું. તેણે તરત જ આ અનિષ્ટનો સામનો કરતાં કહ્યું: 'પારકા પુરુષની હાજરીમાં આ રીતે અડપલું કરતાં તમને શરમ નથી આવતી? તેના પર કેવા ખરાબ સંસ્કારો પડશે અને તેનું જીવન ભવિષ્યમાં કેટલું ખરાબ થઈ જશે?' મેં હસીને કહ્યું: 'હજુ તો આ છ મહિનાનું બાળક છે. આ બધી વાતોમાં તેને શી સમજણ પડવાની છે? અજ્ઞાન બાળક વળી આ બધા સંસ્કાર કેવી રીતે ગ્રહણ કરશે?' રાણીએ કહ્યું: 'આપ તેને અજ્ઞાન બાળક સમજશો નહીં. તે ભલે બોલતું ન

હોય. પરંતુ આપણા બધા જ હાવભાવ તે સમજી શકે છે. આ બધું હોવા છતાંય આપ તેને પારકા પુરુષ તરીકે માનવા તૈયાર નથી?' મેં રાણીના શબ્દોની અવગણના કરીને આગળ છૂટ લેવા માંડી. આ વખતે વનરાજે મોં એકદમ ફેરવી લીધું. રાણીએ કહ્યું: 'જુઓ આપ તો તેને અજ્ઞાન બાળક કહેતા હતા, પરંતુ તેણે મોં ફેરવી લીધું છે. મારી પ્રતિજ્ઞા હતી કે હું પારકા પુરુષની હાજરીમાં મારી ઇજ્જત નહીં રોળાવા દઉં. પરંતુ આપે મારી પ્રતિજ્ઞા તોડાવી છે. હવે હું મોં બતાવવા લાયક નથી રહી.' આટલા શબ્દો બોલીને તે ઝેરની ગોળી ખાઈને સૂઈ ગઈ. તેણે હમેશને માટે આંખો મીંચી દીધી. આવી હતી આ વીરાંગના! તમારા મારવાડમાં આવી કોઈ કન્યા છે ખરી?' ચારણોને આ વાત સાંભળીને નવાઈ લાગી. તેમણે હતાશ થઈને કહ્યું: 'મહારાજ, અમારા દેશમાં આવી કન્યા મળવી મુશ્કેલ છે આપ જો એમ કહેવા માગતા હો કે આવી કન્યા મળે, તો જ વનરાજ ચાવડા જેવું બાળક જન્મે, તો આપ ખુશીથી પાછા જઈ શકો છો. અમે લાચાર છીએ. અમને માફી આપો.' જયશિખર તરત જ પાટણ પાછો ફર્યો.

આ છે સારા સંસ્કારોવાળી માતાનું જીવન! આજ-કાલનાં માબાપો ઇચ્છે તો છે કે તેમને હનુમાન જેવું બળવાન બાળક થાય. પરંતુ તે સતી અંજના અને પવન-કુમારની જેમ સંયમી અને બ્રહ્મચર્યવ્રત ધારી રહી શકે

છે ખરાં? આવાં માબાપો સરેખડા જેવાં નિર્બળ, વીર્ય-હીન, વિલાસી અને કાયર બાળકોને જન્મ આપીને ભારત-માતાની છાતીનો ભાર વધારે છે. બાળકોને સંસ્કારોના નામે પણ કંઈ જ આપી શકતાં નથી. ઊલટું કાયરતા, વિલાસિતા, લોલુપતા અને હિંસાના કુસંસ્કારો ગળથૂથી સાથે જ પવાય છે. ઘણીખરી માતાઓ બાળક રડે છે, ઊંઘી જતું નથી કે તેના કામમાં ખલેલ પહોંચાડે છે, ત્યારે કહે છે: 'બાવો આવ્યો છે, કાન કાપી જશે. હાઉ આવ્યું છે, ખાઈ જશે. ચૂપ મર. બાવો પકડી જશે....' આ રીતે ભયના સંસ્કારો રેડે છે. આ સંસ્કારો મોટા થયા પછી પણ ભુસાતા નથી. તદુપરાંત કેટલીક માતાઓ બાળકની હાજરીમાં ગાળો બોલે છે અને અપશબ્દો બોલીને તેમના ઉત્સાહ પર પાણી ફેરવે છે. કોઈ પણ સંયોગોમાં બાળક પોતાનું અપમાન સહન કરી શકતું નથી. ભવિષ્યમાં તેનો ભયંકર પ્રત્યાઘાત પડે છે. કેટલાંક બાળકો ઉંમરલાયક થયા પછી તેમનાં માબાપને મારે-કૂટે છે. તેના મૂળમાં માતાએ વાવેલાં ઝેરનાં બીજ જ હોય છે. આ ઝેરનાં બીજ પછીથી વિષવૃક્ષનું સ્વરૂપ ધારણ કરે છે. કેટલાંક માબાપ પોતાનાં બાળકોમાં વાસનાના ખરાબ સંસ્કારો બાળપણથી જ રેડે છે. પેલા અજ્ઞાન બાળકને પૂછવામાં આવે છે: 'બેટા, તારી વહુ કેવી લાવવાની છે?....કાળી કે ધોળી?' આ પ્રકારના કુસંસ્કારો રેડીને માતા ભવિષ્યનું કેટલું જોખમ વહોરી

રહી છે, તેની તેને ખબર નથી હોતી. કેટલાંક બાળકો તો માબાપની દેખાદેખીથી ગાળો પણ ભાંડવા માંડે છે. કેટલીક માતાઓ બાળકના હાથમાં કૂતરાં-બિલાડાંને મારવા માટે લાકડી આપીને હિંસક સંસ્કારો રેડે છે. કેટલીક માતાઓ બાળકોને દેવ-દેવીઓ પ્રત્યે અંધશ્રદ્ધા રાખવાનું શીખવે છે. ભૂતપ્રેત, ચમત્કારો, મંત્રતંત્ર અને જાદુગરો પ્રત્યે પણ અંધશ્રદ્ધા રાખવાનું શીખવે છે. કેટલાંક માબાપ બાળકોની હાજરીમાં જ અશ્લીલ ચેનચાળા કરે છે. બાળકના ગર્ભાધાનથી માંડીને બાળક સ્તનપાન કરવાનું છોડી દે ત્યાંસુધી જે સંયમ પાળવો જોઈએ તે પણ પાળતાં નથી. બાળકો પર તેના ખરાબ સંસ્કારો પડ્યા વિના રહેતા નથી. કેટલાંક માબાપ વ્યસની, દુરાચારી, અસત્યવાદી અને અપ્રામાણિક હોય છે. આવાં માબાપ તરફથી સારા સંસ્કારો પડવાની આશા જ ન રાખી શકાય. કેટલાંક ખાનદાન કુટુંબોમાં પણ માબાપો બાળકોની હાજરીમાં જૂઠું બોલે છે. બાળકો રડે કે ગુસ્સે થાય, ત્યારે તેમને ખોટા વાયદા આપે છે: 'તમારા માટે લાડુ લાવીશ. તમને પૈસા આપીશ. તમારા માટે અમુક વસ્તુ લેતો આવીશ.' પછી આપવા-લેવાની કંઈ વાત જ નહીં! આ રીતે બાળકોના માનસ પર અપ્રામાણિકતાની છાપ પડે છે. આ રીતના ખોટા વાયદા કરવાનો ઉદ્દેશ બાળકોને ખુશ કરવાનો હોય છે; પરંતુ વાયદો પૂરો થતો નથી, એટલે બાળકો તૂંડમિજાજી અને

અને કામચોર થાય છે. બાળકોની કર્તવ્યનિષ્ઠા ચલાયમાન થઈ જાય છે. કોઈ વખત આ રીતે વાયદો થઈ જાય, તો માબાપે કહેલી વસ્તુ લાવી આપવી જ જોઈએ. તેમ કરવામાં આવે, તો બાળકના મન પર તેની સારી અસર થાય. સત્યપ્રિયતાની આ છાપ ભવિષ્યમાં પણ ભુસાય નહીં.

આજે ઘણુંખરાં માબાપો બાળકોને ધાર્મિક ક્રિયાઓના પાઠ ગોખાવીને, નીરસ વ્યાખ્યાનો સંભળાવીને કે ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ કરાવીને સંસ્કારી બનાવવા ઇચ્છે છે. પરંતુ માબાપો જ જો અહિંસા, સત્ય, સંયમ અને સાદાઈનું આચરણ ન કરતાં હોય, તો કેવળ વ્યાખ્યાનો સાંભળીને કે ગ્રંથોનો અભ્યાસ કરીને જ બાળકો સંસ્કારી બની જાય ખરાં? સારા સંસ્કારો એટલા બધા સસ્તા નથી જ. પરંતુ અફસોસ એટલો જ છે કે આજે સારા સંસ્કારો માટે સસ્તા ઉપાયો જ શોધવામાં આવે છે. માબાપો બાળકોને બાલમંદિર, શાળા કે મહાશાળામાં દાખલ કરાવીને નિશ્ચિત થઈ જાય છે. તેમને થાય છે કે હાશ, હવે આપણી જવાબદારી પૂરી થઈ. પરંતુ આજની શાળાઓ, મહાશાળાઓ અને વિદ્યાલયોમાંથી બાળકોને સારા સંસ્કારો મળે અને તેમનાં ચારિત્ર્યનું ઘડતર થાય, એવી કોઈ આશા રાખી શકાય ખરી? આજની શિક્ષણ-પદ્ધતિ કોઈને સંતોષ આપી શકે તેમ નથી. ભણનાર બાળક નવાનવા કુસંસ્કારો, અવગુણો, વ્યસનો અને ફેશ-

નની ટેવો લઈ આવે છે. આજનાં વિદ્યાલયો પાસેથી સારા સંસ્કારોની આશા જ રાખી શકીએ તેમ નથી. પરંતુ ઘણાંખરાં માબાપો બાળકો વિદ્યાલયમાંથી ઉપાધિ (ડિગ્રી) મેળવીને પૈસા કમાતાં થાય એવી જ આશા રાખતાં હોય છે. તેમને બાળકોના ચારિત્ર્યઘડતર, સચ્ચાઈ, સદાચાર અને સદ્‌વિચારો સાથે ઝાઝી લેવાદેવા નથી હોતી. તેમની ઈચ્છા બાળકોને વહેલામાં વહેલી તકે ધનનું યંત્ર બનાવી દેવાની હોય છે. છોકરો ઉંમરલાયક થાય તે જ વખતે વરવિક્રય કરીને મફતમાં પસા કમાઈ લેવાનો એક નવો જ રસ્તો શોધી કાઢવામાં આવ્યો છે. તેમાં નથી મહેનત કરવાની જરૂર કે નથી દુકાન માંડવાની કડાકૂટ. છોકરીનાં માબાપની ગરજ જોઈને આંકડો વધાર્યે જવાનો. આ રીતે સમાજના બજારમાં પોતાનાં બાળકોને ઊંચા ભાવે વેચીને તેમનાં માબાપ તેમના પર ખરાબ સંસ્કારો રેડે છે. બાળકો હરામનું ખાવાની વૃત્તિ ધરાવતાં થઈ જાય છે. જૂના જમાનામાં તો બાળકો ક્યાંય બહાર જાય, ત્યારે માબાપો તેમને કોઈ પણ વસ્તુ મફતમાં નહીં લેવાની શિખામણ આપતાં હતાં; પરંતુ આજે તો છે કળિયુગ. તેમાં માબાપ પણ શું કરે? ઘરમાં છોકરીઓની સંખ્યા વધારે હોય, તો વધારે ખર્ચ કર્યા વિના છૂટકો જ નથી. સમાજનું આખું વાતાવરણ જ ધનના વિષચક્ર પર અવલંબી રહ્યું છે. માણસની પ્રતિષ્ઠાનો માપદંડ પૈસો જ છે. સત્યપ્રિયતા, સચ્ચરિત્રતા, સાદાઈ અને સંયમ જેવા સદ્-

ગુણોથી માણસની મોટાઈનું મૂલ્યાંકન થતું નથી. આ માટે આપણો સમાજ જ જવાબદાર છે. આ બધા કુસંસ્કારો માટે એકલાં માબાપોને જ દોષ આપી શકાય તેમ નથી. બધો બખેડો સમાજે જ ઉત્પન્ન કરેલો છે. સમાજ જ્યાંસુધી આ ખોટા મૂલ્યાંકનને, જૂઠી માન્યતાઓને અને કઢંગા રીતરિવાજોને નહીં બદલે, ત્યાંસુધી સારા સંસ્કારોનો પ્રવાહ વહેતો નહીં જ થાય.

આ રીતે આજના સમગ્ર સામાજિક જીવનમાં મહદંશે કુસંસ્કારો ફેલાઈ ગયા છે અને જ્યાંસુધી તેમાં ધરમૂળથી ફેરફારો કરવામાં ન આવે, ત્યાંસુધી એક વ્યક્તિ કે કુટુંબ તેમાં સુધારો ન કરી શકે. આજે સમાજમાં ચારે બાજુએ અન્યાય, અનીતિ, અસત્ય, લાંચરુશવત, ભ્રષ્ટાચાર અને હરામનું ખાવાની વૃત્તિની બોલબાલા છે. માબાપ સંસ્કારોનો પાયો ચણવાની શરૂઆત કરે, તે પહેલાં તો સમાજના રિવાજો અને ભ્રામક માન્યતાઓ તેને જમીનદોસ્ત કરી મૂકે છે. સમાજમાં લગ્નપ્રસંગે કે બીજા પ્રસંગોએ નકામો ખર્ચ કરવાની પ્રથા પડી ગઈ છે. આ રિવાજનાં મૂળ હવે હચમચી ઊઠયાં છે. આજે પણ ગામડાંમાં આ કુરિવાજોનું ચૂસ્તપણે પાલન થાય છે.

ધાર્મિક ક્ષેત્રમાં પણ કેટલાક કુરિવાજો એવા છે કે જેની બાળકો પર સારી અસર પડતી નથી. આ રિવાજોમાં ફેરફાર કરવાનું જરૂરી છે. આ રિવાજોનો મૂળ ઉદ્દેશ બર આવે તે રીતે તેમાં ફેરફાર કરવો જોઈએ. તેમ

થાય તો જ નવી પેઢીના જીવનમાં વિશુદ્ધ ધર્મનો ચમત્કાર થઈ શકે. નવી પેઢીને ધર્મના નામે ગભરાવી મૂકવાની જરૂર નથી. પ્રચલિત રૂઢિઓ સાથે જો મેળ નહીં મેળવી શકાય, તો નવી પેઢી સદંતર ધર્મવિમુખ બની જશે એવો ભય છે. શ્રદ્ધાનું ભાથું ખૂટી ગયા પછી સારા સંસ્કાર રેડવાનું કાર્ય ખૂબ જ મુશ્કેલ બની જશે.

રાજનૈતિક ક્ષેત્રમાં પણ આજે બધે સારા સંસ્કારોનો દુષ્કાળ જ પ્રવર્તે છે. થોડાઘણા પ્રામાણિક રાષ્ટ્રનેતાઓને બાદ કરતાં ચારે બાજુએ જ્યાંજ્યાં નજર કરીએ છીએ, ત્યાંત્યાં પોતાનાં ખીસાં ગરમ કરવાની અને ઘર ભરવાની જ ચિંતા થતી હોય છે. રાષ્ટ્રનું કાર્ય સારી રીતે થાય કે ન થાય તેની કોઈને પડી નથી. પ્રામાણિક રાષ્ટ્રનેતાઓ આ વિશે ખૂબ જ સચિંત છે. પરંતુ સાચા અને પ્રામાણિક માણસોના અભાવે તેમને પણ લાચારી અનુભવવી પડે છે. અનીતિનો વિરોધ કરનારાં લોકો પર પણ અનીતિનુ ભૂત સવાર થયેલું છે. કૂવામાં આગ લાગી છે. લોકોમાં લોકતંત્રનાં સુંદર સ્મરણોનો રંગ કઈ પીંછીથી લગાડવો તે પણ સમજાતું નથી. ડેમોક્રસી(જનતંત્ર)ને બદલે ડેમનક્રસી–(દાનવતંત્ર) નાં દર્શન થાય છે. ન્યાયખાતામાં, શિક્ષણખાતામાં, સંરક્ષણખાતામાં અને નાણાંખાતામાં બધે જ અનીતિ, ભ્રષ્ટાચાર, દગાબાજી અને લાંચરુશવતનાં દૂષણો પ્રસરી ગયાં છે.

વ્યાપારનું ક્ષેત્ર તો અપ્રામાણિકતા, કાળાં બજાર,

વ્યાજખોરી, દગાબાજી, ભેળસેળ અને લાગવગશાહીના કુસંસ્કારોથી રંગાયેલું છે. આ ક્ષેત્રમાં સારા સંસ્કારોને તો પગે ચાલવા જેટલી જગા પણ મહાપરાણે મળી શકે છે.

વકીલાત, દાક્તરી અને વૈદક જેવા વ્યવસાયોમાંથી ધર્મના સંસ્કારોને દેશવટો મળી ગયો છે. આજે સેવાના સંસ્કારો તો લગભગ કોઈ પણ વ્યાપાર, વ્યવસાય, કલા કે નોકરીમાં રહ્યા જ નથી. સમાજના કોઈક ખૂણામાં સેવાના થોડાઘણા સંસ્કારો પણ રહી ગયા હોય, તો ત્યાં પણ પ્રશંસા, પ્રતિષ્ઠા અને નામનાની અદૃશ્ય ભૂખ પાછળ પડેલી જ હોય છે. સેવા પણ એક રીતે પ્રતિષ્ઠા મેળવવાનો પરવાનો બનતી જાય છે.

આધ્યાત્મિક ક્ષેત્ર પણ આજે સારા સંસ્કારોનું કેન્દ્ર નથી રહ્યું. તેમાં પણ સાંપ્રદાયિકતા, જાતીયતા, અંધભક્તિ, પંથવાદ અને વ્યક્તિપૂજા જેવા કુસંસ્કારોનું મિલન થયું છે. અખંડ માનવતાના સુસંસ્કારોનો જાણે લોપ જ થયો છે. અખંડ માનવતાના સસ્કારોમાં જ્ઞાતિવાદ, પ્રાંતવાદ, સંપ્રદાયવાદ, અંધભક્તિવાદ, ભાષાવાદ, રંગવાદ અને આંધળા રાષ્ટ્રવાદ જેવા વાદો પ્રત્યવાયરૂપ નીવડે છે.

પ્રાચીન કાળના સમાજનું ઘડતર કરનારાં તત્ત્વો આજે ઝાંખાં પડ્યા છે. પ્રાચીન કાળમાં જે વર્ણના લોકો નિઃસ્પૃહતા, ત્યાગ, સત્યપ્રિયતા અને સાદાઈના પ્રતીક જેવા હતા, તે જ વર્ણના લોકો આજે લોભ, અસત્ય,

આડંબર, અજ્ઞાન અને વિલાસિતાની મૂર્તિ બની ગયા છે. તેમની પાસેથી સારા સંસ્કારોની આશા ન જ રાખી શકાય. પ્રાચીન કાળમાં ભારતીય માનવસમાજની વર્ણ-વ્યવસ્થા વર્ષો સુધી ટકી રહી તેનું કારણ પણ સારા સંસ્કારોનો આ સુદૃઢ પાયો હતો. આજે આ પાયો હચમચી ઊઠયો છે. આજે વર્ણવ્યવસ્થા સંસ્કારોને અનુ-સરતી નથી, પરંતુ જન્મને અનુસરે છે. વર્ણવ્યવસ્થા પાછળ જે સેવાભાવના હતી, તેનો લોપ થયો છે. ત્યાગની ભાવના પણ ઓસરી ગઈ છે. પહેલાં જ્યાં 'संस्कारात् द्विज उच्यते।' કહેવાતું હતું, ત્યાં આજે 'जन्मतः द्विज उच्यते।' નો નાદ ગુંજતો થયો છે. પ્રાચીન કાળમાં સંસ્કારોનું એટલું બધું મહત્ત્વ હતું કે જ્યાંસુધી કોઈ પણ માણસ ગુરુકુળમાં વિદ્યાભ્યાસ કરીને પોતાની યોગ્યતા પુરવાર ન કરી બતાવે, ત્યાંસુધી તેને સંસ્કારી કહેવામાં આવતો ન હતો. જન્મ ધારણ કરે તે વખતે કોઈ પણ વર્ણની વ્યક્તિને શૂદ્ર (અસંસ્કૃત) માનવામાં આવતી હતી. પછી અધ્યાપન માટે રુચિને ધ્યાનમાં લઈને ગુરુકુળના કુળપતિ તેને અમુક વર્ણમાં મૂકતા. ત્યારબાદ જ તેને દ્વિજન્મા (દ્વિજ) કહેવામાં આવતો. આજે તો આ બધી વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ ગઈ છે. આમ હોવા છતાંય સારા સંસ્કારોનું મહત્ત્વ ઓછું આંકી શકાય તેમ નથી.

જે વસ્તુનું પ્રમાણ ઓછું હોય છે, તે તેટલી જ મોંઘી હોય છે. આજે જો સારા સંસ્કારોનો અભાવ હોય,

તો તેની કીમત પણ વધારે અંકાય. આજે તો સંસ્કાર-ધનનો કસોટી કાળ છે.

સારા સંસ્કારોનુ ચિત્ર આટલું બધું નિરાશાજનક હોવા છતાંય તેના પ્રચારનું કાર્ય એટલું બધું મુશ્કેલ નથી. ઘરના બાળકો પર સારા સંસ્કારો પડવા જ જોઈએ. માબાપો પાસેથી આપણે આટલી આશા જરૂર રાખી શકીએ. સારા સંસ્કારોનો પાયો જો ઘરમાંથી જ નંખાય, તો પાછળના જીવનને સહેલાઈથી સંસ્કારમય બનાવી શકાય.

પ્રાચીન કાળમાં માતાઓ બાળકોને પારણાની દોરી ખેંચતી વખતે જ સારા સંસ્કારોનું સિંચન કરતી હતી. આ સંસ્કારો લાંબા સમય સુધી ટકી રહેતા હતા.

મહારાણી મદાલસાનું નામ તો આપે સાંભળ્યું હશે. મહાભારતમાં તેનું આખ્યાન આદર્શ માતા તરીકેનું છે. મદાલસાએ પોતાના સાત પુત્રોને પારણામાં હિંચોળતી વખતે જ વૈરાગ્યશીલ બનાવ્યા હતા. તે બાળકોને હાલરડામાં જ આ શબ્દો ગાઈ સંભળાવતી હતી :

'शुद्धेऽसि बुद्धोऽसि निरंजनोऽसि
संसारमाया परिवर्जितोऽसि ।
संसारस्वप्नं त्यज मोहनिद्रां
मदालसा वाक्यमुवाच पुत्रम् ॥'

'હે પુત્ર! તું શુદ્ધ છે, બુદ્ધ છે, નિરંજન છે. તું પરમાત્માનો પવિત્ર અંશ છે. તેં સંસારની મોહમાયાનો ત્યાગ કરેલો છે. આ સંસાર એક સ્વપ્ન છે. આ

સંસારમાં તું પરમાત્મભાવ પ્રગટાવવા આવ્યો છે. આ કારણને લીધે તું આ સંસારસ્વપ્નનો ત્યાગ કર અને મોહનિદ્રા છોડી દે.' મદાલસાએ આ શબ્દોથી પોતાના પુત્રને સંબોધ્યો હતો.

પરિણામે મદાલસાના સાતેય પુત્રો મોટા થયા પછી ત્યાગી અને વૈરાગી બન્યા. રાજા આશ્ચર્યમાં ડૂબી ગયો. તેણે કહ્યું: 'પ્રિયે! તેં મારા સાતેય પુત્રોને ત્યાગી અને વૈરાગી બનાવી દીધા છે. હવે મારા આ રાજ્યનો વારસદાર કોણ બનશે? રાજા ન હોય તો ગેરવ્યવસ્થા ફેલાઈ જાય. એટલા માટે મને એક જ ચિંતા થાય છે કે મારું આ રાજ્ય કોણ સંભાળશે?' મદાલસાએ સહાસ્ય કહ્યું: 'નાથ! તમારે તેની સહેજ પણ ચિંતા ન કરવી. હવે જે પુત્ર થશે, તેનામાં હું એવા સંસ્કારો રેડીશ કે તે ન્યાય અને નીતિપૂર્વક પ્રજાનું પાલન કરશે.' આપ સાંભળીને આશ્ચર્યમાં ગરકાવ થઈ જશો કે આ મહાન સ્ત્રીએ પોતાના આઠમા પુત્રને એવું શિક્ષણ આપ્યું કે તે ભવિષ્યમાં આખા રાજ્યની જવાબદારી ઉપાડી શક્યો. મદાલસાએ આઠમા પુત્રને પારણામાં જ આ પ્રકારના સંસ્કારોની ગળથૂથી પાઈ.

આ છે આદર્શ માતાની પહેલી ફરજ. બાળકને જન્મ આપ્યો એટલે માતાની ફરજ પૂરી થઈ જતી નથી. બાળકોને સારી રીતે કેળવણી આપવી અને સારા સંસ્કારો આપવા તે પણ માતાની ફરજ છે. માતાએ આ કર્તવ્યનું

પાલન કરવું જ જોઈએ. મારવાડની સન્નારીઓ અને વીરાંગનાઓ પોતાના બાળકને પારણામાં ઝુલાવીને હાલરડામાં કેવી રીતે સંસ્કારો આપતી હતી તે જુઓ:

'બાલો પાંખાં બાહર આયો માતા બેણ સુણાવે યું,
મ્હારી કૂંખ સિરાહજે રે બાલા, મ્હેં તને સખરી ઘૂંટી દૂં.
ગોદી સૂતો બાલો ચૂંખે, માતા બેણ સુણાવે યું,
ધોલા દૂધમેં કાયરતાકો, કાલો દાગ ન લાઈજે તૂં.
સોહન પાલણે બાલો ઝૂલે, ઝોલત ઝોલત બોલી યું,
ઊતરી વેર હિલાઈજે રે ધરતી, જિતરા મૈં થને ઝોલાં દૂં.'

આજે આ રીતના સંસ્કારોનું સિંચન કરે એવી માતાઓ કેટલી છે? આજની માતાઓ જો કપડાં-ઘરેણાંનો મોહ ઓછો કરીને બાળકોના જીવનઘડતર માટે ત્યાગની ભાવના રાખીને કમર કસે, તો સારા સંસ્કારો આપવાનું કાર્ય મુશ્કેલ નથી જ. નાનાંનાનાં કાવ્યો બોલીને બાળકોમાં સંસ્કાર રેડવાની માતામાં અદ્ભુત શક્તિ છે. આ શક્તિ જોઈને દુનિયા આશ્ચર્યમાં ગરકાવ થઈ જાય છે. મહાસતી મદનરેખાએ પોતાના બાળકમાં સારા સંસ્કારો રેડવા માટે કેટલો ત્યાગ કર્યો હતો! તેણે કેટકેટલાં દુઃખ વેઠ્યા હતાં! મદનરેખાનું આદર્શ દૃષ્ટાંત જગતના ઇતિહાસમાં અજોડ છે. મહાસતી સીતાએ પોતાના પુત્રો-લવ અને કુશમાં આદર્શ સંસ્કારો રેડીને તેમને આશ્રમના વાતાવરણમાં ઉછેરીને તે જમાનાની પ્રજાને આશ્ચર્યમાં ગરક કરી નાખી હતી.

માતાઓ સમક્ષ આ વિશે કેટલીક મુશ્કેલીઓ ઊભી થયા વિના ન જ રહે. થોડીક ત્યાગની ભાવના પણ કેળવવી પડે. થોડાંક દુઃખ પણ સહન કરવાં પડે. પરંતુ પોતાનો ધર્મ પાળવા માટે આ બધા અંતરાયોને સહર્ષ આવકારવા જોઈએ. આ બધા અંતરાયોને આવકાર્યા વીના છૂટકો જ નથી. બાળકોને સંસ્કારો આપતી વખતે માબાપો સામે પહેલી મુશ્કેલી એ હોય છે કે પ્રત્યેક મનુષ્યમાં ત્રણ પ્રકારના સંસ્કારો પ્રબળ હોય છે. એક પૂર્વજન્મના, બે માબાપ અને કુટુંબના અને ત્રણ સમાજ કે રાષ્ટ્રના. પૂર્વજન્મ અને સમાજ–અને રાષ્ટ્રના સંસ્કારોમાં પરિવર્તન લાવવા માટે માબાપોને ખૂબ જ મહેનત કરવી પડે છે; પરંતુ ઘરના વાતાવરણને જો સંસ્કારી બનાવવામાં આવે તો મને લાગે છે કે આ મુશ્કેલી એવી નથી કે જેને દૂર ન કરી શકાય. આવી સુંદર ભાવનાવાળાં માબાપોએ ત્યાગ, સેવા અને સંયમની મૂર્તિ બનીને બાળકો સમક્ષ પોતાને આદર્શ રજૂ કરવો પડશે. તેમાં સહેજ પણ ગફલત થાય તો બાળકોનું ભવિષ્ય બગડી જાય. એટલા માટે પગલે પગલે સજાગ રહીને ધીરજથી કામ લેવું પડશે. સમાજમાં પ્રવેશેલા કુસંસ્કારોનો પીછો પકડવો જ પડશે. આ પ્રમાણે કરવામાં આવે તો જ આદર્શ માતા બની શકાય—'દેવગુરુ જણુણી સંકાસા.' (દેવો અને ગુરુઓની માતા જેવી.) એક કવિએ માતાઓ માટે માતા બનતા પહેલાં જ ચેતવણીનો સૂર કાઢ્યો છે:

'જનની જણ તો ભક્ત જણ, કાં દાતા, કાં શૂર,
નહીંતર રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર'

માતાઓ માટે આ કેટલું આદર્શ આહ્વાન છે! માબાપ જો આ રીતે 'સુસંસ્કાર દાનયજ્ઞ' કરવા પ્રવૃત્ત થાય, તો તેમને કુદરત પણ મદદ કરે છે. ધર્મગુરુઓ પણ તેમની ત્યાગતપશ્ચર્યામાં પ્રેરણા આપી શકે તેમ છે. પરંતુ તેની શરૂઆત તો ઘરથી જ કરવી પડશે. સ્ત્રીઓ પણ જીવનના અરુણોદયમાં મદદરૂપ નીવડી શકે છે.

સારા સંસ્કારોનું સિંચન કરવાનો ક્રમ આ પ્રકારનો હોવો જોઈએ: (૧) સંકલ્પ, (૨) ટેવ, (૩) સ્વભાવ અને (૪) સંસ્કાર. સૌથી પહેલાં તો આવા વિચારનાં માબાપે મનમાં નિર્ણય (સંકલ્પ) કરીને દૃઢપ્રતિજ્ઞ બનવું પડશે કે અમારાં બાળકોને સુસંસ્કારી બનાવવા માટે અમે ત્યાગ, તપશ્ચર્યા, સંયમ અને ધૈર્યમાં સહેજ પણ કચાશ નહીં રહેવા દઈએ. દૃઢ સંકલ્પ વિના કોઈ પણ કાર્ય સંપૂર્ણ રીતે પાર પડતું નથી. એટલા માટે સૌ પ્રથમ આ પ્રતિજ્ઞા લેવી જોઈએ. ત્યારબાદ માબાપોએ પોતાની ટેવો પણ એવી રીતની પાડવી જોઈએ કે જેનું અનુકરણ કરવાથી બાળકોને આપવાના સંસ્કારો પર માઠી અસર ન થાય. જો માબાપની કોઈ ટેવને લીધે બાળકના સંસ્કારો પર નરસી અસર પહોંચતી હોય, તો આ ટેવો છોડી દેવી જોઈએ. બાળકો સારી ટેવો પાડે એટલા માટે પણ સજાગ રહેવું પડે છે. જો આજુબાજુના

વાતાવરણની બાળક પર ખરાબ અસર થાય છે એવી આશંકા હોય, તો આ વાતાવરણને બદલવાની કે સારું વાતાવરણ હોય તેવી જગ્યાએ જવાનો પ્રયત્ન કરવો પડશે. સારા વાતાવરણવાળાં ધર્મસ્થળોએ કે સભાઓમાં બાળકને સાથે લઈને જવું પડશે.

આ રીતે સારી ટેવો પડ્યા પછી બાળકોનો સ્વભાવ સહજ રીતે જ સારા સંસ્કારો તરફ વળવા માંડશે. પછી તો માબાપની અડધી મુશ્કેલીઓ હળવી થઈ જશે. બાળકોના સ્વભાવનું એક વખત ઘડતર થઈ ગયા પછી તેનામાં સારા સંસ્કારો આપમેળે જ પ્રવેશશે. માબાપોનું પોતાનું જીવન પણ ત્યાગ, તપશ્ચર્યા અને સંયમથી ઝળાંહળાં થઈ જશે. પરંતુ હંમેશને માટે સજાગ તો રહેવું જ પડશે.

આ રીતે બાળકના જીવનના અરુણોદય કાળે જે સંસ્કારો પડે છે, તેનાથી તેનું જીવન સૂર્યોદયની જેમ પ્રકાશવંત બની જાય છે. સારા સંસ્કાર પાડવાનું કામ સહેલું નથી. તેના માટે ભોગ આપવો જ પડે છે. ત્યાગ, સંયમ અને ધૈર્ય વિના સારા સંસ્કારો ન જ પાડી શકાય.

આમ જોવા જઈએ તો સંસ્કારો બદલવા માટે ખાસ તકલીફ લેવી પડતી નથી. પરંતુ દૃષ્ટિકોણ બદલવો પડે છે. પાકિસ્તાન અલગ નહોતું પડયું ત્યારે બન્ને

દેશોની જમીનની માલિકી હિંદુસ્તાનની જ માનવામાં આવતી હતી. આ જમીનમાં આજે પણ કોઈ ફેરફાર થયો નથી. તે તો જ્યાં હતી ત્યાં અને જેવી હતી તેવી જ છે. કેવળ લોકોની દૃષ્ટિમાં જ ફેરફાર થયો છે. પાકિસ્તાનના લોકો કહે છેઃ 'આ અમારો દેશ છે.' હિંદુસ્તાનના લોકો કહે છેઃ 'હિંદુસ્તાન અમારો દેશ છે.' જીવનમાં પરિવર્તન થયું છે. આ રીતે સંસ્કારોમાં પરિવર્તન લાવવા માટે પણ જીવનમાં પરિવર્તન લાવવું પડે છે. જો જીવનમાં પરિવર્તન ન લાવવામાં આવે અને કેવળ સ્થળમાં જ પરિવર્તન કરવામાં આવે, ધર્મપરિવર્તન કરવામાં આવે, સંપ્રદાયમાં પરિવર્તન કરવામાં આવે, જ્ઞાતિમાં પરિવર્તન કરવામાં આવે કે દેશમાં પરિવર્તન કરવામાં આવે, તો તેનાથી કોઈ અર્થ ન સરે. આંતરિક વૃત્તિઓમાં પરિવર્તન ન થાય, ત્યાંસુધી જીવનમાં પણ પરિવર્તન ન જ આવે. જીવનમાં પરિવર્તન ન આવે, ત્યાંસુધી સારા સંસ્કારો પણ ન જ આવી શકે.

જો કોઈ માણસને ખેતરમાં ઊગાડેલો કપાસ પહેરવાનું કહેવામાં આવે, તો કોઈ કપાસ પહેરવા માટે તૈયાર ન જ થાય. આ કપાસનું સૂતર બનાવવામાં આવે છે અને સૂતરમાંથી કાપડ વણવામાં આવે છે. આ કાપડને સીવીને તેનો કોટ કે પહેરણ બનાવવામાં આવે છે. ત્યારબાદ જ તે પહેરવાના કામમાં આવે છે. આ કાપડની જેમ જ જીવનમાં પણ સારા સંસ્કારો પડયા પછી જ તે

ઉપયોગી બની શકે છે. સંસ્કારો વિનાનું માનવજીવન નકામું છે. આવા જીવનથી નથી જગતનું કલ્યાણ થતું કે નથી પોતાનું કલ્યાણ થતું. માનવજીવનના મહાન કલાકાર ભગવાન મહાવીરે કહ્યું છે:

'અસંખ્યં જીવિય મા પમાય એ.'

'હે ભવ્ય પુરુષો! આ જીવન સંસ્કારહીન હોય, અસંસ્કારી હોય, ત્યાંસુધી આળસ કરશો નહીં.' સુસંસ્કૃત જીવનની પરાકાષ્ઠાએ તો વીતરાગી જ પહોંચી શકે. પરંતુ એક ત્યાગવૈરાગ્યસંપન્ન સાધુ કે કર્તવ્યધર્મસંપન્ન સદ્‌ગૃહસ્થનું જીવન પણ સારા સંસ્કારોવાળું હોઈ શકે છે.

જીવન સંસ્કારી બને છે, એટલે ધર્મપાલન, આધ્યાત્મિકતા, ત્યાગ અને વૈરાગ્યનો પ્રકાર પણ જીવનમાં પથરાય છે. ત્યાગ, વૈરાગ્ય અને આધ્યાત્મિકતા જીવનને સ્વપરકલ્યાણકારક (પોતાનું અને પારકાનું કલ્યાણ કરનારું) અને વિશ્વહિતકર (જગતનું કલ્યાણ કરનારું) બનાવી શકે છે. આવું જીવન જગત માટે પણ ઉપયોગી નીવડે છે.

એક કલાકાર ચિત્ર દોરતી વખતે ખાલી રેખાઓ જ ખેંચ્યા કરે, તો તેના તરફ લોકોનું આકર્ષણ ન થાય. આ રેખાઓ માનવજીવનને પ્રેરણા ન આપી શકે. આ જ ચિત્ર જ્યારે રંગ અને રેખાઓથી સંપૂર્ણ બનીને જાહેરમાં મુકાય છે, ત્યારે લોકો તેના પર તૂટી પડે છે. તે લોકોને પ્રેરણા આપી શકે છે.

આ જ રીતે એક ખેતરમાં અનાજનાં ડૂંડાં લહેરાય છે; પરંતુ તે માણસ માટે ખાવાલાયક નથી હોતાં. આ ડૂંડાંને કાપીને ખળામાં પીલવાં પડે છે. તેમાંથી અનાજના દાણા કાઢવામાં આવે છે. આ દાણા ચૂલા પર રાંધવા પડે છે. આ બધા સંસ્કારો પછી જ આ અનાજ માણસ માટે ખાવાલાયક બને છે.

આ જ રીતે એક મકાન બંધાય છે. તેનું કેવળ ખોખું જ ઊભું કરવામાં આવ્યું છે. તેના પર ચૂનાના લપેડા કરવામાં આવ્યા નથી. બારીબારણાં બેસાડવાનાં બાકી છે. દાદરો પણ તૈયાર નથી. આવું મકાન માણસના રહેઠાણ માટે યોગ્ય ન ગણાય. આ બધું પૂરું કર્યા પછી જ તે મકાન માણસ માટે ઉપયોગી બને છે. આ બધા સંસ્કારો પૂરા થયા પછી જ મકાન તૈયાર થયેલું કહેવાય છે.

આ જ રીતે માનવજીવન પણ કેવળ સાડાત્રણ હાથનું શરીર ઊભું કરી દેવાથી જ સ્વપર–ઉપયોગી નથી કહેવાતું. તેનામાં જ્યારે સારી ટેવો, સારો સ્વભાવ અને સારા સંસ્કારો હોય છે, ત્યારે જ તે ઉપયોગી અને કલ્યાણકારી નીવડે છે.

મોટા થયા પછી પણ માણસ ઇચ્છે તો સારી ટેવો અને સારા સ્વભાવ વડે જીવનને સંસ્કારી બનાવી શકે છે. તેના માટે આવશ્યકતા છે સતત પરિશ્રમની.

આ બધી વિચારણા પછી માનવજીવનમાં સારા સંસ્કારોનું મહત્ત્વ કેટલું છે, તે આપને સમજાઈ ગયું હશે. સારા સંસ્કારોના અભાવે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં કેટલી ગેરવ્યવસ્થા પ્રસરી જાય છે, કેટલાં અનિષ્ટો પ્રવેશી જાય છે, તે પણ આપ સમજી શક્યા હશો. સારા સંસ્કારો વિના જીવન નિષ્ફળ બની જાય છે. સારા સંસ્કારોના અભાવે જીવનમાં સાચો ઝંકાર પેદા થતો નથી. જીવનમાં સાચો પ્રકાશ પથરાતો નથી. અરુણોદય પછી જ સૂર્યોદયની કલ્પના કરી શકાય છે. સારા સંસ્કારો દ્વારા જીવનનો અરુણોદય થયા વિના ધર્મ, સંસ્કૃતિ, રાષ્ટ્ર અને સભ્યતાનો સૂર્યોદય થાય, તે અશક્ય નહીં તો મુશ્કેલ તો છે જ.

એટલા માટે આપણે આપણા જીવનની સંભાળ લઈએ, આપણા જીવનમાં સારા સંસ્કારો રેડીએ અને જેવી રીતે એક ધોબી પહેલાં કપડાંને ધૂએ છે, પછી આર ચડાવે છે અને છેવટે ઈસ્ત્રી કરે છે, તેવી રીતે આપણે આપણા જીવનને શુદ્ધ કરીએ, સારી ટેવો અને સારી વૃત્તિઓની આર ચડાવીએ અને તેના પર સારા સંસ્કારોની ઈસ્ત્રી લગાડીએ. પછી જોઈ લો કે આપણું જીવન કેટલું પ્રકાશમાન થઈ જાય છે, કેટલું લોકોપયોગી, લોકકલ્યાણ ારી અને સ્વપરકલ્યાણકારી બની જાય છે.

*

[ ૬ ]

## મનનું મનન

ભારતવર્ષ આદિ કાળથી જ અધ્યાત્મવિદ્યાની લીલાભૂમિ છે. આપણા ઋષિજનોનો અધ્યાત્મ પ્રેમ જગજાહેર છે. અધ્યાત્મવિદ્યાના મહિમાનાં જેટલાં ગાન અહીંના માણસોએ ગાયાં છે, તેટલાં બીજા કોઈ પણ દેશના માણસોએ ગાયાં નથી. આ કારણને લીધે જ ભૌતિક ઉપાસનાના યુગમાં ઊછરેલો માનવી પણ સંયમ અને તપની આરાધનાના કંટકછાયા મહામાર્ગ તરફ ધીમે પગલે આગળ વધવાની ઈચ્છા રાખે છે. જ્યારે મનમાતંગ વિષયરૂપી વનમાં સ્વછંદતાથી મહાલવા ઇચ્છે છે, ત્યારે તેના પર જ્ઞાનનો અંકુશ મૂકીને અટકાવે છે. જ્યારે કાન સુંદર અપ્સરાઓનાં મધુર ગીતો સાભળવા તલસે છે, ત્યારે વિવેકપૂર્વક તેને રોકે છે. જ્યારે આંખો અપ્સરાઓનાં નૃત્ય જોવા અને ચલચિત્રોનાં દશ્યો જોવા ફાંફાં મારે છે, ત્યારે વિચાર વડે કંટ્રોલમાં રાખે છે. જ્યારે નાક સુગંધી

ફૂલોની સુગંધ માટે અને ખુશબોદાર અત્તરની સુગંધ માટે વલખાં મારે છે, ત્યારે ચિંતન વડે તેને બીજે રસ્તે દોરે છે. જ્યારે શરીર કોમળ પદાર્થોના સ્પર્શ માટે ઝંખે છે, ત્યારે તેને જ્ઞાનથી વશ કરે છે. ઇંદ્રિયોનો પ્રવાહ વિકાર તરફ હોય છે, ત્યારે તેને રોકી શકાતો નથી. આ પ્રવાહને જ્યાં સુધી બીજે વાળવામાં ન આવે, ત્યાંસુધી જીવનમાં આગળ વધી શકાતું નથી. શુભ સંકલ્પ એ જ પ્રગતિનું પહેલું પગથિયું છે. શુદ્ધ અધ્યવસાય એ જ મોક્ષનું કારણ છે.

આ સૃષ્ટિમાં માણસ માટે પોતાનું મન એક વિચિત્ર કોયડો છે. આ સમસ્યાને ભારતના ઋષિમુનિઓએ ખૂબ જ સારી રીતે ઉકેલી છે.

મન શું છે? તે સ્થૂળ છે કે સૂક્ષ્મ? મન ક્યાં રહે છે? શરીરમાં તેનું સ્થાન ક્યાં છે? આ બધા પ્રશ્નો પર તેમણે ખૂબ જ ગંભીરતાથી વિચાર કર્યો છે. તેમણે તેના પર ખૂબ જ ઊંડું મનન કર્યું છે.

મન અણુ છે. આમ હોવા છતાંય તેનામાં વિદ્યુત-શક્તિ છે. મન સૂક્ષ્મ તત્ત્વ છે. તેને આંખ જોઈ શકતી નથી.

ભગવતી સૂત્રમાં એક મહત્ત્વનો પ્રશ્ન આવે છે. ગણધર ગૌતમ ભગવાન મહાવીરને પૂછે છે: 'ભન્તે! આત્મા અને મન બન્ને એક જ વસ્તુ છે કે જુદીજુદી?'

ભગવાન જવાબ આપતાં કહે છે: 'હે ગૌતમ! આત્મા જુદો છે અને મન જુદું છે. આત્મા અને મન

બન્ને એક નથી, પરંતુ જુદાં જુદાં છે. મનના બે પ્રકારો છે-એક દ્રવ્ય અને બીજો ભાવ. દ્રવ્ય-મનને અંતઃકરણ કહેવામાં આવે છે અને તે દુનિયાના હરકોઇ પ્રાણીમાં હોય છે. ભાવ-મન પૌદ્‌ગલિક છે. તેનું અસ્તિત્વ સૌકોઈ પ્રાણીમાં નથી હોતું.' શ્વેતાંબર માન્યતાનુસાર આ મન સમગ્ર શરીરમાં હોય છે અને દિગંબર માન્યતાનુસાર તે હૃદયવર્તી હોય છે.

એક આચાર્યે મનની વ્યાખ્યા બાંધતાં કહ્યું છે: 'संकल्पविकल्पात्मकं मनः ।' જેમાં સંકલ્પ-વિકલ્પોની ઉત્પત્તિ થાય છે તે મન છે.

મન આત્મારૂપી સમ્રાટનું મંત્રી છે. મનની મલીનતાને લીધે જ આત્મા મલીન થાય છે. મનનું સ્પંદન થતાં જ કર્મશત્રુ અંતરાત્મામાં પ્રવેશીને આત્માને સંસૃતિના ગહન વનમાં પરિભ્રમણ કરાવે છે. જ્યારે મન-મંત્રીમાં પવિત્ર પ્રેરણા, સદ્‌ભાવના અને શુભ અધ્યવસાય હોય છે, ત્યારે આત્મા પણ કાલિમાનો ત્યાગ કરીને શુદ્ધ બને છે.

જે માણસે જગત પર વિજયધ્વજ ફરકાવ્યો, પરંતુ મનની મલીન વૃત્તિઓ પર વિજય નથી મેળવ્યો, તેનો વિજય સાચો વિજય નથી. ખરી રીતે તો તેને વિજય ન કહેતાં વિજયનો આભાસ જ કહેવો જોઈએ. મૃગજળની જેમ તે સાચો હોય એમ દેખાય છે, પરંતુ તે કેવળ ભ્રમણા જ છે. જેણે મન પર વિજય મેળવ્યો છે, તેણે જ

ખરી રીતે જગત પર વિજય મેળવ્યો છે. એક આચાર્યે પણ કહ્યું છે:

'મનોવિજેતા જગતો વિજેતા.'

જૈન સંસ્કૃતિ બાહ્ય વિજયને મહત્ત્વ આપતી નથી. જૈન સંસ્કૃતિની વજ્રઘોષણા છે: 'જગતને જીતવાનું કાર્ય સહેલું છે; પરંતુ પોતાની જાતને જીતવાનું કાર્ય મુશ્કેલ છે, સિકંદર, નેપોલિયન અને હિટલરે જગત પર વિજય મેળવ્યો તે સાચું. પરંતુ તેઓ પોતાના મન પર વિજય ન મેળવી શક્યા. પોતાની નિર્બળતાઓ અને અસદ્-વૃત્તિઓ પર વિજય ન મેળવી શક્યા. આ કારણને લીધે તેમને સાચા વિજેતા ન કહી શકાય. જે લોકો મનના દાસ છે, તેમના નસીબમાં પગલેપગલે ઠોકરો ખાવાનું લખાયેલું છે. એટલા માટે જ ભગવાન મહાવીરે કહ્યું છે: 'સાધકો! સૌથી પહેલાં તમારી અસદ્‌વૃત્તિઓ પર વિજય મેળવો.' આ જ વસ્તુ ભગવાન બુદ્ધ અને શ્રીકૃષ્ણે પણ કહી છે. ભગવાન મહાવીરના શબ્દોમાં—

'અપ્પા ચેવ દમ્મેયવ્વો, અપ્પા હુ ખલુ દુદ્દમો,
અપ્પા દન્તો સુહી હોઇ, અસ્સિં લોએ પરત્થએ.'

માણસે પોતાની જાતનું દમન કરવું જોઈએ. આ વસ્તુ ખરેખર મુશ્કેલ છે. પોતાની જાતનું દમન કરનાર આ લોક અને પરલોકમાં સુખી થાય છે.

ઋષિઓએ મનને પાંખ વિનાનું પંખી કહ્યું છે.

પાંખો વિના પણ તે કેટલે દૂર સુધી ઉડ્ડયન કરે છે!
આપણે અહીં બેઠા છીએ. પરંતુ મન ક્યાં ક્યાં ભમતું
હોય છે? હાથથી માળા ફેરવીએ છીએ. પરંતુ મન તો
ક્યાંય ઠેકડા મારતું હોય છે.

મન ચંચળ તો છે જ. મનની ચંચળતા જોઈને
મોટામોટા શૂરવીરો પણ ગભરાઈ જાય છે. તેમની ચાલ
લથડિયાં લે છે અને તેમના પગ રાસડા ખેલે છે.

એક વખત સંત-સંસ્કૃતિના પ્રતિનિધિ કેશી શ્રમણે
ગણધર ગૌતમને પૂછ્યું હતું: 'હે ગૌતમ! આ મનરૂપી
ઘોડો ખૂબ જ સાહસિક અને ભયંકર છે. તમે આ ઘોડા
પર બેઠેલા હોવા છતાંય કેમ પડી જતા નથી? તમે તેને
કેવી રીતે કબજે રાખો છો? આનો ઉપાય તો મને
બતાવો.'

ધનુર્ધારી વીર અર્જુનનું નામ સાંભળતાં જ ભલભલા
યોદ્ધાઓનાં કાળજાં ઠરી જતાં હતાં. પરંતુ કુરુક્ષેત્રના મેદા-
નમાં મનની ચંચળતાને લીધે જ તેનો પરાજય થયો.
તે મનને કાબૂમાં ન રાખી શક્યો. તેણે શ્રીકૃષ્ણને દીનતાથી
મનને કાબૂમાં રાખવાનો ઉપાય પૂછ્યો: 'હે કૃષ્ણ! આ
મન ખૂબ જ ચંચળ છે. વાયુની જેમ તે સતત વિહર્યા જ
કરે છે. આ મનને કેવી રીતે રોકી શકાય?'

'चंचलं ही मनः कृष्ण प्रमाथि वलवद् दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥'

માયાના મોહપાશમાં બંધાયેલું મન પાપનો માર્ગ ગ્રહણ કરે છે–જેવી રીતે પર્વતના ઊંચા શિખર પરથી નદીનું ઝરણું પૃથ્વી તરફ અવિરત ગતિએ દોડે છે. આ ગતિને રોકવા માટે શ્રીકૃષ્ણે વીર અર્જુનને બે રસ્તા બતાવ્યા–એક વૈરાગ્યનો અને બીજો અભ્યાસનો. ગણધર ગૌતમે પણ કેશી શ્રમણને કહ્યું : 'પ્રમાદ તરફ ઢળતા મનરૂપી ઘોડાને જ્ઞાનની લગામથી રોકો.'

મનમાં શક્તિ છે; પરંતુ આત્મામાં તેનાથી પણ વધારે શકિત છે. તે ઇચ્છે તો અભ્યાસ, વૈરાગ્ય અને જ્ઞાન દ્વારા મનને કુમાર્ગ પરથી સન્માર્ગ તરફ દોરી જઈ શકે છે. અશુભ ચિંતનનો ત્યાગ કરીને શુભ ચિંતન કરવું એ જ કલ્યાણનો સાચો માર્ગ છે. આને જ મનનું ઊર્ધ્વીકરણ કહેવામાં આવે છે. કેળવાયેલું મન પ્રગતિને પંથે દોરી જાય છે અને ન કેળવાયેલું મન પતનને પંથે.

*

[ ૭ ]

## ઈમાનદારીની જ્યોત

ભારતવર્ષ આધ્યાત્મિક દેશ કહેવાય છે. અહીં હજારો-લાખો લોકોએ આધ્યાત્મિકતાની ધૂણી ધખાવી છે, આધ્યાત્મિકતાનો ઉપદેશ આપ્યો છે અને આધ્યામિકતાનાં ગીત ગાયાં છે. શું દર્શનશાસ્ત્ર, શું ધર્મશાસ્ત્ર, શું ન્યાયશાસ્ત્ર અને શું સમાજશાસ્ત્ર—આ બધાં જ શાસ્ત્રો માણસને પોતાની લક્ષ્યભૂમિ તરફ દોરી જવા માટે રચાયેલાં છે. બધાં શાસ્ત્રોમાં માણસના ચારિત્ર્યવિષયક જીવનના પાયા તરીકે સદ્વૃત્તિને ગણવામાં આવે છે. જો મનુષ્યજીવનમાં ચારિત્ર્યના પાયાનો જ અભાવ હોય, તો પછી ધાર્મિક ક્રિયાઓ, લાંબા લાંબા પૂજાપાઠ, ગ્રંથોનું અધ્યયન, છટાદાર ભાષણો અને પ્રવચનો અને આધ્યાત્મિકતાની મોટીમોટી વાતો પાયા વિનાના મકાન જેવી બની જાય છે.

કોઈ પણ મનુષ્ય મકાન બાંધે છે, ત્યારે સૌથી પહેલાં તેનો પાયો નાખે છે. આપણે જોઈએ છીએ કે મોટીમોટી ઇમારતોના પાયા ઊંડામાં ઊંડા ખોદવામાં આવે છે. જો મકાનનો પાયો કાચો રહી જાય કે ઊંડા

ખોદવામાં ન આવે, તો તે મકાન આંધી, તોફાન કે ધરતીકંપના આંચકા સામે ટક્કર ઝીલી શકતું નથી. એટલા માટે માનવજીવનનું મકાન ઊભું કરવું હોય અને તેને ટકાઉ અને મજબૂત બનાવવું હોય, તો તેની ઈમાનદારીનો પાયો ઊંડો અને મજબૂત હોવો જોઈએ; નહીંતર વાદોના વંટોળિયા, લોભ અને મોહનાં તોફાનો, તૃષ્ણાની આંધીઓ અને ભયના ધરતીકંપથી જીવનનો મહેલ જમીનદોસ્ત થઈ જશે, તેનું અસ્તિત્વ માટીમાં ભળી જશે.

યૂરોપમાં માઇકલ એંજિલો નામે એક પ્રખ્યાત કલાકાર થઈ ગયો. એંજિલોની ખ્યાતિ યૂરોપના ખૂણેખૂણે પ્રસરી ગઈ હતી આ કારણને લીધે એક બીજો કલાકાર તેની ઈર્ષા કરવા લાગ્યો. તેને થયું: 'હું કેટલાંય વર્ષોથી ચિત્રકામ કરું છું; છતાંય લોકો માઈકલ એંજિલોને કેમ ચાહે છે, તેનાં વખાણ કેમ કરે છે? આ વખતે હું પણ એક એવુ ચિત્ર દોરીશ જે માઈકલ એંજિલોની કીર્તિને ઝાંખી પાડી દે.' આ પ્રમાણે વિચાર કરીને તેણે એક સ્ત્રીનું ચિત્ર દોરવાની શરૂઆત કરી. જુદાજુદા દેશોમાં ફરી આવીને તેણે સ્ત્રીઓની જુદીજુદી આકૃતિઓ, વેશભૂષા, હલનચલન અને અંગોપાંગોનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું. તેણે પોતાના ચિત્રમાં સુંદરમાં સુંદર આકૃતિ, વેશભૂષા, હાવભાવ અને અંગોપાંગોનું આલેખન કર્યું. ચિત્ર પૂરું થયા પછી તેણે તેને દૂર ઊંચી જગ્યાએ લટકાવ્યું, જેથી તે પોતાની બેઠક પરથી તેને સારી રીતે જોઈ શકે. ચિત્રને આ રીતે ટિંગાડીને

તે તેની સુંદરતામાં ક્યાંય કચાશ રહી ગઈ હોય, તો શોધી કાઢવા ઇચ્છતો હતો. ખૂબ જ ધ્યાનથી જોતાં તેને પોતાને જ એમ લાગ્યું કે ચિત્રમાં હજુ પણ કંઈક કચાશ હતી, તેનું સૌંદર્ય જોઈએ તેટલું ખીલેલું નહોતું. પરંતુ કચાશ ક્યાં હતી અને શી હતી, તે તેને સમજાતું નહોતું. એક દિવસ માઈકેલ તે રસ્તેથી પસાર થતો હતો, તે વખતે તેની નજર આ ચિત્ર પર પડી. તેણે જોયું કે ચિત્ર ખરેખર સુંદર બન્યું હતું. સાથેસાથે ચિત્રમાં જે ખામી હતી, તે પણ તરત જ તેના ધ્યાનમાં આવી ગઈ. તેણે લોકો પાસેથી પેલા ચિત્રકારનું નામ-સરનામું જાણી લીધું. તે તેના ઘેર જઈ પહોંચ્યો અને કહ્યું 'ભાઈ, તારું દોરેલું ચિત્ર ખરેખર સુંદર છે. મેં આ ચિત્ર જોયું છે; પરંતુ મને ચિત્રમાં થોડીક કચાશ જેવું લાગે છે.' પેલા ચિત્રકારે કહ્યું : 'હા-હા, તમારું કહેવું સાચું છે. કચાશ જેવું તો મને પણ લાગે છે. પરંતુ શી કચાશ છે, તે મને આજ સુધી સમજાયું નથી.' માઈકલે કહ્યું : 'વારુ તું તારી પીંછી મને આપ. જે કચાશ હશે, તે હું પૂરી કરી દઈશ.' ચિત્રકારે કહ્યું : 'આ ચિત્ર દોરવામાં મને ખૂબ જ મહેનત પડી છે. તમારા હાથે મારું ચિત્ર બગડી ન જાય તે ધ્યાન રાખજો.' માઈકલે કહ્યું : 'તારું ચિત્ર નહીં બગાડું એટલો વિશ્વાસ રાખજે.' પેલા ચિત્રકારે પીંછી આપી. માઈકલે ચિત્રમાં બે આંખોના બે ટપકાં પૂર્યાં. ચિત્રમાં આંખોનાં કાળાં ટપકાં પૂરવાનું રહી ગયું હતું. આ કારણને લીધે જ ચિત્રના

સૌંદર્યમાં કંઈક ઊણપ વરતાતી હતી. પછી તો આ ચિત્ર જીવંત જેવું જ દેખાવા લાગ્યું. ચિત્રમાંથી સૌંદર્ય પ્રગટ થયું. પેલા ચિત્રકારે તેનું નામ પૂછ્યું. જવાબ મળ્યો: 'માઇકલ !' પેલા ચિત્રકારને સખેદાશ્ચર્ય થયું. તેણે માઈકલની માફી માગી.

આ જ પ્રમાણે જેઓ જીવનના કલાકાર હોય છે, તે પોતાના જીવનના ચિત્રમાં ક્યાં અને શી ઊણપ છે, તે તરત જ જાણી લે છે અને આ ઊણપ દૂર ન થાય ત્યાં સુધી જંપીને બેસતા નથી. પેલા ચિત્રમાં આંખોની બે કાળી ટપકીઓની ખામી હતી. આ ખામીને લીધે ચિત્રનું સૌંદર્ય ઝાંખું પડતું હતું. આ જ રીતે જીવનનું ચિત્ર દોરતી વખતે પણ જો આપણે પ્રામાણિકતા અને સચ્ચાઈને આપણા જીવનમાં સ્થાન ન આપીએ, તો સમગ્ર જીવનચિત્રનું સૌંદર્ય ફિક્કું પડ્યા વિના ન જ રહે.

ભારતવર્ષની સાચી મૂડી ચારિત્ર્યનિર્માણ છે. ભારતના મોટામોટા સંતો, ઋષિમુનિઓ, તીર્થંકરો, તત્ત્વવેત્તાઓ અને શાસ્ત્રકારોએ સૌથી વધારે ભાર ચારિત્ર્યનિર્માણ પર મૂક્યો છે. પરંતુ જો આપણે ચારિત્ર્યનિર્માણની અવગણના કરીને જો આપણા જીવનને અનીતિ, અન્યાય, બેઈમાની, શોષણ અને દગાખોરી તરફ ઢસડી જતા હોઈએ, તો કહ્યા વિના નહીં જ ચાલી શકે કે આપણે આ બધા મહામુનિઓ અને મહાપુરુષોની પીઠ પાછળ ઘા કરી રહ્યા છીએ. તેમના કલ્યાણકારી ઉપદેશને ઠોકરે મારીને આપણે તેમના

પ્રત્યે બનાવટી શ્રદ્ધા દેખાડીને આપણા આત્માને પણ છેતરીએ છીએ. આ મહામનીષિઓની બદનામી કરીએ છીએ તે તો વધારામાં.

એક વિદ્યાર્થી નિશાળમાં ભણવા જાય છે પરંતુ નિશાળમાં જઈને તે સારી રીતે ભણતો નથી. તે ઘણોખરો સમય રમતમાં પસાર કરે છે. તે આખો દિવસ આડાઅવળા આંટાફેરા કરે છે. છેવટે પરીક્ષા વખતે તે પ્રશ્નોના જવાબ સારી રીતે લખી શકતો નથી અને નપાસ થાય છે. આ વિદ્યાર્થી પોતાની જાતને તો નુકસાન કરે જ છે. તે તેનાં માબાપને પણ નુકસાન કરે છે. તેના શિક્ષકોને પણ બદનામ થવું પડે છે. આ વિદ્યાર્થીની નિષ્ફળતા માટે લોકો તો શિક્ષકોને જ જવાબદાર ગણવાના.

બરાબર આ જ પ્રમાણે આજે ભારતની પ્રજા પોતાના તત્ત્વવેત્તાઓ, શાસ્ત્રકારો અને ઋષિમુનિઓની અનુયાયી હોવા છતાં તેમના આદેશોને જીવનવ્યવહારમાથી રદબાતલ કરે અને તેનો સક્રિય અમલ ન કરે, તો તે બીજા દેશોની પરીક્ષામાં પગલે પગલે નિષ્ફળ જાય છે. આપણા મહામનીષિઓ પણ આ બદનામીમાં ભાગીદાર બને છે. આપણે આપણી શક્તિ અને સમયનો દુરુપયોગ કરીને પરમાત્માની નજરે પણ હલકા પડીએ છીએ. પરદેશના લોકો પણ આપણી કીમત કરી જાય છે.

આજે વીસમી સદીમાં માનવજીવનમાં સચ્ચાઈની જ્યોત પ્રગટાવવાની સૌથી વધારે આવશ્યકતા છે. સચ્ચા-

ઈનો દીવો ભારતમાંથી જાણે ઓલવાઈ જ ગયો છે. ભારતનું તત્ત્વજ્ઞાન અને ભારતની સંસ્કૃતિ ભલે ઉચ્ચ આસને બિરાજમાન હોય, પરંતુ સચ્ચાઈની બાબતમાં તે આજે પાશ્ચાત્ય દેશોની હરોળમાં ઊભું રહી શકે તેમ નથી અહીં તો ઠેકઠેકાણે ધર્મોના બજાર મંડાય છે. વાતવાતમાં ધાર્મિક ક્રિયાકાંડનાં દર્શન થશે. ખાનપાનની બાબતમાં પણ જુદા જુદા ચોકા-ફાંટા ખરા જ. પરંતુ જે સાચો ધર્મ–નગદ ધર્મ અને ઈમાન–માણુસાઈ છે, તેનો મહદંશે લોપ થયેલો છે. જીવનના હરકોઈ ક્ષેત્રમાં આજે પ્રામાણિકતાનો દુકાળ છે. શું સમાજ, શુ રાજકારણ, શું વ્યાપાર, શું ધર્મ, શું કલા અને શું વિજ્ઞાન–બધાં જ ક્ષેત્રોમાંથી પ્રામાણિકતાદેવી જાણે રિસાઈ ગયાં છે અને તેમણે તેમનું આસન ભારતમાંથી બદલીને જાણે કોઈક બીજા દેશમાં જમાવ્યું છે.

ફા હ્યાન અને મગેસ્થિનિસ જેવા પરદેશી યાત્રિકોએ તેમની યાત્રાનાં વર્ણનોમાં લખ્યું છે : 'ભારતના લોકો એટલા બધા ઈમાનદાર (પ્રામાણિક) અને સરળ સ્વભાવના છે કે તે ઘર કે દુકાનોને તાળાં પણ વાસતા નથી. હીરા, મોતી અને ઝવેરાતની દુકાનો પણ ખુલ્લી જ રહે છે. ક્યાંય ચોરી તો થતી જ નથી. વ્યાપારમાં પણ ખૂબ જ પ્રામાણિકતા જળવાય છે.' પરદેશી લોકોના આ શબ્દોમાં સચ્ચાઈ હશે તે સાચું; પરંતુ આજે ભારતની ક્ષિતિજ પર નજર નાખીએ તો તેનાથી ઊલટું જ દેખાશે. કવિવર રવીન્દ્રનાથ ચીન અને જાપાનના પ્રવાસે ગયા, ત્યારે ત્યાંના લોકોએ તેમને

કહ્યું : 'આપનો ભારત દેશ કેટલો બધો પવિત્ર છે ! ત્યાં ચોરી તો થતી જ નથી. કોઈ પોતાના હક કરતાં વધારે લેતું નથી. આપના દેશને ખરેખર નસીબદાર કહી શકાય.' આ શબ્દો સાંભળતાં જ કવિવર રવીન્દ્રનું શિર શરમથી નીચું ઢળ્યું. તેમણે આંસુભીની આંખે કહ્યું: 'આપ ભારત-વર્ષ વિશે જે માન્યતા ધરાવો છો, તેવું ભારતવર્ષ આજે નથી રહ્યું. આજે તો આ બધા દુર્ગુણો ભારતમાં પણ ફૂલી-ફાલી રહ્યા છે.'

આ પરથી જણાઈ આવે છે કે ભારતના લોકોની પરમાત્મા પરની શ્રદ્ધા ડગમગવા લાગી છે. જો તેમને પરમાત્મા પર દૃઢ શ્રદ્ધા હોય, તો તે અપ્રામાણિક વ્યવહાર અને બેઈમાની ન જ આચરે. ભારતના લોકોને એટલો પણ ભરોસો નથી રહ્યો કે પ્રામાણિક–નેક દાનતવાળા રહીને આપણે ભૂખ્યા પેટે નહીં સૂઈ જઈએ. પ્રામાણિકતા–ઈમા-નદારી માનવજીવનની રક્ષક છે. સ્થૂળ શરીરના રક્ષણને જ આપણે રક્ષણ ન માની લેવું જોઈએ. અંગ્રેજોએ ભારતના લોકોના સ્થૂળ શરીરના સંરક્ષણ માટે કેટલાંય સુખસાધનોનો પ્રચાર કર્યો, સુખસાધનોમાં વધારો કર્યો, નોકરીમાં રજાઓ વધારી આપી પરંતુ તેનાથી ભારતના લોકોનું આંતરિક શોષણ કેટલું થયું, આત્મપતન કેટલું થયું, તેનો બહુ જ ઓછા લોકો વિચાર કરે છે. આત્મા જો ગુલામીમાં સબડયા કરે, તો તે આત્મરક્ષણ નથી જ. આ પ્રકારનું આત્મરક્ષણ તો ભારતના લોકોનો ધંધો ન તોડી પાડવામાં અને તેમની

પ્રતિભાને સહજ સ્વરૂપે આગળ વધવા દેવાથી જ સુપ્રાપ્ય બની શકે. પરંતુ ભારતના લોકો આવા આત્મરક્ષક પ્રભુને ભૂલીને ગૌરાંગ પ્રભુઓ–અંગ્રેજો પર જ શ્રદ્ધા રાખવા લાગ્યા. પરિણામે તેમનામાં બેઇમાની, અનીતિ, કામચોરી, આળસ અને લાંચરુશવત જેવાં અનિષ્ટો ફેલાવા લાગ્યાં. આજે તો ભારતમાં અંગ્રેજો નથી રહ્યા, પરંતુ તેમણે રોપેલાં બેઇમાનીનાં વૃક્ષનાં મૂળ ઊંડી જડ ઘાલીને બેઠાં છે. આ સૂત્ર ભૂલવા જેવું નથી :

'જીસકે જીવનમેં ઇમાન, ઉસકા રક્ષક હૈ ભગવાન.'

જીવનમાં પ્રામાણિકતાનો પ્રવેશ થાય છે, ત્યારે પ્રભુ પ્રત્યેનો અને વિશ્વાત્માઓ પ્રત્યેનો પ્રેમ વધવા માંડે છે. આ કારણને લીધે તેની તબિયત પણ ખરાબ થતી નથી, તેનો આત્મા પણ સ્વસ્થતા ધારણ કરે છે, મન અને શરીર પણ. આ વિષયને સ્પર્શતો એક તાજો જ પ્રસંગ લઈએ :

અમદાવાદના એક લત્તામાં કાછિયા જ્ઞાતિનો એક શાકભાજીનો વેપારી હતો. તેનો શાકભાજીનો વેપાર ધમધોકાર ચાલતો હતો. તે પોતાના ગ્રાહકો સાથે સ્નેહાળ વર્તાવ રાખતો હતો. વેપારમાં પણ તે ગમે તેવું જોખમ ખેડતો હતો. તે હમેશાં પૂજાપાઠ કરતો. તે યાત્રા માટે પણ જતો. પરંતુ તેનામાં ફક્ત એક જ અવગુણ હતો– વેપારમાં તે હમેશાં જૂઠું બોલતો, બેઇમાની કરતો. ક્યાંય નીતિ કે સત્ય તો હોય જ નહીં. વેપારમાં તો જૂઠ વિના કામ જ ન ચાલી શકે, એવી માન્યતાએ તેના હૃદયમાં ઘર

કર્યું હતું. તે કેટલાંય વર્ષોથી આ રીતે ગાડું ગબડાવ્યે જતો હતો–જૂઠ અને અનીતિનું. કોઈ ગ્રાહક આવે ત્યારે શાકભાજી જોખતી વખતે ત્રાજવાની દાંડી નમી પડેલી જણાતી. ગ્રાહકને એમ જ થતું કે માલ વજનમાં પૂરેપૂરો અને ભાવ બજાર કરતાં પૈસો–બે પૈસા ઓછો છે. પરંતુ ગ્રાહકની ટોપલીમાં શાક ઓછું જ ભરાતું હતું. આ કાછિયાએ બેઈમાનીનો કસબ હાથ કર્યો હતો. કાછિયાની પડોશમાં જ એક ડૉક્ટર રહેતો હતો. આ ડૉક્ટર કાછિયાનો મિત્ર હતો. એલોપથીની ઉપાધિ હોવા છતાંય આ ડૉક્ટરની શ્રદ્ધા આયુર્વેદિક કે નૈસર્ગિક ઉપચાર પદ્ધતિ તરફ વધારે ઢળેલી હતી. દવાની બાટલી અને ઇંજેક્શન આપીને પૈસા પડાવી લેવાની તેની નૈયત નહોતી. દર્દીને સાજો કરવાની સાથે તેને નીતિમાન, ઈમાનદાર અને સદાચારી બનાવવા તરફ પણ તે ધ્યાન રાખતો. આ ડૉક્ટર એમ જ માન્યતા ધરાવતો હતો કે બેઈમાની, અનીતિ અને અનાચારને લીધે જ માંદગી આવે છે.

એક દિવસ ડૉક્ટરે વાતચીત દરમિયાન જ પેલા કાછિયાને પૂછ્યું : 'તમે હમેશાં માંદા કેમ રહો છો ? તમારી માંદગીનું કારણ શું છે ? તમે આ વિશે કંઈ વિચાર કર્યો છે ખરો ?' કાછિયાભાઈની ચિંતાનો પાર નહોતો. તે ચોવીસે કલાક બેચેન રહેતો હતો. તેને આ બધી ચિંતા, અસ્વસ્થતા અને ઉદાસીનતાનું કારણ સમજાતું નહોતું. આજે ડૉક્ટર સાહેબે તેના મર્મસ્થાનને છંછેડ્યું હતું. તેણે

કહ્યું: ડૉક્ટર સાહેબ, તમે જ કહો કે હું કેમ માંદો રહું છું ?' ડૉક્ટરે સહાસ્ય કહ્યું : 'હું તો એમ જ માનું છું કે જે માણસના જીવનમાં જેટલી શુદ્ધિ હોય છે, તેટલો જ તે નીરોગી રહી શકે છે. રામનામનું રટણ કરાવીને ગાંધીજી દર્દ મટાડવાનું કહેતા હતા. જીવનમાં જો પ્રામાણિકતા હોય, તો જ રામનામનું આ ઔષધ કારગત નીવડે છે તમારા જીવનમાં કોઈક સ્થળે અશુદ્ધિ હોવી જ જોઈએ. આ અશુદ્ધિ એટલે પરમાત્મા પ્રત્યેની અશ્રદ્ધા. આ કારણને લીધે જ તમારી તબિયત ખરાબ રહે છે.' કાછિયાના અંતઃકરણમાં રામ વસ્યા. ડૉક્ટર સમક્ષ એકરાર કરતાં તેણે કહ્યું : 'મારા જીવનમાં કેવળ આટલી જ અશુદ્ધિ છે અને તે પણ વ્યવસાયી જીવનમાં. આજસુધી મને એમ જ થતું હતું કે માપતોલમા ગોટાળો કરવાથી કે અસત્ય બોલવાથી શું બગડી જવાનું છે ? પરંતુ આજે 'મને દિવસના અજવાળા જેટલી સ્પષ્ટતાથી જણાય છે કે મારા જીવનની આ અશુદ્ધિ જ મારી માંદગીનું કારણ છે. હું આજથી જ આ અશુદ્ધિને દૂર કરવાનો પ્રયત્ન કરીશ.'

કાછિયાભાઈએ સંપૂર્ણ શ્રદ્ધા સાથે જીવનમાં પ્રામાણિકતાને સક્રિય સ્થાન આપ્યું. તે વાજબી ભાવે સોદા કરતો અને વજનમાં પૂરેપૂરું જોખી આપતો. શરૂઆતમાં તો ગ્રાહકો ઓછા થવા લાગ્યા. વેપાર કથળવા લાગ્યો. કાછિયાભાઈને મુસીબતોનો ઠીકઠીક સામનો કરવો પડ્યો. પરંતુ તેણે રામનામ પર શ્રદ્ધા રાખીને પોતાનો નિશ્ચય

ટકાવી રાખ્યો. છએક મહિના પછી તેના વેપારમાં એકદમ તેજી આવી. દુકાન આગળ ગ્રાહકોની ભીડ વધવા માંડી. કાછિયાના મન પરનો ભાર ઓછો થયો. તેની તબિયત પણ સારી રહેવા લાગી. તેના અંગત જીવનમાં જે વ્યસનો હતાં, તે પણ તેણે છોડી દીધાં. તેણે સાદું જીવન ગાળવાની શરૂઆત કરી. તેણે પોતાનો ખર્ચ પણ ઓછો કરી નાખ્યો. તેના હૃદયમાં એક દિવસ મર્યાદિત નફાની વાત પણ ઊતરી ગઈ. તેણે નક્કી કર્યું: 'મને એક દિવસના ત્રણ રૂપિયા મળી જાય એટલે બસ. મારે તેનાથી વધારે નફો નહીં જોઈએ.' પછી તો તેને ત્રણ રૂપિયા મળી જાય એટલે સંતોષ. નવરાશના સમયનો તે સદુપયોગ કરતો. તે અડોશ-પડોશના લોકોની સેવા કરવા લાગ્યો. આ રીતે પેલા કાછિયાભાઈ નકલી ભગતમાંથી સાચા ભગત બની ગયા. રોગ તો હવે તેની પાસે પણ ફરકતો નથી. તે આજે પણ પોતાની મર્યાદાને ચૂસ્તપણે વળગી રહ્યો છે.

પ્રામાણિકતા-ઈમાનદારીનો આ નાનો સરખો પ્રસંગ માનવજીવન માટે જ્વલંત પ્રેરણા-કિરણો ફેંકે છે. માણસમાં પ્રામાણિકતાનો અંકુર ફૂટે છે, એટલે નકામી કલ્પનાઓ દૂર ખસી જાય છે. પછી તો કુદરત પણ તેની તબિયત સાચવવામાં મદદરૂપ નીવડે છે.

વ્યાવહારિક જીવનમાં પ્રામાણિકતાનું કેટલું મહત્ત્વ છે, તે સૌકોઈ જાણે છે. જે વ્યક્તિમાં પ્રામાણિકતા હોય

છે, તે હરકોઈ કાર્ય પ્રામાણિકપણે કરવાની વૃત્તિ ધરાવતો થઈ જાય છે. તેનો આત્મા હરક્ષણે સજાગ રહે છે. તેને થાય છે-મારા હાથે ક્યાંય બેઈમાની તો નથી થતી ને? તેનું જીવન સજાગ અને દૃઢ બને છે, નિખાલસતાનું તેને વરદાન મળે છે. હરકોઈ વ્યક્તિ તેના તરફ શ્રદ્ધાની નજરે જુએ છે.

આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ પ્રામાણિકતાનું મહત્ત્વ ઓછું નથી. જેનામાં ઈમાનદારી-પ્રામાણિકતા હોય છે, તે વ્યક્તિ 'आत्मवत् सर्व भूतेषु'ના મંત્રને વ્યવહારમાં ઉતારી શકે છે. પોતાના આત્મા અને પરમાત્મા પ્રત્યે પણ તેની વફાદારી પ્રગટ થાય છે. પ્રમાણિકતાથી તે પોતાના જીવનને પવિત્ર કરે છે અને પારકાના જીવનમાં પણ પ્રામાણિકતાનો ચેપ લગાડે છે પારકાના જીવન પર પણ તેની પ્રામાણિકતાની અસર થાય છે. આસપાસના વાતાવરણને પણ તે સુગંધિત કરી મૂકે છે. માનવતાનો તે સર્વશ્રેષ્ઠ ઉપાસક બની જાય છે. જેવી રીતે એક દીવામાંથી હજારો દીવા પ્રગટાવી શકાય છે, તેવી રીતે ઈમાનદાર મનુષ્ય-દીપકની ઇમાનદારીની જ્યોતથી કેટલાય ઓલવાયેલા માનવ દીપકોને પ્રગટાવી શકાય છે. એટલા માટે આજે સૌથી વધારે આવશ્યકતા છે ઇમાનદારી-પ્રામાણિકતાની જ્યોતને સતત પ્રજ્જવલિત રાખવાની. જો એકાદ વખત પણ ઇમાનદારીની જ્યોત ઓલવાઈ જશે, તો જગતમાંથી માનવતાનો પ્રકાશ વિદાય લેશે-દાનવતાના અંધકારને સ્થાન આપવા.

એટલે આજના વિષમ વાતાવરણને લક્ષમાં રાખતાં શું ધાર્મિક, શું આધ્યાત્મિક, શું રાજનૈતિક, શું વ્યાવસાયિક, શું કૌટુંબિક, શું વ્યાવહારિક કે શું સાંસ્કૃતિક– બધાં જ ક્ષેત્રોમાં ઈમાનદારીની જ્યોતને જલતી રાખવાની આવશ્યકતા છે. તેમ થાય તો જ શાંતિ ટકી શકે, જગતમાં સુખનો સૂરજ ઝગમગે અને માનવજીવન વ્યવસ્થિત બની શકે.

ઈમાનદારીનો અર્થ એ છે કે પોતાના સિદ્ધાંતમાં પાછેહઠ ન કરવી, પોતાની જાત પ્રત્યે, ઈશ્વર પ્રત્યે અને સમાજ પ્રત્યે પૂરેપૂરી વફાદારી રાખવી અને પોતાના હક કરતાં વધારે ન લેવું. પારકાના હકની વસ્તુ તેના માટે અગ્રાહ્ય થઈ પડે છે. હકની વાત બધે જ લાગુ પડે છે– સમય, મહેનત, પસો અને સાધનોને. માની લો કે તમે કોઈને મદદ કરવા માટે નોકર તરીકે રાખો છો. તેની નોકરીનો સમય પૂરો થયા પછી પણ તમે તેને રોકી રાખો છો તેનો પગાર નિયમિત ચૂકવતા નથી. મજૂરને તેની મજૂરી આપવામાં વિલંબ કરીએ છીએ કે ઓછી આપીએ છીએ. પૈસા ઓછા આપીને કામ વધારે કરાવીએ છીએ. હક અને મહેનત વિનાનો પૈસો ગ્રહણ કરીએ છીએ. બેઈમાની કરીને તોલમાપમાં ઓછું આપીએ છીએ, ભેળસેળ કરીએ છીએ કે એક વસ્તુ બતાવીને બીજી વસ્તુ આપીએ છીએ. સરકારનો ટેક્સ ભરતા નથી કે ઓછો ભરીએ છીએ. ખોટા ચોપડા તૈયાર કરીએ છીએ. ખોટું

નાણું ચલાવીએ છીએ. કોઈની પડી ગયેલી વસ્તુ પાછી આપતા નથી. કોઈની અનામત હજમ કરીએ છીએ. કોઈ સંસ્થા કે ફંડનાં નાણાંની ઉચાપત કરીએ છીએ કોઈ વિધવાનું ધન પચાવી પાડીએ છીએ. પારકાના હકની વસ્તુ પર આપણો હક કરીએ છીએ. આધ્યાત્મિકતાના નામે લોકોને છેતરીએ છીએ. ચમત્કાર બતાવીને ઠગીએ છીએ. લાંચરુશવત લઈએ છીએ. સરકારે ઠરાવેલા વ્યાજ કરતાં વધારે વ્યાજ લઈએ છીએ. કાળા બજાર કરીએ છીએ. ખોટાં પ્રમાણપત્રો, ખોટા દસ્તાવેજો અને ખોટાં બિલો બનાવીએ છીએ. આપણે કરવાનું કામ કરતા નથી. કામ ઓછું કરીને પૈસા પૂરા લઈએ છીએ. મકાનની પાઘડી લઈએ છીએ કે બક્ષિસ માગીએ છીએ—આ બધી જ વસ્તુઓને બેઈમાની અને અપ્રામાણિકતાની કક્ષામાં મૂકી શકાય.

બેઈમાનીની હારમાળા એટલી બધી લાંબી પહોળી છે કે તેનાં નામ ગણતાં–ગણાવતાં જ માણસ થાકી જાય. આજકાલ લોકોએ બેઈમાનીના નવાનવા રસ્તા શોધી કાઢ્યા છે. પાશ્ચાત્ય સંસ્કૃતિની અસર નીચે આજના માણસે બેઈમાનીને પણ કલા અને સંસ્કૃતિના અંગરૂપ ગણીને તેના મોં પર દાનનો સફેદો ચોપડ્યો છે. બેઈમાનીનું ધન કમાઈને જે દાન કરે છે, તેને પાપી કહેવામાં આવતો નથી. સુધરેલી રીતે બેઈમાની કરનારા ઘણાખરા લોકો પોતાનાં પાપ પર પડદો નાખવા માટે એકાદ સંસ્થામાં થોડુંક દાન આપી આવે છે. કેટલાક લોકો ફંડફાળામાં

પૈસા ભરે છે. કેટલાક લોકો ધાર્મિક સમારંભો ગોઠવે છે કે ક્રિયાકાંડ કરાવે છે. બેઇમાની કર્યા પછી આ લોકો તેનો ડાઘ લાગે એમ ઇચ્છતા નથી. પરંતુ આ કેવળ કલ્પના જ છે. તેનાથી તો ઊલટું કુદરતના દરબારમાં બમણા પાપનું ફળ ભોગવવું પડે છે. બેઇમાની કરનારો બે પાપ કરતો હોય છે—તે કુદરતને પણ છેતરવાનો પ્રયત્ન કરે છે અને સામી વ્યક્તિને પણ છેતરવાનો પ્રયત્ન કરે છે. પછી સમાજની આંખોમાં અન્યાયથી મેળવેલા ધનની ધૂળ નાખીને શાહુકારીનું મૌખિક પ્રમાણપત્ર પણ મેળવે છે.

આ રીતે બેઇમાનીનું પાપ ખૂબ જ ભયંકર છે. બેઇમાની કરીને પૈસો કમાનારને ભોળા લોકો ભલે પુણ્યશાળી કહે કે નસીબદાર હોવાનો મૌખિક ઇલકાબ આપે, પરંતુ તે ગૂઢ માયા અને પાપકર્મોને લીધે પાપનો ભાગીદાર છે, પાપાત્મા છે. પછી આ બધાં પાપને ઢાંકવા માટે તે ભલે ધાર્મિક ક્રિયાઓ કરાવીને લોકોને સંતોષ આપે કે લોકો જોઈ શકે તેવી રીતે બાહ્ય ક્રિયાઓનું પ્રદર્શન કરે. તો પછી પાપકર્મમાંથી શુદ્ધ ક્યારે થવાય ? હા, તેનો પણ રસ્તો છે જ. જ્યારે પાપાત્મા પોતે જેમના હકનો પૈસો પડાવી લીધો છે, જેનું શોષણ કર્યું છે, જેમને છેતર્યા છે કે જેમની સાથે બેઇમાની કરી છે, તેમને વ્યાજસહ પાછું ચૂકવી દે, ત્યારે જ તે ભરપાઈ થઈ શકે. નુકસાન કોઈને કર્યું હોય અને પૈસા બીજી કોઈ સંસ્થા કે

વ્યક્તિને આપવામાં આવે કે વાહવાહ મળે તેવા કામમાં વાપરવામાં આવે, તો તે ભરપાઈ થતું નથી. તેમ કરવાથી પાપ ધોવાતું પણ નથી. ખરેખર, આપણાં પાપને ધોવાનો રસ્તો ઈમાનદારી છે, પ્રામાણિકતા છે. વ્યવહારશુદ્ધિ એ પણ ઈમાનદારીનું જ એક અંગ છે. જેનો વ્યવહાર શુદ્ધ નથી હોતો કે જેના વ્યવહારમાં નૈતિકતા નથી હોતી, તેનું આત્મરક્ષણ કરવાની શક્તિ અન્ય કોઈ પણ ક્રિયાકાંડમાં નથી હોતી.

✢

[ ૮ ]

## ધર્મનો મૂળમંત્ર

ભારતવર્ષ ધર્મપ્રધાન દેશ છે. ધર્મ અહીંનું આધારભૂત તત્ત્વ ગણાય છે આજે પણ જો ભારત અભિમાન લઈ શકે તેમ હોય કે તેનું આંતરરાષ્ટ્રીય મહત્ત્વ હોય, તો તે ધર્મને લીધે છે, સંસ્કૃતિ અને સભ્યતાને લીધે છે. પરંતુ કેવળ ઇતિહાસ અને સંસ્કૃતિનાં ગીત ગાવાથી કંઈ જ વળવાનું નથી. જો આપણે આપણા જીવનમાં આ ધર્મમૂલક ઇતિહાસ અને સંસ્કૃતિમાંથી પ્રેરણા લઈને તેના તરફ હોશિયારીથી આગળ વધીશું તો જ કંઈક અર્થ સરશે. આજે ભારતના લોકો ધર્મ અને શાસ્ત્રોની, આત્મા અને પરમાત્માની અને ત્યાગ અને વૈરાગ્યની વાતો કરે છે અને વાતવાતમાં વેદ, ઉપનિષદ, ગીતા ઇત્યાદિનો ઉલ્લેખ કરે છે, પરંતુ ધર્મનો મૂળમંત્ર ઇમાનદારી–નીતિનું જીવનમાં શું સ્થાન છે? પ્રામાણિકતાનો અભાવ કેટલો છે? આપ જ કહો કે પ્રામાણિકતા નહીં હોય, તો ધર્મ આવશે

ક્યાંથી ? ખરેખર, આજના ભારતવાસીઓના વિચારો ધાર્મિક છે અને આચાર અધાર્મિક છે. આંગ્લભાષાના ખ્યાતનામ કવિ વિલિયમ શેક્સપિયરે કહ્યું છે :

'Religion without morality is a tree without fruit and morality without religion is a tree without root.' (નૈતિકતા વિનાનો ધર્મ ફળ વિનાના વૃક્ષ જેવો છે અને ધર્મ વિનાની નૈતિકતા મૂળ વિનાના ઝાડ જેવી છે)

આજે નવસર્જનની પુણ્ય ઘડીએ લોકશાહી ભારત પણ અન્ય દેશોની જેમ આગળ વધી રહ્યું છે. ભાખરા નાંગલ, દામોદર કુંડ અને હીરાકુંડ પ્રોજેક્ટ જેવા મોટા મોટા બંધ બંધવામાં આવે છે. મોટામોટા ઉદ્યોગોનો પ્રારંભ થઈ ચૂક્યો છે. લાંબાપહોળા રસ્તાઓ બંધાય છે મોટીમોટી નહેરો ખોદાય છે. આ રીતે ભૌતિક ઘડતર માટે સમય, શક્તિ અને પૈસાનો ઉપયોગ થઈ રહ્યો છે. પરંતુ આધ્યાત્મિકતા વિનાનું આ ઘડતર મીઠા વિનાના ભોજન જેવું છે. તેમાં નથી ધર્મ કે નથી નીતિ. આજે સૌથી મોટી આવશ્યકતા છે નીતિની. નીતિ વિના દેશ આગળ નહી વધી શકે હરકોઈ માણસ નીતિમાન બને તે જરૂરી છે.

સર્વેન્ટિસના શબ્દોમાં–'પ્રામાણિકતા એ જ સર્વશ્રેષ્ઠ નીતિ છે.' પ્રામાણિકતા જીવનનું મહામૂલું અંગ છે. તેના વિના જીવન સારી રીતે શોભી ઊઠતું નથી. કોઈ માણસના શરીરમાં બીજા બધાં અંગોપાંગો હોય, પરંતુ આંખો જ

ન હોય, તો તે શરીર એટલું બધું સુંદર નથી કહેવાતું. આંખો વિના શરીરનાં ઘણુંખરાં કાર્યો પરાવલંબી બની જાય છે. જીવનનો સાચો આનંદ મેળવી શકાતો નથી. પરોપકારનાં કાર્યો પણ ન જેવાં જ થઈ શકે છે. આ રીતે માનવજીવનમાં વિદ્યા હોય, કલા હોય, સુંદરતા હોય, અહિંસા હોય. બ્રહ્મચર્ય હોય, પરિગ્રહવૃત્તિ ન હોય કે ઓછી હોય, ક્ષમા હોય, નમ્રતા હોય અને અસત્ય ન બોલતો હોય, પરંતુ જો ઇમાનદારીરૂપી આંખો ન હોય, તો જીવનની સુંદરતા ઝાંખી પડે છે; વિદ્યા, કલા અને અન્ય અંગોપાંગો હોવા છતાંય ઇમાનદારી—નીતિના મુખ્ય અંગ વિના જીવન સૂનું બની જાય છે, અંધકારમય બની જાય છે. આવું જીવન કાર્યક્ષમ કે સમાજનાં મૂલ્યોને બદલી શકે તેવું બની શકતું નથી. આવા જીવનમાંથી કોઈને ખાસ પ્રેરણા મળી શકતી નથી.

ઇમાનદારી નીતિનો પ્રચાર પણ માણસનાં નીતિમય કાર્યોથી જ થઈ શકે છે. કેવળ ભાષણોથી કે ધર્મની બાંગો પોકારવાથી ઇમાનદારી હાંસલ ન જ થઈ શકે. આધ્યાત્મિકતા વધારવાથી, લાંબીલાંબી ધાર્મિક ક્રિયાઓ કરવાથી કે ટીલાંટપકાં કરવાથી, શરીર પર ચંદન લગાડવાથી, મેલાઘેલા રહેવાથી કે આખો દિવસ નાહ્યા કરવાથી, સ્પર્શ્યાસ્પર્શ્યમાં માનવાથી કે ફૂંકીફૂંકીને ચાલવાનો ડોળ કરવાથી ઇમાનદારીનો પરિચય નથી થઇ શકતો. ઇમાનદારી પુસ્તકોની મદદથી ન શીખવી શકાય. કોઇના પર દબાણ લાવીને

પણ તેને નીતિમાન ન બનાવી શકાય. ઈમાનદારી એ તો આત્માનો ગુણ છે. આત્મા પર છવાયેલાં આવરણો દૂર કરવા માટે દૃઢતાપૂર્વક સત્યનિષ્ઠાનો અભ્યાસ કરવાથી, સત્યનું નિર્ભયતાપૂર્વક આચરણ કરવાથી, અંતરાત્મામાં વિશ્વાત્મા સાથેના ઐક્યનું જોડાણ કરવાથી અને વિશ્વબંધુત્વની ભાવના કેળવવાથી માનવજીવનમાં ઈમાનદારી ઉતારી શકાય છે અને તેને કાયમ માટે ટકાવી શકાય છે.

ઈમાનદારીના પ્રસાર અને પારિપાર્શ્વિક વાતાવરણ તૈયાર કરવા માટે મોટા પુરુષોએ પોતે જ ઇમાનદાર નીતિ-વાળા અને પ્રામાણિક બનવું જોઈએ. આ પ્રમાણે ન થાય તો તેમના શબ્દોની કંઈ જ અસર ન થાય ભગવદ્ગીતામાં કર્મયોગી શ્રીકૃષ્ણે આ જ વસ્તુ કહી છેઃ

'यद्यदाचरति श्रेष्ठ तत्तदेवेतरो जनः ॥
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ (અધ્યાય ૩ : ૨૧)

'શ્રેષ્ઠ પુરુષો જે પ્રમાણે આચરણ કરે છે, તે પ્રમાણે સામાન્ય લોકો પણ વર્તે છે. તે જે વસ્તુનો સ્વીકાર કરે છે, તેનું લોકો અનુકરણ કરે છે.'

જો મોટા માણસો અને આગલી હરોળના નેતાઓ પોતે જ ઈમાનદારીનો ત્યાગ કરવા લાગે, તો તેમના અનુયાયીઓ તેમનાથી પણ આગળ વધે અને ખુલ્લંખુલ્લા બેઈમાની કરે.

'ગુલિસ્તાં'માં એક વાત આવે છે:

'ઈરાનનો પ્રસિદ્ધ બાદશાહ ન્યાયી નૌશેરવાં એક વખત જંગલમાં શિકાર કરવા ગયો. ત્યાં રસોઈ કરતી વખતે રસોઇયાએ કહ્યું : 'મીઠું નથી, હજૂર !' નૌશેરવાએ તેના નોકરને કહ્યું: 'પાસેના ગામમાંથી મીઠું લઈ આવ. પરંતુ કીમત ચૂકવ્યા વિના મીઠું ન લઈશ, નહીંતર આખું ગામ ઉજ્જડ થઈ જશે.' પેલા નોકરે નવાઈ પામતાં પૂછ્યું: 'એક ચપટી મીઠું મફત લાવવાથી આખું ગામ કેવી રીતે ઉજ્જડ થઈ જવાનું છે ?' નૌશેરવાંએ જવાબ આપ્યો: 'આજે જો રાજા રૈયત પાસેથી એક ચપટી મીઠું મફત લઈ આવે, તો આવતી કાલે રાજ્યના નોકરો ગામનાં ગામ લૂંટી લે. જો બાદશાહ રૈયતના બાગમાંથી એક સફરજન ખાય, તો તેના નોકરો પેલા ઝાડનાં મૂળિયાં પણ ખોદી કાઢે'

ઈમાનદારીના આચરણનો પ્રારંભ પોતાની જાતથી જ થવો જોઈએ. કેવળ વાતો કરવાથી કે ફિલોસોફી છાંટવાથી ઈમાનદારી ન જ સંતોષાય. નીતિ પોતાના આચરણ માટે ઢંઢેરો પીટતી નથી. ઈમાનદારી પોતાની જાતે જ પોતાનો પ્રચાર કરે છે, પોતાની સુગંધ ફેલાવે છે. ઈમાનદારીનું આચરણ કેવળ આત્મશુદ્ધિ અને આત્મસંતોષ માટે જ હોવું જોઈએ. તેમાં કોઈ ફળની, સ્વાર્થસિદ્ધિની, વાહવાહની, પ્રશંસાની અને લોભલાલચની આકાંક્ષા ન હોવી જોઈએ. તે પ્રમાણે થાય તો જ માનવજીવનરૂપી દીપકમાં ઈમાનદારીની જ્યોત ઝળહળી ઊઠે. નહીંતર ફળની આશા અને ફળની આસક્તિની હવાનો ધક્કો વાગતાં જ તે ઓલવાઈ જશે.

લોભ-અને ઈમાનદારીને અણુબનાવ છે. લોભની હાજરી હોય, ત્યાં ઈમાનદારી ન જ હોઈ શકે. ઈમાનદારીને કાયમ ટકાવી રાખવા માટે સ્વાર્થત્યાગનું નૈતિક વાતાવરણ સર્જવું પડશે. એમર્સને કહ્યું છે. 'વાસ્તવિકતા અને ઈમાનદારી સગી બહેનો છે.'

આજે ભારતના લોકો પારલૌકિક સુખોની ઈચ્છાથી જે કંઈ દાનપુણ્ય, ક્રિયાકાંડ કે વ્રત-ઉપવાસનો સોદો કરે છે અને શરીરનો, ધનનો ભોગ આપે છે, તેના કરતાં જો તેઓ ઈહલૌકિક જીવનમાં પોતાના કુટુંબ, સમાજ અને રાષ્ટ્ર પ્રત્યે પ્રામાણિકતા અને ઈમાનદારીથી વર્તવાનો પ્રયત્ન કરે, તો તેમને વધારે ફાયદો થાય. આજીવિકા જેટલી કમાણી હોય, તો માણસે સંતોષ માનવો જોઈએ. પ્રામાણિકતા અને ઈમાનદારીના વાસ્તવિક ધર્મનું પાલન કરવું જોઈએ. આ પ્રમાણે કરવાથી જીવન શુદ્ધ થાય છે અને સુખશાંતિ મળી રહે છે. પ્રામાણિકતાનું પાલન કરતાં જે મુશ્કેલીઓ સહન કરવી પડે છે, તેનાથી સમાજજીવનમાં સુખશાંતિ પ્રસરે છે. ઈમાનદારીના પાલન માટે જે તપશ્ચર્યા કરવી પડે છે, તેનાથી સામાજિક જીવનમાં ઉત્સાહ રેલાય છે. પ્રામાણિક માણસને સાચો આત્મસંતોષ પણ મળે છે. જ્યારે આપણા દેશના લોકો જીવનને પ્રામાણિક, ઈમાનદાર (નીતિમય), સત્યનિષ્ઠ અને પ્રેમમય બનાવશે, ત્યારે જ પારલૌકિક સુખની પ્રાપ્તિ થઈ શકશે. આ જગતના જીવનની ઉપેક્ષા કરીને પરલોકમાં સુખી થવાનાં સમણાં ક્યારેય સફળ

થઈ શકશે નહીં. ઉપનિષદ્‌ના એક ઋષિએ આ જ પ્રમાણે કહ્યું છે:

'इतो विनष्टिर्महती विनष्टिः।'

'તમારા જીવનનો અમૃતરસ જો અહીં જ સુકાઈ ગયો હશે, તો તે તમારા વિનાશના સૌથી મોટા કારણરૂપ છે.' અહીંનું જીવન જો સારી રીતે પસાર નહીં કર્યું હોય, તેમાં જો ઈમાનદારીનું અમૃત નહીં ભર્યું હોય, તો આગળ પણ સૂકું રણ જ મળશે. જે અહીંના જીવનને નરકમય બનાવી મૂકે છે, તેના માટે ત્યાં વળી કયું સ્વર્ગ તૈયાર હશે? એટલા માટે ઈમાનદારીના નગદ ધર્મનું પાલન કરવાથી જે વાસ્તવિક સુખ મળી રહે છે, તે આપણી સ્વર્ગની રંગીન કલ્પનાઓને દૂર હડસેલે છે.

પરંતુ પ્રામાણિકતા અને સત્ય માટે આપણે હમેશાં તૈયાર રહેવું પડશે. તેના માટે ગમે તેવી મોટી વસ્તુનો પણ ભોગ આપવો પડશે. તેમ કરવામાં આવે, તો જ સાચું સુખ મળી શકે.

પરદેશના લોકો આપણી જેમ આધ્યાત્મિકતાનાં નગારાં ભલે ન વગાડતા હોય, તે લોકો તેમની સંસ્કૃતિ અને ધર્મની શ્રેષ્ઠતાનાં બણગાં ભલે ન ફૂંકતા હોય; પરંતુ એટલું તો કહેવું જ પડશે કે વ્યવસાયના અને વ્યવહારના ક્ષેત્રમાં તેમની ઈમાનદારી અને સચ્ચાઈ ભારતના લોકો કરતાં ખૂબ જ આગળ વધી ગઈ છે. ઈમાનદારીનું મૂલ્યાંકન કે કસોટી

પણ મનુષ્યના વ્યવસાય કે વ્યવહારની શુદ્ધિ પરથી જ થાય છે.

આપને સાંભળીને નવાઈ લાગશે કે પરદેશમાં કેટલીય દુકાનો એવી છે કે જ્યાં નથી હોતો કોઈ દુકાનનો વ્યવસ્થાપક કે નથી હોતો કોઈ વિક્રેતા. બધી વસ્તુઓ ખુલ્લી રાખવામાં આવે છે. બધી વસ્તુઓ પર તેની કીમત લખેલી હોય છે. જે માણસને જે વસ્તુ ખરીદવી હોય તે લઈ લે અને તેના પર લખેલી કીમત ગલ્લા(કેશ-બૉકસ)માં નાખે. લખેલી કીમત કરતાં એક પાઈ પણ કોઈ વધારાની ન માગે. આપણા માટે આવી દુકાનનું અસ્તિત્વ હવે આશ્ચર્યપ્રદ નથી રહ્યું. પરંતુ આ પ્રકારની દુકાનમાં આપણે આટલી ઈમાનદારી રાખી શકીએ તે અસંભવ છે.

૧૩ મી આગસ્ટ ૧૯૫૮ના રોજ પતિયાલા(પંજાબ)માં આવી એક દુકાન ખોલવામાં આવી હતી. આ દુકાન એક દિવસ માટે જ ચાલવાની હતી. તેમાં પાંચસો રૂપિયાનો સામાન ગોઠવવામાં આવ્યો હતો. સામાન તો થોડા જ કલાકોમાં વેચાઈ ગયો; પરંતુ સામાન વેચાઈ ગયા પછી અધિકારીઓએ જ્યારે ગલ્લાની રકમ ગણી, ત્યારે તેમાં પાંચસો રૂપિયાને બદલે ફક્ત પિસ્તાળીસ રૂપિયા જ હતા. બાકીનો ચારસો ને પંચાવન રૂપિયાનો માલ મફતમાં ઊપડી ગયો હતો.

આ જાતના બીજા પ્રયોગો પણ શાળાઓ મારફત કરવામાં આવ્યા છે. વારાણસીમાં પણ ત્રણેક વર્ષ પહેલાં

એક 'સર્વોદય સ્ટોલ' ખોલવામાં આવ્યો હતો. આ પ્રયોગમાં કંઈક સફળતા મળી હતી. થોડાક વખત પહેલાં સૌરાષ્ટ્રના એક ગામ મહુવામાં ટપાલની ટિકિટો, પરબીડિયાં અને કાર્ડોની દુકાનનો પ્રયોગ કરવામાં આવ્યો હતો. આ પ્રયોગ સો ટકા સફળ નીવડચો હતો. આ સમાચાર દૈનિક 'હિંદુસ્તાન'માં પ્રસિદ્ધ થયા હતા.

ખેર, આ બધું જે હોય તે ભલે હો; પરંતુ આપણી ઈમાનદારીનું ધોરણ ઊંચે લઈ જવાની આવશ્યકતા છે જ. આ ધોરણને સુધારવાના પ્રયત્નો કરવા જ પડશે.

પરદેશોમાં કેટલીય જગ્યાઓ એવી છે કે જ્યાં છાપાં વેચતા ફેરિયાઓને દોડધામ કરવી પડતી નથી. ત્યાં નક્કી કરેલા ઠેકાણે છાપાનું બંડલ મૂકવામાં આવે છે. જેને જે છાપું ખરીદવું હોય, તે પાસે રાખેલી પેટીમાં પૈસા નાખે છે અને છાપું લઈને ચાલતી પકડે છે. સાંજે વેપારી આવે છે અને વકરો ગણી લે છે. વધારાનાં છાપાં અને રોકડ-રકમનો તરત જ મેળ જામી જાય છે. એક પણ છાપું ઓછું નથી થતું કે પૈસા મૂક્યા વિના કોઈ તફડંચી કરી જતું નથી. ભારતમાં એવી સ્થિતિ પ્રવર્તે છે કે લોકો વગર પૈસે પુસ્તકો લઈ જશે અને તેનો કોઈ જ ઉપયોગ નહીં કરે.

નાસિકનો એક પ્રસંગ છે. સાને ગુરુજીની પહેલી શ્રાદ્ધતિથિનો દિવસ હતો. તેમણે લખેલાં મૌલિક પુસ્તકોને એક ખંડમાં ગોઠવવામાં આવ્યાં. પાસે જ પૈસા નાખવા

માટે પેટી પણ મૂકવામાં આવી હતી. વ્યવસ્થાપક તરીકે કોઈ જ નહોતું. લગભગ એકસોને અઠ્યોતેર રૂપિયાનાં પુસ્તકો મફતમાં ઊપડી ગયાં. પેટીમાં ફક્ત છાસઠ રૂપિયા હતા. આ રકમ પુણ્યકાર્યમાં વાપરવાની હતી. પુણ્યકાર્યમાં પણ કેવી ઈમાનદારી હોય છે, તેનું આ આદર્શ દૃષ્ટાંત છે!

એ જ રીતે જાપાનમાં ભારતની જેમ ટિકિટોનુ ચેકિંગ કરવામાં આવતું નથી. ત્યાં ટિકિટ ચેકર કે કંડક્ટર ડબ્બામાં આવીને પ્રેમથી પૂછે છે. 'કોઈની ટિકિટ લેવાની રહી ગઈ હોય, તો કહી દો. હું ટિકિટ કાઢી આપું.' તે એમ જ માની લે છે કે બધાં પાસે ટિકિટ તો છે જ. પરંતુ ભારતમાં તો જાણીજોઈને કોઈ પણ કારણ વિના વગર ટિકિટે રેલવેમાં મુસાફરી કરનારા કેટલાય લોકો મળી આવશે. આ લોકો રાષ્ટ્રને તો નુકસાન કરે જ છે, વધુપરાંત ઈમાનદારીનું પણ દેવાળું કાઢતા હોય છે. અહીં ટિકિટ ચેકરોને એટલો પણ વિશ્વાસ નથી કે મુસાફરો ટિકિટ લઈને જ બેઠા હશે. સૂઈ ગયેલા મુસાફરને પણ આ લોકો જગાડી-જગાડીને ટિકિટ માટે પૂછપરછ કરતા હોય છે. અવિશ્વાસની કેટલી પરાકાષ્ઠા છે આ!

પરદેશોમાં દૂધમાં સહેજ પણ ભેળસેળ થતી નથી. પરંતુ જો તેમને પૂછવામાં આવે કે, 'દૂધમાં પાણી તો નથી મેળવ્યું ને?' તો તેમને નવાઈ લાગે છે. ભારતમાં દૂધમાં પાણી મેળવવાનો રિવાજ સામાન્ય થઈ પડ્યો છે. દૂધના નામે ફાટેલું દૂધ, પાવડરનું દૂધ, ઘીમાં વેજિટેબલ

કે મગફળીનું જમાવેલું તેલ અને માખણમાં પણ વનસ્પતિ ઘી મેળવવાનું સામાન્ય થઈ પડ્યું છે. પરદેશોમાં ફેરિયા દૂધની સિલબંધ બાટલીઓ ગોખલામાં મૂકીને ખાલી બાટલીઓ પરત લઈ જાય છે. બહાર પડેલી બાટલીને કોઈ હાથ પણ નહીં અડકાડે. અહીં તો કોઈ વસ્તુ થોડીક વાર માટે પણ ભૂલી જઈએ, તો તે ક્યાં અદૃશ્ય થઈ ગઈ તેની જ ખબર ન પડે. ભેળસેળનું બજાર તો એટલી બધી તેજીમાં છે કે ખાદ્ય પદાર્થોમાં ક્યાંય ચોખ્ખા પદાર્થો તો મળતા જ નથી. દર્દીઓને આપવાની દવાઓમાં પણ ભેળસેળ થાય છે. સરસિયાના તેલમાં પણ મગફળીના તેલનું મિશ્રણ કરવામાં આવે છે. દહીં સાથે વેજિટેબલ ઘીને વલોવીને નકલી માખણ બનાવવામાં આવે છે. કાળાં મરીમાં બપૈયાનાં બીજની ભેળસેળ થાય છે. ચામાં રંગની ભેળસેળ થાય છે. શુદ્ધ મધના નામે ખાંડની ચાસણી વેચાય છે. લોટ દળતી વખતે આંબલીના કચૂકા મેળવવામાં આવે છે. કેસરમાં હળદર કે બીજા રંગોની મિલાવટ થાય છે. અનાજમાં કાંકરીની ભેળસેળ થાય છે. જીરામાં આ જ રંગના ઘાસનાં તણખલાં કે સિમેન્ટની ભૂકીનું મિશ્રણ થાય છે. 'સિબાઝોલ' જેવી દવાની ટીકડીઓમાં પણ માટીની સેળભેળ થાય છે. અરે, ઝેર પણ આજે તો ચોખ્ખું મળતું નથી! જમાનો પ્રગતિનો છે. કેટલી બધી પ્રગતિ કરી છે ભારતના લોકોએ?....બેઈમાનીના ક્ષેત્રમાં! અશુદ્ધ ખાદ્ય પદાર્થો કે દવાઓમાં ભેળસેળ કરવાથી કોઈ માંદું પડે કે

મરી જાય, તેની સાથે ભારતના બેઈમાનોને શી લેવાદેવા ? આ છે ભારતની ધર્મપરાયણતાનો નમૂનો !

પરદેશોમાં આ પ્રમાણે કરવું તેને રાજદ્રોહ ગણવામાં આવે છે.

આજકાલ દાણચોરીનો વેપાર પણ ધમધોકાર ચાલે છે. દેશી પદાર્થો (જેના પરનો કર એકદમ વધારી દેવામાં આવ્યો છે) અને સોનું બીજા દેશોમાંથી આવ્યે જ જાય છે. સોનુ લાવવાની આ તરકીબો પણ સરકારે પકડી પાડી. પરંતુ લોકો કંઈ ઓછા ચાલાક નથી. તેમણે જાંઘ ચીરીને તેમાં સોનું ભરીને લાવવાની શરૂઆત કરી. સરહદી નાકાં હોય છે ત્યાં સરકારે 'એક્સ–રે'ની વ્યવસ્થા કરી છે. આ 'એક્સ રે'ની મદદથી શરીરના કોઈ પણ અંગમાં છુપાવેલી વસ્તુ પકડી શકાય છે.

આયાત–નિકાસના બહાના હેઠળ પણ કેટલાય વેપારીઓ આવી ચોરીઓ કરે છે અને પ્રતિબંધિત વસ્તુઓ ચોરીછૂપીથી મંગાવીને ખૂબ નફાખોરી કરે છે. ગેરકાયદેસર 'એક્સચેંજ'ને પણ આ વ્યવસાયમાં મૂકી શકાય.

અસલ વસ્તુના નામે બનાવટી વસ્તુ આપવી, નમતું દેખાડીને ઓછું આપવું, દેખાડવું કંઈક અને આપવું કંઈક, તોલમાપમાં ગોટાળો કરવો, કપડાના તાકા પર જેટલા વાર લખ્યું હોય તેનાથી ઓછું આપવું, દવાઓ અને બીજી વસ્તુઓમાં પહેલાં જાહેરાત માટે સારો માલ

બનાવવો અને જાહેરાત થઈ ગયા પછી હલકો માલ બનાવવો, કંટ્રોલ (નિયંત્રણ) હોય ત્યારે કાળા બજારમાંથી માલ લેવો કે વેચવો, રેશનિંગમાં ખોટી કૂપનો કઢાવીને વધારાનું અનાજ લેવું, લગ્ન કે જમણવારના પ્રસંગોએ જમનારા શખ્સોની સંખ્યા પર પ્રતિબંધ હોય ત્યારે જુદે જુદે સ્થળે જમવા બેસાડવા—આ બધી હરામખોરીનો ભારતમાં તોટો નથી.

વચ્ચે કાપડનો કંટ્રોલ ઉઠાવી લેવામાં આવ્યો હતો. આ વખતે કાપડના વેપારીઓ અને મિલમાલિકોએ ઉઘાડેછોગ કાળાં બજાર કર્યાં હતાં. તે વખતે 'સંસ્કૃતિ' માસિકના તંત્રીએ લખ્યું હતું: 'અમદાવાદના મિલમાલિકોના હાથ કાળા બજાર કરીને એટલા બધા કાળા થઈ ગયા છે કે સાબરમતીના પાણીથી ધોવામાં આવે, તો તેનું પાણી પણ કાળું થઈ જાય!' ભારતના મિલમાલિકોની અપ્રામાણિકતાનું આ છે જીવંત દૃષ્ટાંત!

લાગો, દલાલી અને કમિશનની પ્રથા પણ અપ્રામાણિકતામાં વધારો કરે છે દલાલો પણ બેઈમાની કરતાં કરતાં ખંચકાતા નથી ખરીદી અમુક ભાવે કરવી અને લખાવવો અમુક ભાવ—આડતિયાઓ અને દલાલો આ રીતે ખૂમ કમાણી કરે છે. નોકર કે રસોઈયો શેઠનો માલસામાન બજારમાંથી લાવશે, તો તેમાંથી દલાલી ખાવાનો પ્રયત્ન કરશે આ રીતે ભારતનો વ્યવસાય ધોખાબાજીનો થઈ પડ્યો છે.

વ્યવસાયની પાછળ જો પ્રામાણિકતાનો અભાવ હોય છે, તો સેવાભાવનાનો લય થાય છે. લૂંટવા અને પૈસા ભેગો કરવાની વૃત્તિ ઘર કરી બેસે છે. માણુસ નમ્રતા અને નીતિ ગુમાવી બેસે છે. તે પરલોક માટે પાપનાં પોટલાં બાંધી રાખે છે.

વૈદો અને ડૉકટરોનો ધંધો પણ આજે અપ્રામાણિક બની ગયો છે. આ લોકો પણ દર્દીનું દર્દ લાબા સમય સુધી લંબાવ્યે જાય છે કે ઇંજેકશન આપીને પૈસા પડાવવાનો પ્રયત્ન કરે છે. દર્દીને તપાસવાની ફીનું જ ધોરણ ઘણું વધારે પડતું હોય છે ડૉકટર જેટલો વધારે જાણીતો તેટલી જ વધારે ફી ફી વિના તો વાત જ નહીં કરે. સરકારી ઈસ્પિતાલોમાં પણ સરકાર તરફથી આપવામાં આવતી દવાઓ ઘેર લઈ જશે અને તેનો ખાનગી પ્રેક્ટિસમાં ઉપયોગ કરશે. સરકારી દવાઓનો સ્ટૉક પાણી રેડીને સરખો કરી દેશે.

વકીલો તો આજકાલ ઝગડા વધારનારા જ થઈ ગયા છે. ઝગડા ન થાય તો તેમનો ભાવ કોણ પૂછે? વકીલની ચૂંગાલમાં જો અસીલ એક વખત ફસાઈ જાય છે, તો તેને કેટલાય અવળા રસ્તા ગ્રહણ કરવાનું શીખવવામાં આવે છે. ખોટી સાક્ષી, ખોટી જુબાની, ખોટી વાતને સાચી પુરવાર કરવી, ગુનેગારને કાયદાની છટકબારી શોધીને નિર્દોષ સાબિત કરવો, નિર્દોષને ખોટા દાવપેચ લડાવીને ગુનેગાર

સાબિત કરવો અને સાચાને ખોટું અને ખોટાને સાચું સાબિત કરવું–આ બધી વકીલોના ડાબા હાથની રમત છે. આ રીતે વકીલાતનો ધંધો રાષ્ટ્રઘાતક, સમાજઘાતક, સત્ય અને ન્યાયના અભાવવાળો અને ઈમાનદારીના દુશ્મન જેવો બની ગયો છે. અસીલો પણ ખોટા કેસ લાવીને વકીલોનાં ખીસાં ભરવાનો પ્રયત્ન કરે છે. વકીલો પણ જાણીજોઈને ખોટા કેસ લઈને પોતાની આવકમાં વધારો કરવાનો પ્રયત્ન કરે છે. આ બધી માયાજાળ ધર્મને ધોખો આપવાનું કામ કરે છે.

ચોરી અને લૂંટફાટ જેવાં કુકર્મો પ્રત્યે સમાજ તિરસ્કારની નજરે જુએ છે. આવાં કાર્યો માટે સરકાર શિક્ષા કરે છે. લોકોમાં પણ તે નિંદાપાત્ર બને છે. પ્રજા આવા લોકોથી ચેતીને ચાલે છે. પરંતુ સુધરેલી રીતે ચોરી અને બેઈમાની કરતા લોકોથી પ્રજા અજાણ હોય છે. આવા લોકોથી બચવાનું ખૂબ જ મુશ્કેલ છે. આ સુધરેલી રીતોમાં ખોટી જાહેરાતોનો પણ સમાવેશ થઈ જાય છે.

એક બુદ્ધિશાળી વ્યક્તિએ છાપામાં જાહેરખબર આપીઃ 'જમતી વખતે માખીઓના ત્રાસથી બચવાનો ઉપાય–ફક્ત એક આનામાં. લોકોએ જોયું કે ઉપાય ખૂબ જ સસ્તો હતો. લોકોએ એક એક આનાની ટિકિટો મોકલવા માંડી. બધી ટિકિટો આવી ગયા પછી પેલા મહાશયે જવાબ લખી મોકલ્યો: 'જનાબ, જમતી વખતે એક હાથે જમો અને બીજો હાથ હલાવતા જાઓ. માખીઓ આપને બિલકુલ

હેરાન નહીં કરી શકે.' ટપાલખર્ચ પેટે વધારાનો એક પૈસો અગાઉથી જ આવી ગયેલો હતો. (તે વખતે પોસ્ટકાર્ડની કીમત એક પૈસો જ હતી.) પરિણામે ચાર પૈસા હજમ થઈ ગયા. આ જાહેરાતમાં લોકો ફસાયેલા હતા. પેલા મહાશય આ રીતે લગભગ દસપંદર હજાર રૂપિયા હજમ કરી ગયા.

તે જ પ્રમાણે પરદેશોમાં કોઈની કોઈ વસ્તુ પડી જશે તો કોઈ ઉપાડીને ચાલતું નહીં થાય. પેલી વસ્તુ સીધી પોલીસ સ્ટેશને પહોંચી જશે અને તેના માલિકને મળી જશે. તેનાં કેટલાંય જીવતાંજાગતાં દૃષ્ટાંતો મળી આવે છે. પરંતુ ભારતમાં તો આ વસ્તુની ખબર જ નહીં પડે. વસ્તુ જ્યાં પડી ગઈ હશે, ત્યાંથી ભાગ્યે જ જડશે.

એક બ્રિટિશ ફર્મે થોડાં જ વર્ષ પહેલાં પોતાના ગ્રાહકોને ચાર લાખ પાઉન્ડ (લગભગ ૫૪ લાખ રૂપિયા) જેટલી રકમ પાછી આપી. આ ફર્મ કાગળનાં ખોખાં બનાવતી હતી. પહેલાં એવી ધારણા હતી કે ખોખાં ખૂબ જ મોંઘાં પડશે. ખોખાંની કીમત વધારે રાખવામાં આવી હતી પરંતુ પાછળથી ફર્મને જાણ થઈ કે ખોખાં એટલાં બધાં મોંઘાં નહોતાં. ફર્મની એટલો બધો નફો કરવાની ઇચ્છા નહોતી. છેવટે ફર્મે પોતાના મુખ્ય ગ્રાહકોને એક પૌંડે બે શિલિંગ લેખે વળતર કાપી આપ્યું. આ વળતર મૂળ કીમતના દસ ટકા જેટલું થાય છે.

....અને ભારતમાં એવી સ્થિતિ પ્રવર્તે છે કે ભારત

તરફથી રશિયાને ચાર લાખ જોડી બૂટ આપવાના હતા. રશિયાએ પૂરાં નાણાં ચૂકવવાનું વચન આપ્યું હતું. પરંતુ આગ્રાની બેઇમાન પેઢીએ બૂટમાં કાગળનાં પૂઠાં નાખીને હલકી જાતના તૈયાર કર્યાં. રશિયાએ થોડોક માલ તો લઈ લીધો પરંતુ પાછળથી ખબર પડી કે માલ હલકી જાતનો અને ઓછો હતો. રશિયાએ વધેલો બધો જ માલ પેલી કંપનીને પાછો મોકલી દીધો. આ છે ભારતની વ્યાપારી બેઈમાનીનો નમૂનો!

સરકારી કામોમાં પણ દક્ષિણા આપ્યા વિના કોઈ કામ થઈ શકતું નથી. સરકારી નોકરો કામચોર, અપ્રામાણિક અને લાંચિયા થઈ ગયા છે.

આ રીતે વ્યવહાર અને વ્યવસાયના ક્ષેત્રમાં પરદેશના લોકો આપણા કરતાં ઘણા વધારે ઈમાનદાર છે. આપણે તેમને અનાર્ય કહીએ છીએ. પરદેશીઓ પાસેથી આપણે ઘણું ઘણું શીખવાનું છે.

કૌટુંબિક અને સામાજિક ક્ષેત્રમાં પણ બેઈમાનીનો આશ્રય શોધવામાં આવે છે. કુટુંબમાથી પ્રામાણિકપણે કામ કરવાની વૃત્તિ ઘસાતી જાય છે, કામચોરી વધતી જાય છે. ભાઈભાઈમાં પૈસાની લેવડદેવડ કે મિલકતની વહેંચણીની બાબતમાં ઝગડા ચાલે છે. એક ભાઈ બીજા ભાઈના હકની વસ્તુ પડાવી લેતાં ખંચકાતો નથી. એ જ રીતે કુટુંબમાં કોઈક નબળું પડે છે, ત્યારે તેની મિલકત પર હાથ મારતાં વિલંબ થતો નથી. સમાજમાં પણ વરવિક્રય અને કન્યા-

વિક્રય જેવી રૂઢિઓ છે. આ રૂઢિઓ બેઈમાનીના પ્રતીક જેવી છે. તદુપરાંત પણ ગીરો મૂકેલી વસ્તુ કે કોઈ સંસ્થાની થાપણને હડપ થતાં વાર લાગતી નથી. સંસ્થાનીરકમનો ઉપયોગ ખાનગી કામ માટે થાય છે. એક કામ માટે એકઠી કરેલી રકમનો ઉપયોગ બીજા કામ માટે થાય છે. જમણવારોમાં પણ ખોટી સંખ્યા બતાવવામાં આવે છે. ખોટા કેસ લડવામાં આવે છે અને ખોટી સાક્ષીઓ પૂરવામાં આવે છે. અપ્રામાણિકતાના બીજા પણ સેંકડો બનાવો બને છે. આ બધા બનાવો આપણી અપ્રામાણિકતાનાં નગારાં વગાડે છે!

ધાર્મિક ક્ષેત્રમાં પણ બેઈમાનીનો પાર નથી. ધર્માદાની રકમ ઉચાપત કરી જવી કે ખાનગી કામમાં વાપરવી, એ તો સામાન્ય થઈ પડ્યું છે. ધર્મના નામે, વિધવાઓ, અપંગો અને અનાથોને નામે ફંડ ભેગું કરીને અંગત સ્વાર્થ સાધી લેવો, તે પણ સામાન્ય થઈ પડ્યું છે. ધર્મના નામે ચમત્કારો બતાવવા અને અંધશ્રદ્ધાળુ લોકોને છેતરવા, તે પણ સામાન્ય થઈ પડ્યું છે. આવા બેઈમાન લોકોનો ભારતમાં તોટો નથી. ધર્મસ્થાનોમાં જોડા ચોરાય તે પણ રોજિંદું થઈ પડ્યું છે. આવા બધા બનાવો ધર્મના નામનો બટ્ટો લગાડે છે.

સેવાગ્રામનો આશ્રમ ગાંધીજીના વસવાટ પછી તીર્થધામ જેવો બની ગયો હતો. એક વખત એક જાપાનીએ ગાંધીજીને ત્રણ વાંદરાની મૂર્તિઓ ભેટ આપી હતી એક વાંદરાની હથેળીઓ મોં પર, બીજાની કાન પર અને ત્રીજાની

આંખો પર હતી. ત્રણેય મૂર્તિઓ અત્યંત પ્રેરણાદાયી હતી : મોં, કાન અને આંખોને સંયમનો બોધપાઠ ભણાવતી. પરંતુ એક દિવસ કોઈક અજાણ્યો જઈ પહોંચ્યો અને ત્રણેય મૂર્તિઓ ઉઠાવી ગયો.

સેવાગ્રામનું ભાડું સામાન્ય રીતે સ્ટેશનથી આશ્રમ સુધીનું ત્રણથી ચાર રૂપિયા થતું હતું. પરંતુ ઘોડાગાડી-વાળા પરદેશી અને અજાણ્યા લોકો પાસેથી પંદરથી વીસ રૂપિયા સુધી પડાવી લેતા હતા. કેટલાક લોકોનો સામાન ઊપડી જવાના બનાવો પણ બન્યા હતા.

ભારતના તીર્થસ્થળોએ પંડાઓ જે લૂંટ ચલાવે છે, તે જોઈએ તો દંગ થઈ જઈએ. આ લોકો કોઈ પણ યાત્રાળુને ભાગ્યે જ છોડતા હશે. આ રીતે ધાર્મિક ક્ષેત્રોમાં પણ પ્રામાણિકતાનું દેવાળું છે.

રાજનૈતિક ક્ષેત્રમાં તો આજે મહદ્અંશે બેઈમાની જ પ્રવર્તી રહી છે, ત્યાં કાળાધોળાં કરવાં તે રાજનીતિજ્ઞો માટે ડાબા હાથનો ખેલ છે. ચૂંટણીમાં ઊભો રહેલો ઉમેદવાર લોકોને ફોસલાવીને, ખોટાં વચન આપીને, પૈસા આપીને, મિષ્ટાન્ન જમાડીને, દારૂ અને માંસનું સેવન કરાવીને અને બીજા રસ્તાઓ શોધીને બાજી મારી જાય છે. ચૂંટણી જીતવા માટે જે રસ્તાઓ શોધવામાં આવે છે, તેમાં પ્રામાણિકતા કે નીતિ જેવું કંઈ જ હોતું નથી. વળી, રાજકારણમાં તો જે '૪૨૦' કરવામાં સિદ્ધહસ્ત હોય છે,

તે જ સફળ રાજનીતિજ્ઞ કહેવાય છે. રાજકારણ એટલે જાણે બેઈમાનો અને બદમાસોનો અડ્ડો જ ન હોય! રાજકારણના દાવપેચમાં બેઇમાની જ હોય છે. સત્તા પર આવ્યા પછી પોતાના પક્ષના લોકોને નોકરી અપાવવી; લાંચ લેવી, લાઇસંસ અપાવવાં, વેપારધંધામાં મદદરૂપ થવું કે અંદરખાનેથી ભાગીદારી રાખવી અને કારખાનાં ખોલાવવાની કારવાઈઓ ચાલે છે. જે લોકોને નોકરી કે ધંધાની સાચી આવશ્યકતા હોય છે, તેમને રખડવું પડે છે. આ બધી અપ્રામાણિકતા—બેઈમાની સેવાના નામે ચાલતી હોય છે. સરકારી નોકરોમાં પણ નીચલા થરથી ઉપલા થર સુધી અનીતિ, લાંચરુશવત અને બક્ષિસ લેવાનો રિવાજ થઇ પડ્યો છે. કોઈને વચન આપવાની પડી જ નથી. જે પક્ષની બોલબોલા હોય છે, તે વિરોધ પક્ષને દબાવવાનો, દૂર કરવાનો કે ખોટા આક્ષેપો મૂકવાનો પ્રયત્ન કરે છે.

કલા અને સંસ્કૃતિના ક્ષેત્રમાં પણ બેઈમાનીનો પાર નથી. એકબીજાની નકલ કરવી, પારકાના લખાણને પોતાના નામે ચડાવી દેવું, પારકાના પેટંટ ચિત્રને પોતાના નામે ચડાવવું—આ બધું આજે કલાના નામે ચાલી રહ્યું છે.

શિક્ષણનું ક્ષેત્ર પણ બેઈમાનીથી અળગું નથી રહી શક્યું. આ ક્ષેત્રમાં પણ શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં બેઇમાનીની ખેંચતાણ ચાલે છે. જે વિદ્યાર્થી ટ્યૂશન રાખે છે, તેને પરીક્ષામાં પાસ કરવામાં આવે છે. ટ્યૂશન ન રાખે, તે અભ્યાસમાં પાછળ પડી જાય છે; કારણ કે નિશાળમાં તો

શિક્ષકોને ભણાવવાની જ પડી નથી. શિક્ષકો જેમ તેમ કરીને કલાક (પિરીયડ) પૂરો કરે છે. કોઈક વિદ્યાર્થીને થોડુંક યાદ રહી જાય તો ઠીક, નહીંતર કરો લીલાલહેર. વિદ્યાર્થીઓ પણ આવા અપ્રામાણિક શિક્ષકોને એટલા માટે લાંચ આપે છે કે તે તેમને પાસ કરી દે. આ રીતે શિક્ષકો વિદ્યાર્થીઓ પાસેથી દક્ષિણા લઈને તેમને પાસ કરે છે. કેટલાક વિદ્યાર્થીઓ પરીક્ષામાં ચોરી કરતા હોય છે. આ વિદ્યાર્થીઓ ચોરી કરવાની પણ નવીનવી તરકીબો શોધી કાઢે છે. કોઈ હાથ પર લખીને લઈ જાય છે, કોઈ ખીસામાં, કોઈ જોડામાં અને કોઈ ખાવાની વસ્તુમાં કાપલી લખીને મૂકી રાખે છે. આ રીતે વિદ્યાદેવીના પવિત્ર મંદિરમાં પણ બેઈમાનીની પૂજા જોરશોરથી ચાલી રહી છે.

આધ્યાત્મિક ક્ષેત્ર પણ બેઈમાનીથી અળગું નથી રહી શક્યું. આ ક્ષેત્રમાં પણ યોગના નામે, બ્રહ્મવિદ્યાના નામે અને ઈશ્વરસ્મરણના નામે કેટલીય પ્રપંચબાજી ચાલતી હોય છે. ભક્તિના નામનો તો વેપાર જ ચાલે છે. ધંધામાં અનીતિનું ધન રળીને ઈશ્વરને પણ ઠગવાનો અને ભગવદ્ભક્તિનો દેખાવ કરવાનો રિવાજ થઈ પડયો છે. પાપ કર્યા પછી તેના ફળમાથી બચવા માટે અને પાપમાંથી મુક્ત થવા માટે ઢોંગી લોકો 'રામનામ'નો આશરો લે છે. પરંતુ આવા લોકો પોતે જ છેતરાઈ જાય છે. આ લોકો પોતાના આત્માને પણ છેતરે છે. ઇશ્વર એટલો બધો અન્યાયી નહીં જ હોય કે તે આવા પાપીઓને કેવળ નામસ્મરણ કરવાથી

કે વખાણ કરવાથી જ પાપમુક્ત કરી દે. પાપકર્મ કર્યા પછી કોઈ પણ વ્યક્તિ તેનું ફળ ભોગવ્યા વિના છુટકારો કેવી રીતે મેળવી શકે?

આ જ રીતે વચનની પ્રામાણિકતા—આ બધા પ્રામાણિક ઈમાનદારીના પ્રકારો છે. આ બધા પ્રકારોમાં પણ ભારતના લોકો ખૂબ જ પછાત છે. કોઈને વચન આપ્યા પછી તેનુ પાલન ન કરવુ, આપેલા સમય પ્રમાણે મુલાકાત ન લેવી કે કામ ન કરવું અને લીધેલી પ્રતિજ્ઞાને વળગી ન રહેવું આ બધા પણ બેઈમાનીના જ પ્રકારો છે.

ખરેખર, આજે ભારત નીતિના ક્ષેત્રમાં ખૂબ જ પાછળ પડી ગયેલું છે. ભારતમાં દુકાનદારીની ભાવના છે, મકાનદારીની ભાવના નથી. જો કોઈ પણ કાર્યની 'પાછળ જીવનના કોઇ પણ ક્ષેત્રમાં દુકાનદારી(સ્વાર્થ)ની ભાવના ન હોય અને મકાનદારી(સેવા અને સહકાર)ની ભાવના હોય, તો ત્યાં ઈમાનદારી હોઈ શકે છે. ઘરમાં માતા ગમે તે કામ કરે છે. આ કામ કરતી વખતે તેનામા દુકાનદારી-(સ્વાર્થ કે બદલા) ની ભાવના નથી હોતી. તે એમ નહીં ઇચ્છે કે તેણે આ કામ કર્યું તેનું મહેનતાણું મળવું જોઈએ. કામ કર્યા પછી તે કામનો હિસાબ રજૂ કરતી નથી. માતા સેવા અને સદ્ભાવનાથી જ ઘરનું કામ કરતી હોય છે. મકાનદારીનો આ જ સિદ્ધાંત છે. જ્યારે દુકાનદારીને બદલે મકાનદારીનો સિદ્ધાંત ભારતના લોકોના

જીવનમાં સાકાર બનશે, ત્યારે જ ઈમાનદારીની જ્યોત પ્રગટશે.

જૂના જમાનાનો આ પ્રસંગ છે. હજરત અલી સાહેબ રાજકારભારનું કામ કરતા હતા. મીણબત્તી સળગતી હતી. એ જ વખતે બે સરદારો તેમને મળવા આવ્યા તેમણે આ સરદારોને બેસવાનો ઈશારો કર્યો અને હિસાબ ગણવામાં પરોવાયા. હિસાબ પૂરો ગણાયા પછી તેમણે પેલી મીણબત્તી ઓલવી નાખી અને ખીસામાંથી બીજી મીણ બત્તી કાઢીને સળગાવી. પેલા સરદારો આશ્ચર્યમાં પડી ગયા. તેમણે પૂછ્યું: 'આપે એક મીણબત્તી ઓલવી નાખીને બીજી કેમ સળગાવી!' હજરત અલીએ કહ્યું: 'પહેલાં હું સરકારી કામ કરતો હતો, એટલે સરકારી મીણબત્તી સળગાવી હતી. હવે મારે મારું અંગત કામ કરવાનું છે એટલે મેં ખાનગી મીણબત્તી સળગાવી. ઈમાનદારી ખાતર મારે આ પ્રમાણે કરવું જ જોઈએ. આમાં ખોટું શું છે?'

કહેવાનું તાત્પર્ય એ છે કે હજરત અલીને સરકારી કામમાં પણ મકાનદારીનાં દર્શન થયાં. આ કારણને લીધે જ તે ઈમાનદાર બની શક્યા. મકાનદારીનો અર્થ એ થાય છે કે ગમે તે કામ હોય, તોપણ તેની પાછળ આત્મીયતાની ભાવના, નિષ્ઠા, ધૂન, વફાદારી કે ઘરનું માનીને કરવાની વૃત્તિ હોવી. કાર્ય પોતે નાનું કે મોટું નથી હોતું. જો આ પ્રકારની વૃત્તિ કેળવાય, તો ભારતની બેઈમાનીનું

માં કાળું થાય. પરતુ આજસુધી તો બધે દુકાનદારીની ભાવના જ દેખાય છે. આપણે કોઈ પણ કાર્ય નિઃસ્વાર્થભાવે કરતાં ખંચકાઈએ છીએ. આ બેઈમાનીની જડ ખેંચી કાઢવાની છે.

માણુસે જો પોતાના જીવનને શ્રેષ્ઠ બનાવવું હોય, તો તેણે પોતાના જીવનણાં ઈમાનદારીની જ્યોતને સતત પ્રજ્જ્વલિત રાખવી પડશે. તેમ નહીં થાય, તો માણુસ પોતાનું જીવન પણ ગુમાવશે અને તેના સંપર્કમાં આવનાર લોકોને પણ પતનના પંથે દોરી જશે. આવો માણુસ પોતાના સમાજ, દેશ અને ધર્મને પણ બદનામ કરાવશે.

ભારતના લોકોએ આંખો ઉઘાડવાનો સમય પાકી ગયો છે. પરદેશના લોકો પાસેથી આપણે બોધપાઠ લેવાનો છે. આધ્યાત્મિકતાની લાંબીચોડી વાતો કરવાનો કંઈ અર્થ નથી. પ્રત્યેક કાર્યને ઈમાનદારીપૂર્વક પૂરું કરીને આધ્યાત્મિકતાને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરવો જોઈએ.

આપની પાસેથી હું એટલી આશા રાખું છું કે આપ ઈમાનદારીના પ્રત્યેક અંગને જીવનમાં ઉતારશો, જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પ્રામાણિકતા અપનાવશો અને પ્રત્યેક કાર્યમાં પ્રામાણિકતાનો ખ્યાલ રાખશો. તેમ થશે, ત્યારે જ ઈમાનદારીની જ્યોત સફળતાથી સળગી શકશે અને આપણું માનવજીવન સફળ અને સુખી થશે.

*

[૯]

## જૈન સંસ્કૃતિનું પુણ્યપર્વ

જૈન સંસ્કૃતિમાં પર્વાધિરાજ પર્યુષણનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે. આ પર્વ આપણાં ઊર્ધ્વમુખી વિરાટ ચિંતનનું સર્વોત્તમ પ્રતીક છે. આમાં આપણી સંસ્કૃતિ, સંસ્કારો અને સર્વોચ્ચ આધ્યાત્મિક જીવનનું રહસ્ય સમાયેલું છે.

આપણે જ્યારે પ્રાકૃત ભાષાના વાઙ્મયનો અભ્યાસ કરીએ છીએ, ત્યારે તેમાં પર્યુષણ શબ્દ માટે 'પજ્જુસણા' અને 'પજ્જોસવણા' એવા બે શબ્દો નજરે પડે છે. આ શબ્દોનું સંસ્કૃત રૂપ 'પર્યુષણા, પર્યુષણ અને પર્યુપશમ' એવું થાય છે. પર્યુષણ શબ્દનો અર્થ થાય છે: આત્માને સંપૂર્ણ રીતે આત્મભાવમાં સમાવી લેવો, આત્માભિમુખ થવું, આત્માનુભવમાં તલ્લીન થવું. આત્માના શુદ્ધ સ્વરૂપનું ચિંતન–મનન કરવું અને આત્મનિરીક્ષણ કરવું. સંસારના વિકારોથી અળગા રહીને આત્મોન્નતિ કરવી. પર્યુપશમતાનો અર્થ છે–શાંત રહેવું. જે વિકારોને લીધે આત્મા સંતપ્ત,

ક્ષુબ્ધ અને ચંચળ બન્યો છે અને આત્મરમણનો અપૂર્વ અલૌકિક આનંદ અનુભવી શકતો નથી, તે વિકારોને શાંત કરવા.

પર્યુષણ આત્મચિંતનનું પર્વ છે. પર્યુષણ આત્મ-મજ્જન, મનોમંથન અને અંતઃકરણના સંશોધનનું પર્વ છે. આ મંગળ ક્ષણોમાં સાધક ચિંતન કરે છે કે—'હું કોણ છું અને મારું શું સ્વરૂપ છે?'

આજનો સાધક જેટલો વિચાર બીજા લોકો માટે કરે છે, તેના સોમા ભાગનો પણ વિચાર પોતાના માટે કરતો નથી. 'હું કોણ છું?'—આ પ્રશ્નનો તે વિચાર જ કરતો નથી.

આપણને કોઇ પૂછે કે, 'તમે કોણ છો?' તો તેના જવાબમાં આપણે તરત જ કહીશું કે, 'મારું નામ આ છે.' પરંતુ આ નામ તો આપણા શરીરનું છે અને આ શરીર નાશવંત છે. શું ખરેખર આપણે શરીર જ છીએ? કે શરીરથી જુદા છીએ?

આંખો બધી વસ્તુઓને જુએ છે. પરંતુ આપણે એમ કહીએ છીએ કે, 'હું જોઉં છું.' નાક સુગંધ લે છે. પરંતુ આપણે એમ કહીએ છીએ કે 'હું સુગંધ લઉં છું.' ચાલવાનું કામ પગ કરે છે. પરંતુ આપણે કહીએ છીએ કે 'હું ચાલું છું.' આ બધા પરથી એક વસ્તુ આપમેળે જ પુરવાર થાય છે કે જોવાનું કામ કરનારી આંખો, સૂંઘ-

-વાનું કામ કરનાર નાક અને ચાલવાનું કામ કરનાર પગ-આ બધાથી અલગ એવું કોઈક 'હું' છે. માણસના શરીરમાંથી જ્યારે આ 'હું' નીકળી જાય છે, ત્યારે આ આંખો, આ નાક અને આ પગ અથવા એમ જ કહેવું જોઈએ કે આ સાડાત્રણ હાથનું શરીર જ્યાંનું ત્યાં જ પડી રહે છે. મૃતાવસ્થામાં પડેલું શરીર નથી જોઈ શકતું, નથી સૂંઘી શકતું અને નથી ચાલી શકતું. પછી આપ જ કહો: 'આ હું એ કઈ બલા છે? આપે આ 'હું' વિષે કોઈ દિવસ વિચાર પણ કર્યો છે ખરો?'

ડૉકટરો કહે છે કે, આંખની નજર બે પ્રકારની હોય છે—એક દૂરની અને બીજી નજદીકની. દૂરની નજરવાળો દૂરની વસ્તુઓ સારી રીતે જુએ છે, પરંતુ પાસે પડેલી વસ્તુને સારી રીતે જોઈ શકતો નથી. તેને પાસે પડેલી વસ્તુ ઝાંખી અને અસ્પષ્ટ દેખાય છે. આપણે તેને વાંચવા માટે પુસ્તક આપીશું, તો તે વાંચી નહીં શકે. તે કહેશે: 'અક્ષરો સાફ દેખાતા નથી.' જેની નજર નજદીકની હશે, તે નજીદીકના પદાર્થોને સારી રીતે જોઈ શકશે. નાના અક્ષરો પણ સારી રીતે વાંચી શકશે. પરંતુ તે દૂરની વસ્તુઓને સારી રીતે નહીં જોઈ શકે.

આજે આપણી દૂરની માનસિક નજર સારી છે. દૂરની વસ્તુઓ વિશે આપણે સારી રીતે જાણીએ છીએ અને તેનો તલસ્પર્શી અભ્યાસ પણ કરીએ છીએ. પરંતુ આપણા પોતાના વિશેનું આપણું જ્ઞાન કેટલું છે?—આ એક ગંભીર પ્રશ્ન છે.

આજનો સામાન્ય વિદ્યાર્થી અકબર, સિકંદર, હિટલર અને નેપોલિયનની જન્મતિથિ અને મૃત્યુતિથિ યાદ રાખે છે; પરંતુ આશ્ચર્ય જેવું તો એ છે કે તે પોતાના બાપ કે દાદાની મૃત્યુતિથિ યાદ રાખતો નથી.

ભારતના ઋષિઓએ, શ્રમણોએ અને નિર્ગ્રંથોએ એકી અવાજે કહ્યું છે કે સૌથી પહેલાં આત્માને ઓળખો 'आत्मानं विद्धि।' જેણે એક આત્મતત્ત્વને ઓળખી લીધું છે, તેણે બધું જ ઓળખી લીધું છે.' 'જે એવં જાણઈ તે સવ્વં જાણઈ.' મહાત્મા ઈસુએ પણ કહ્યું છે: 'Know thyself.' (પહેલાં તું તારી જાતને ઓળખ–તું કોણ છે?)

કુરુક્ષેત્રના મેદાનમાં વીર અર્જુનને ઉપદેશ આપતાં શ્રીકૃષ્ણે કહ્યું: 'જે પોતાની જાતને નથી ઓળખતો, તે પોતાની સાથે જ શત્રુ જેવો વ્યવહાર રાખે છે.'

'अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रवत्।'

જૈન સંસ્કૃતિનું આ પુણ્યપર્વ સંદેશો આપે છે: 'તમે તમારી જાતને ઓળખો.' ખરેખરી રીતે તો આત્મદર્શન એજ વિશ્વદર્શન છે. એક જૈનાચાર્યે કહ્યું છે: 'પહેલાં તમે તમારું કલ્યાણ કરો અને બની શકે તો બીજાનું પણ કલ્યાણ કરો; પરંતુ જ્યારે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય કે પોતાનું કલ્યાણ કરવું કે બીજાનું કલ્યાણ કરવું, ત્યારે આત્મકલ્યાણ જ કરવું જોઈએ.

(આદહિદં કાદવ્વં, જદિ સક્કઇ પરહિદં ચ કાદવ્વં, આદહિદ પરહિદા, આદહિદં સુટ્ઠુ કાદવ્વં.')

હિંદીમાં એક જાણીતી કહેવત છે કે ઘરમાં દીવો સળગાવ્યા પછી જ મસ્જિદમાં દીવો સળગાવાય છે. અંગ્રેજી ભાષામાં પણ કહેવત છે: 'Charity begins at home.'

ઉદારતા કે પુણ્યની શરૂઆત આપણા ઘરથી જ થાય છે. વૈદિક ઋષિઓએ કહ્યું છે: 'विद्धि विद्धि स्वतत्त्वम् ।' તમારી જાતને સારી રીતે ઓળખી લો-'હું કોણ છું ?'

સાધક પોતાની જાતને ઓળખે છે, એટલે સમ્યગ્-દર્શનનો અલૌકીક પ્રકાશ પ્રાપ્ત થાય છે. અને સમ્યગ્દર્શન પ્રાપ્ત થતાં જ કષાયો ક્ષીણ થવા માંડે છે અને વીતરાગ ભાવની પ્રાપ્તિ થાય છે. સાધનાનાં આખરી ધ્યેય પણ આ જ હોય છે એટલા માટે સૌથી પહેલાં પોતાની જાતને ઓળખવાનું જરૂરી છે. આજના પૂણ્યપર્વની પુનિત પ્રેરણા પણ આ જ છે.

*

[ ૧૦ ]

## ક્ષમાપર્વ

ભારતીય સંસ્કૃતિમાં સાંસ્કૃતિક પર્વોનું વિશેષ મહત્ત્વ છે. સામાન્ય રીતે અમુક ખાસ પ્રસંગોની પુણ્યસ્મૃતિમાં આ પર્વો ઉજવાય છે તેમાં જીવનના મહાન અને ઉજ્જ્વળ આદર્શોની પ્રેરણા આપવાનો ઉદ્દેશ હોય છે.

જૈન ધર્મમાં બધાં જ પર્વો મહત્ત્વનાં છે, પરંતુ 'પર્વાધિરાજ'નું મહત્ત્વપૂર્ણ બિરુદ તો પર્યુષણને જ આપવામાં આવ્યું છે. આ પર્વની પ્રતીક્ષા આવનારી જાનની જેમ કરવામાં આવે છે અને તેનું આગમન થતાં જ લોકોના મનમાં નવું ચેતન નવી જાગ્રતિ અને ભવ્ય ભાવનાનો ચમકારો થાય છે. જે લોકોની જીભે કોઈ દિવસ ધર્મનું નામ પણ ચડતું નથી, તે પણ આ પવિત્ર પુણ્ય પળોમાં પર્યુત્સુક બનીને ધર્મસાધના કરતા નજરે પડે છે. એક સપ્તાહની ભાવપૂર્ણ સાધના પછી પર્વનો જે છેલ્લો

દિવસ આવે છે, તેને સંવત્સરી કહેવામાં આવે છે. સંવત્સરી પર્વને બીજા શબ્દોમાં ક્ષમાપર્વ કહેવામાં આવે છે.

પૃથ્વીને પણ ક્ષમા કહેવામાં આવે છે. ધરતી પર છોતરાં, લાકડાં અને છાણ જેવી વસ્તુઓ પડે છે. આ વસ્તુઓને ધરતી ધીરે ધીરે પોતાના સ્વરૂપમાં ફેરવી નાખે છે. આ બધા વસ્તુઓનું મૂળ સ્વરૂપ અદૃશ્ય થઈ જાય છે. બરાબર તેવી જ રીતે વિકૃત સંયોગોને ભૂલી જઈને, પારકાએ પહોંચાડેલાં કષ્ટોને મનમાંથી કાઢી નાખીને તેનું સહેજ પણ અહિત ન ઇચ્છવું તેનું નામ છે ક્ષમા.

ક્ષમા કાયરોનું નહીં, પરંતુ વીરોનું ભૂષણ છે. જે કાયર હોય છે, તે ક્ષમાશીલ નથી હોતો. અહીં વીરનો અર્થ મજબૂત શરીરવાળા કે વાણીશૂરો એમ નથી થતો, પરંતુ દૃઢ મનોબળવાળો આત્મવીર એમ થાય છે. જે ક્રોધનો પ્રસંગ હોવા છતાંય ક્રોધાયમાન નથી થતો, ગાળોનો જવાબ પણ મીઠા હાસ્યથી આપે છે, તોફાનમાં પણ જે દૃઢતાથી ઊભો રહે છે, તે જ સાચો વીર છે 'એટલા' માટે જ આર્ય ઋષિઓએ કહ્યું છે: 'ખમા પહુસ્સ.' શક્તિશાળી માણસની ક્ષમા એ જ સાચી ક્ષમા છે.

આધુનિક કવિ 'દિનકર'ના શબ્દોમાં—

'ક્ષમા સોહતી ઉસ ભુજંગકો,
જિસકે પાસ ગરલ હો;
ઉસકો ક્યા જો દંતહીન,
વિષરહિત વિનીત સરલ હો ?'

સ્ટર્ન નામના એક અંગ્રેજ લેખકે પણ લખ્યું છે :

'A coward never forgives The brave only know how to forgive.'

'કાયર કોઇ દિવસ ક્ષમા આપી શકતો નથી. સબળ જ ક્ષમા આપી શકે છે.'

જે માણસ નિર્બળ હોય છે, તે જ પારકાનો આશ્રય શોધે છે. જેની પાસે આત્મબળ અને મનોબળનો અભાવ હોય છે, તે જ શસ્ત્રબળનો આશ્રય લે છે. જેનું આત્મબળ –મનોબળ દૃઢ હોય છે, તે બીજા શાસ્રનો આશ્રય નથી લેતો. તેને શારીરિક શક્તિ કે શસ્રશક્તિની આવશ્યકતા જ રહેતી નથી.

ક્ષમા માણસને સહનશીલ અને શાંત બનાવે છે. ક્ષમા પોતાની અનંત શક્તિને ઓળખવાનો સંદેશ આપે છે. ક્ષમા કહે છે : 'અપકાર પર અપકાર કરવો, ગુનેગારને શિક્ષા કરીને નિર્બળ બનાવવો, એ કાર્ય તો દુર્જનોનું છે. અપકાર કરનાર પર ઉપકાર કરવો, ગુનેગારને પ્રેમથી વશ કરવો અને ક્ષમાથી આતતાયીઓના હૃદયનું પરિવર્તન કરવું, એ કાર્ય ઉત્તમ પુરુષોનું છે.'

એચ. ડબલ્યૂ. શૉ નામે એક પાશ્ચાત્ય વિદ્વાને લખ્યું છે : 'There is no revenge so complete as forgiveness.' ગુનેગાર પર પૂરેપૂરું વેર વાળવું હોય, તો તેનો સારામાં સારો ઉપાય ક્ષમા જ છે. ગમે તેવા

કાર્યને પણ સિદ્ધ કરવાનો વશીકરણ મંત્ર ક્ષમા જ છે. ક્ષમાનું શસ્ત્ર ગુનેગારના હૃદયને સ્પર્શ્યા વિના રહેતું નથી. ભયંકરમાં ભયંકર માણુસ પણ ક્ષમાના શસ્ત્રથી પરાજય પામે છે. જેના હાથમાં ક્ષમારૂપી અજેય અસ્ત્ર હોય છે, તેને દુર્જન માણુસ સહેજ પણ નુકસાન પહોંચાડી શકતો નથી.

સ્પેને એક જગ્યાએ કહ્યું છે:

'To return evil for good is devilish, to return good for good is human; but to return good for evil is God-like.'

'અપકારનો બદલો અપકારથી લેવો તે આસુરી વૃત્તિ છે, ઉપકારનો બદલો ઉપકારથી વાળવો તે માનુષી વૃત્તિ છે અને અપકારનો બદલો ઉપકારથી વાળવો તે દૈવી વૃત્તિ છે.'

દૈવી ગુણો વિશે પોપે પણ કહ્યું છે: 'To err is human, to forgive is divine.'

'માણુસ ભૂલ કરે તે સ્વાભાવિક છે, પરંતુ તેને ક્ષમા આપવી તે દૈવી ગુણ છે.' કોઈની સાથે ઝઘડો થયો હોય કે વેર બંધાયું હોય તેને હૃદયમાં સંઘરી રાખવું તે પાશવી વૃત્તિ છે, દૈવી વૃત્તિ નથી.

ગુનેગારના ગુનાને હૃદયમાંથી કાઢી નાખીને તેની સાથે પ્રેમથી વર્તવું, તે જ દૈવી વૃત્તિ છે. તેની ગાળોને પણ આશીર્વાદ જેવી માનવી જોઈએ.

મહાત્મા ઈસુ ખ્રિસ્તને જ્યારે શૂળીએ લટકાવવા લઈ જવામાં આવતા હતા, ત્યારે તેમણે કહ્યું હતું: "O father ! forgive them. They know not what they do.' (ઓ પરમ પિતા ! આ લોકોને માફ કરજે. આ લોકો શું કરે છે, તેની તેમને ખબર નથી.)

શ્રમણ સંસ્કૃતિના અગ્રદૂત ભગવાન મહાવીર ક્ષમાના પરમ ઉપાસક હતા. હજરત મહમ્મદ પણ ક્ષમાના કટ્ટર હિમાયતી હતા. મીરાં, સંત તુકારામ, આચાર્ય અમરસિંહજી, મહાત્મા ગાંધી અને વિનોબાના જીવનમાંથી પણ ક્ષમાનો બોધપાઠ મળે છે. ક્ષમા આપણું જીવન છે, ધર્મ છે, પ્રાણ છે અને આત્મા છે. તેના પુણ્યપ્રવાહમાં સ્નાન કરનાર માણસ એક વખત તો બોલી જ ઊઠશે :

'ખામેમિ સવ્વે જીવે, સવ્વે જીવા ખમતુ મે,
મિત્તી મે સવ્વ ભૂએસુ, વેરં મજ્ઝું ન કેણઈ.'

'હું બધા જીવોની ક્ષમાયાચના કરું છું બધા જીવો મને ક્ષમા કરે. સૌ જીવો સાથે મારી મૈત્રી છે મારે કોઈની સાથે વેર નથી.'

શ્રમણ ભગવાન મહાવીરે શ્રમણોને 'બૃહદ્કલ્પસૂત્ર'ના ચોથા અધ્યાયમાં સ્પષ્ટ આજ્ઞા આપી છે: 'ભિક્ખૂય અહિગરણં કટ્ટુ તં અહિગરણં અવિઓસવેતા, નો સે કપ્પઈ ગાહાવઈ કુલં ભત્તાએ વા પાણાયે વા નિક્ખમિત્તએ વા પવિસિત્તએ વા, બાહિયા વિચાર ભૂમિં વા વિહાર ભૂમિં વા નિક્ખમિત્તએ વા પવિસિત્તએ વા.'

'હે સાધક ! જો કોઈ શ્રમણ સાથે કોઈ કારણસર તારે કજિયો થઈ જાય, તો તારે તેની ક્ષમાયાચના કરી લેવી. ક્ષમાયાચના ન થાય ત્યાં સુધી તારે ખોરાકપાણી ન લેવાં જોઈએ, શૌચાદિક ક્રિયાઓ પણ ન પતાવવી જોઈએ અને સ્વાધ્યાય (અભ્યાસ) પણ ન કરવો જોઈએ.'

ઘરમાં આગ લાગે છે, ત્યારે તેનો માલિક પહેલાં આગ ઓલવી નાખે છે અને પછી જમવા બેસે છે. ઘરમાં આગ લાગી હોય, ત્યારે જો તે જમવા બેસી જાય, તો લોકો તેને 'મૂર્ખ' કહીને બોલાવે. જેના અંતર્મનમાં ક્રોધની પ્રચંડ જ્વાળા સળગતી હોય, જેની આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઈ હોય અને જેનું લોહી ગરમ પાણીની જેમ ઊકળી રહ્યું હોય, તેના માટે આવા સમયે ભોજન કે અભ્યાસ કરવાનું યોગ્ય છે?

બાઈબલના 'જૂના કરાર'માં મહાત્મા ઈસુ કહે છે : 'તમે પ્રાર્થના કરવા માટે દેવમંદિરમાં જાઓ છો. ત્યાં પહોંચ્યા પછી તમને યાદ આવે કે અમુક પડોશી સાથે મારે મતભેદ થયો છે, તો મંદિરના બારણેથી જ તમે પાછા ફરી જજો. પહેલાં જઈને પેલા પડોશી સાથે મનમેળ કરી આવજો. ત્યારબાદ જ દેવને ભેટ ધરજો.'

એક બીજા અંગ્રેજ લેખકે પણ લખ્યું છે :

'Never does the human soul appear so strong as when it foregoes revenge and dares to forgive an injury.'

માણસ જ્યારે સામા માણસ સાથેનું વેર લેવાની વૃત્તિ કાઢી નાખે છે અને તેણે કરેલા અપરાધોને માફ કરવાની હિંમત કરે છે, તે વખતે તેનો આત્મા પ્રબળ શક્તિ ધરાવતો થઈ જાય છે. આટલી પ્રબળ શક્તિનો ભૂતકાળમાં તેને ક્યારેય અનુભવ થયેલો હોતો નથી.

ભગવાન મહાવીરે કહ્યું : 'જેની સાથે તારે વેર બંધાયું હોય, તેને તારે ક્ષમા આપવી જોઈએ; પછી ભલે તે તને સન્માન આપતો હોય કે ન આપતો હોય, તને તેણે ક્ષમા આપી હોય કે ન આપી હોય. તું તેનાં કૃત્યો તરફ નજર કરીશ નહીં. તારે તરત જ તેની ક્ષમા માગી લેવી જોઈએ'

ક્ષમાના મહત્ત્વનો સ્વીકાર કરતાં આધ્યાત્મિક પ્રકરણમાં લખ્યું છે : 'એક માણસ છાસઠ કરોડ ભાવોપવાસ કરે છે અને બીજો માણસ એક કડવું વેણ શાંતિથી સહી લે છે. બીજા માણસને જે ફળ મળે છે, તે છાસઠ કરોડ ભાવોપવાસના ફળ કરતાં ઘણું વધારે હોય છે.'

ક્ષમાપર્વનો મહત્ત્વનો સંદેશ છે :

'જેની સાથે આપણે અણબનાવ થયો હોય કે કજિયો થયો હોય, તેની ક્ષમા માગવી. હૃદય પર જામેલા કાળાશના પોપડાને ઉખેડીને હૃદયને સ્વચ્છ દર્પણ જેવું બનાવવુ. ભૂતકાળનું કોઈ પણ કડવું સ્મરણ અંતઃકરણના એકાદ ખૂણામાં ન રહી જવું જોઈએ. હૃદય નિર્દંશ અને નિર્મળ બનવું જોઈએ. સંવત્સરી પછી જાણે નવા નામે જીવનનો પ્રારંભ કરવાનો છે.

[ ૧૧ ]

## જીવન-ઘડતરનો પાયો

ભારતવર્ષની સંસ્કૃતિ અને સંસ્કારની ગણના જગતની સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિ અને સંસ્કાર તરીકે થાય છે. આ સંસ્કૃતિ હજારો વર્ષથી જીવનઘડતર વિશે પ્રકાશકિરણો ફેંકી રહી છે, જીવન વિશે મહત્ત્વપૂર્ણ પૃથક્કરણ કરી રહી છે. ભારતીય સંસ્કૃતિએ જીવનમહેલના ચણતર અને ટકાઉપણા માટે એક વિશિષ્ટ ગુણને પ્રાધાન્ય આપ્યું છે. આ વિશિષ્ટ ગુણને જીવનઘડતરનો પાયો કહેવામાં આવે છે. આ ગુણ છે વિનય! આપણા જીવનનો આખો મહેલ આ વિનયરૂપી પાયા પર ટકેલો છે. ઊંચા આચાર, ઊંચા વિચાર અને સાત્ત્વિક તપશ્ચર્યા જેવા જે ગુણો છે, તે ખૂબ જ સુંદર છે, જીવનમહેલના સોનેરી કળશ જેવા છે. આ સોનેરી કળશ હંમેશાં ઝગારા મારે છે અને જગતને પોતાના તરફ આકર્ષે છે. જો આપણા જીવનમહેલના પાયામાં વિનયની ઈંટ મૂકવામાં આવી હશે, તો જ આ કળશ ઝગમગશે.

એક ઝાડ લીલુંછમ છે. ફળ અને ફૂલોથી લચી પડેલું છે. પક્ષીઓના કલરવથી ગુંજી ઊઠે છે. લોકો તેના છાંયડે બેસે છે. પરંતુ આ ઝાડની આબાદી ક્યાં સુધી ટકી રહેશે? જ્યાં સુધી તેનાં મૂળ મજબૂત હશે ત્યાં સુધી. જો આ ઝાડનાં મૂળ સડી ગયેલાં અને નબળાં હોય, તો તે કેટલા દિવસ સુધી લીલુંછમ રહી શકે? પક્ષીઓ તેના પર ક્યાં સુધી કલરવ કરશે? મુસાફરો તેની છાયામાં ક્યાં સુધી વિશ્રાંતિ લેશે? આંધીનો એક ધક્કો લાગતાં જ આવું નબળું ઝાડ જમીનદોસ્ત થઈ જશે, વંટોળિયા સામે સહેજ પણ ટક્કર નહીં ઝીલી શકે. વીજળીનો ચમકારો જોતાં જ તે ઊખડી પડશે. ધર્મ અને સંસ્કૃતિરૂપી વિશાળ વૃક્ષને પણ વિનયરૂપી મૂળ ન હોય તો આ જ દશા થાય છે.

'જ્ઞાતાસૂત્ર'માં એક મહત્ત્વપૂર્ણ પ્રશ્નોત્તરી છે. જીવનની કસોટી કરનાર શ્રેષ્ઠી સુદર્શન મુનિ થાવચ્ચાપુત્રને પૂછે છે: 'જૈન ધર્મનું, જૈન સંસ્કૃતિનું અને જૈન દર્શનનું મૂળ શું છે?—કિં મૂલએ ધમ્મે?' પેલા મહાન મુનિએ ક્ષમા, દયા, સરળતા ઇત્યાદિને ધર્મનું મૂળ ન જણાવતાં સ્પષ્ટ શબ્દોમાં 'વિજય'ને જ ધર્મનું મૂળ કહ્યું—સુદંસણા! વિણયમૂલે ધમ્મે'

જૈન ધર્મના મહાન કલાકાર ભગવાન મહાવીરે છેલ્લા પ્રવચનમાં કહ્યું હતું કે, 'મૂલં ધમ્મસ્સ વિણઓ.' બૌદ્ધધર્મમાં તો મહાત્મા બુદ્ધે વિનય પર એક આખું

પિટક જ રચ્યું છે. હજરત મહંમદ સાહેબે 'હદીસ'માં વિનયનું મહત્ત્વ વર્ણવતાં લખ્યું છે: 'મન યા હર મુર્રિફ્કો યા હર મુલ ખૈરે કુલ્લિ હી.' જે વિનયી બન્યો છે, તે જ સદ્‌ગૃહસ્થ બન્યો છે.

એક પાશ્ચાત્ય વિદ્વાને આ જ વસ્તુ બીજી રીતે લખી છે: 'Sense shines with double lustre, when it is set in humility.' હીરો એકલો હોય છે, ત્યારે તે વધારે શોભી ઊઠતો નથી; પરંતુ તેને જ્યારે સોનામાં મઢવામાં આવે છે, ત્યારે તે ઓર ચમકી ઊઠે છે. એ જ પ્રમાણે જ્યારે બુદ્ધિ સાથે વિનયનો મેળ જામે છે, ત્યારે તે બમણો પ્રકાશ આપે છે. બીજા એક વિદ્વાને પણ કહ્યું છે: 'Humility is mother, nurse, root and foundation:' નમ્રતા બધા જ સદ્‌ગુણોની માતા, પોષક, મૂળ અને પાયો છે.

મહાત્મા આગસ્ટાઈનને પણ એક વખત કોઈ જિજ્ઞાસુએ પ્રશ્ન કર્યો: 'ધર્મનું સૌપ્રથમ લક્ષણ શું છે?' પેલા મહાન તત્ત્વવેત્તાએ જવાબ આપ્યો: 'ધર્મનું પહેલું, બીજું કે છેલ્લું લક્ષણ વિનયમાં જ સમાયેલું છે.'

વિનય એવું લોહચુંબક છે જે બીજા સદ્‌ગુણોને પોતાના તરફ ખેંચે છે. આપ જાણો છો કે સોનું પણ ધાતુ છે અને લોઢું પણ ધાતુ છે. પરંતુ હીરા, પન્ના, માણેક કે મોતીનું જડતર આપણે સોનામાં જ કેમ કરીએ છીએ? આપણે આ બધી વસ્તુઓ લોઢામાં કેમ જડતા

નથી ? કારણ સ્પષ્ટ છે કે સોનામાં નમ્રતા છે, નરમાશ છે. સોનાને જેટલું વધારે ટીપવામાં આવે છે, તેટલું જ તે વધારે નરમ બને છે. નમ્ર અને નિર્મળ હોવાને લીધે જ સોનાને કુંદન કહેવામાં આવે છે. તેવી જ રીતે નમ્ર અને નિર્મળ હોય તે પુરુષને જ પવિત્ર કહેવામાં આવે છે. નરમાશને લીધે સોનાને જ્યારે હીરા સાથે જડવામાં આવે છે, ત્યારે તેની કીમત લાખોની થાય છે. જો સોનું પણ લોઢાની જેમ કઠણ હોત અને હીરાને સ્થાન ન આપતું હોત, તો તેની કીમત લાખોની ન જ અંકાત. જીવનને વિનમ્ર બનાવવાનો અર્થ થાય છે-સોનું બનાવવાનો. જીવન જ્યારે સોનું બની જાય છે, ત્યારે તેમાં ક્ષમા, દયા, સત્ય, પ્રેમ ઇત્યાદિના ઝગમગતા હીરા જડાઈ જાય છે. તે જીવન કીમતી બની જાય છે. બહુમૂલ્ય જીવન જ્યાંજ્યાં જાય છે, ત્યાંત્યાં સુખ અને શાંતિની વાંસળી વગાડે છે.

રાતનો સમય છે. ચારે બાજુએ અંધકાર પ્રસરી ગયો છે. જે ઓરડામાં પ્રકાશ હોય છે, તેમાં ચોર આવી શકતો નથી. આ જ રીતે જે વ્યક્તિનો હૃદયરૂપી ઓરડો વિનયના મંગલમય પ્રકાશથી ઝગમગી રહ્યો હોય છે, ત્યાં દુર્ગુણરૂપી ચોર પ્રવેશી શકતો નથી.

જે સાધક અભિમાનમાં ફુલાઈ જાય છે, તે પોતાની જાતને જ ભૂલી જાય છે. કુતુબમિનાર પર ચઢીને કોઈ માણસ બીજાને વામણા માનવા લાગે, તો તે માણસ પણ બીજાની નજરે વામણો જ લાગશે. જે માણસ બીજાને

હલકા માનતો હશે, તે જ્યાં જશે ત્યાંથી ખાલી હાથે જ પાછો ફરશે; પછી તે સાધુસંત પાસે જાય કે સાક્ષાત ઈશ્વર પાસે જાય. અભિમાની માણસ ફૂટેલા ઘડા જેવો છે. ફૂટેલો ઘડો હમેશાં ખાલી જ રહે છે. તે જ્ઞાનના પ્રકાશથી પણ વંચિત રહી જાય છે. એક પાશ્ચાત્ય વિચારકે કહ્યું છે: 'તમે ખાલી થઈને જશો, તો સદ્‌ગુરુઓને પણ ખાલી કરી શકશો. તમે કૂવામાં ઘડો નાખો છો, પરંતુ જો આ ઘડો નીચે જઈને નમે નહીં, તો તેમાં એક ટીપું પણ પાણી ન ભરાય. આ જ પ્રમાણે જો તમારે કોઈ મોટા માણસ પાસે જવાનું થાય અને તમે ત્યાં જઈને નમી ન પડો, તો તમને તેની પાસેથી કંઈ જ જ્ઞાન ન મળી શકે. આટલા વિરાટ સમુદ્ર તરફ જ નજર કરો. નાનીનાની નદીઓ એમાંથી પાણી લેવા માટે તે તેમનાથી નીચો જ રહે છે. એટલા માટે જ એક કવિએ કહ્યું છે:

'ન હમ કુછ હંસકે સીખે હૈં, ન હમ કુછ રોકે સીખે હૈં;
જો કુછ થોડાસા સીખે હૈં, કિસીકે હોકે સીખે હૈં.'

જે પોતાના અભિમાનમાં જ અકડાયેલો રહે છે, તે બીજાં પાસેથી કંઈ જ શીખતો નથી. અભિમાનને લીધે સાધકની શી દશા થાય છે, તે જૈનશાસ્ત્રની એક પ્રકાશમય કથા પરથી સ્પષ્ટ થશે:

ભગવાન ઋષભદેવના બીજા પુત્ર બાહુબલિ સાધુ બન્યા તે પહેલાં જ તેમના નાના ભાઈઓએ ભગવાન ઋષભદેવ પાસેથી દીક્ષા લઈ લીધી હતી. બાહુબલિ સાધુ

થઈને જંગલમાં તપશ્ચર્યા કરવા ચાલ્યા ગયા. ભયાનક જંગલ! ચારે તરફ જનશૂન્ય નીરવતા! ત્યાં તેમણે ઊભા પગે ધ્યાન ધર્યું. એક-બે દિવસ નહીં, એક-બે મહિના નહીં; પરંતુ બાર મહિના જેટલો સમય પસાર થઈ ગયો. શરીર પર વેલા ચઢી ગયા. કાનમાં પક્ષીઓએ માળા બાંધ્યા. પરંતુ હજુ સુધી સાધના સફળ નહોતી થઈ. તેમના આંતર્મનમાં અભિમાનનો સાપ ફૂંફાડા મારતો હતો. તેમને થતું હતું: 'હું મારા નાના ભાઈઓને કેવી રીતે વંદન કરું?' અભિમાનનો આ ખટકો જ તેમની સાધનાને દૂષિત બનાવતો હતો. છેવટે ભગવાન ઋષભદેવને આ વાતની ખબર પડી. તેમણે તેમની દીક્ષિત પુત્રી બ્રાહ્મી અને સુંદરી નામની સાધ્વીને બાહુબલિ પાસે મોકલ્યાં. સાધ્વી બહેનોએ મીઠા અવાજે ગાવા માંડ્યું:

'વીરા મારા, ગજ થકી ઊતરો રે.'

બાહુબલિના કાનમાં આ અંતર્નાદ ગુંજી ઊઠ્યો. ઉદ્બોધનની એક ચિનગારી મળતાં જ બાહુબલિનો અંતરાત્મા જાગી ઊઠ્યો તેમનું અભિમાન ઓગળી-ઓસરી ગયું. તેમણે નાના ભાઈઓને વંદન કરવા માટે પગ ઉપાડવાની તૈયારી કરી. તેમના અંતરમાં કેવળજ્ઞાનનો ઝળહળતો પ્રકાશ પથરાઈ ગયો. સંધ્યાનો જાજ્વલ્યમાન સૂર્ય વાસના, અભિમાન અને મોહના અંધકારને ચીરી નાખે છે.

આ છે વિનયના ચમત્કારનું પ્રોજ્જ્વળ દૃષ્ટાંત! વિનય એક સામાન્ય સાધકને ભગવત્-પદ સુધી લઈ જાય

છે. હલકા ગોત્રની નિસરણી પરથી ઠેઠ ઊંચા ગોત્રના પગથિયા સુધી લઈ જાય છે. ગમે તેવા પર્વતને પણ પાણીનો વેગવંત પ્રવાહ ધોઈ નાખે છે. તે પોતાનો માર્ગ મોકળો કરે છે. આ જ રીતે વિનયનો પ્રબળ માનસપ્રવાહ ગમે તેવા કઠોર હૃદયને પણ માખણ જેવું નરમ બનાવે છે. વિનય સાચો પ્રકાશ છે, સાચો વિકાસ છે, અસીમ માધુર્ય છે અને સદ્‌ગુણોનો ભંડાર છે. પરંતુ આવશ્યકતા છે સાચા વિનયની. આજકાલ દુનિયામાં નકલી વસ્તુઓનું ખૂબ જ ચલણ છે. સાચા મોતીના બદલે કલ્ચર મોતી અને સાચા સોનાને બદલે રોલ્ડ ગોલ્ડ. આ જ રીતે વિનયના નામે આજે હીનભાવ, ગુલામી, ખુશામત અને વખાણ જ ચાલે છે. આ બધી વસ્તુઓમાં અને વિનયમાં તફાવત છે. જ્યાં વિનય હોય છે, ત્યાં સાચો વિવેક હોય છે, સ્વમાન હોય છે. જ્યાં હીનભાવ, ગુલામી, ખુશામત અને વખાણ હોય છે, ત્યાં મોહ, અસત્ય, ભય અને તૃષ્ણા જ વધારે હોય છે.

એટલા માટે વિનયનો અર્થ કેવળ શરીરને નમાવવું એવો જ થતો નથી શરીર તો મળમૂત્રનો ભંડાર છે. માંસનું પૂતળું છે. હાડકાંનો ઢગલો છે. આવા શરીરને માબાપ કે ગુરુના ચરણમાં ઝુકાવવાનો અર્થ થાય છે— આપણું સમગ્ર જીવન સમર્પી દેવું. મહાપુરુષોની મહાનતા છૂપી રહી શકતી નથી. તેમના સદ્‌ગુણો ઝગ્યા જ કરે છે. તેમના પ્રત્યે આપણે સદ્‌ભાવના પ્રગટ કરીએ. આપણે તેમને મહત્ત્વ આપીએ.

કોઈ સાધક જ્યારે મહાપુરુષોના ચરણે જાય છે, ત્યારે શ્રદ્ધા અને ભક્તિથી તેનું માથું ઢળી પડે છે. તે 'મત્થએણ વંદામિ' કહીને નમસ્કાર કરે છે. માથું આખા શરીરનું શ્રેષ્ઠ અંગ છે. તે વિચારોનો ખજાનો છે. માણસની જે પ્રતિષ્ઠા અને ઇજ્જત હોય છે, તે માથાને લીધે જ હોય છે. જો માથું ન હોય, તો સાડાત્રણ મણનું શરીર મુડદા જેવું છે. માથું નમાવવાનો અર્થ થાય છે: 'હું મારું માથું ભેટ ધરું છું; હું મારું સર્વસ્વ અર્પણ કરી દઉં છું; હું મારા વિચારો તમારે અધીન કરી દઉં છું; તમારા જે વિચારો હશે, તે જ મારા વિચારો હશે; તમારી જે ભાવનાઓ હશે, તે જ મારી ભાવનાઓ હશે; તમે જે શબ્દો બોલશો તે જ શબ્દો હું બોલીશ; આપણી વચ્ચે દ્વૈત જેવું નહીં રહે.' વિચાર, વર્તન અને ચિંતનમાં એકરૂપતા લાવવી એ જ માથું નમાવવાનો અર્થ છે. જો તમે તમારી ભાવનાઓ તેમને અર્પણ ન કરો, આજ્ઞાનું પાલન ન કરો, ઉપેક્ષા કે અવગણનાની નજરે જુઓ, તેમના સંદેશને પગ નીચે કચડી નાખો, તેમના આદર્શોને હવામાં તરતા રાખો કે તેની ઠેકડી ઉડાડો, તો માથું નમાવવાનો કોઈ જ અર્થ નથી. તે કેવળ યાંત્રિક ક્રિયા જ બની જાય છે. મશીનની જેમ જ તે એક પ્રકારનું શારીરિક હલન-ચલન થઈ પડે છે. તેનાથી જીવનનો વિકાસ થતો નથી. હાથ જોડીએ, પરંતુ મન ન જોડીએ તો તેનો શો અર્થ? એક કેદી પણ હાથ જોડતો હોય છે. એક ગુલામ પણ

પોતાના શેઠને હાથ જોડે છે. તેમાંથી નમ્રતા ટપકતી નથી. તેમાં હૃદયના ઊંડાણનો રણકો નથી હોતો. વંદન ભાવના દ્વારા જ થવું જોઈએ. જ્યાં વંદ્ય અને વંદકના વિચારોમાં એકરૂપતા હોય, ભાવનાઓમાં સામ્ય હોય, ત્યાં જ ભાવ-વંદન છે, ત્યાં જ આંતરિક તપ છે. બાહ્ય તપ કરતાં આંતરિક તપનું મહત્ત્વ વધારે છે. 'ભગવતીસૂત્ર'ના પચીસમા શતકમાં આ વિશે સ્પષ્ટતાથી વિવરણ કરવામાં આવ્યું છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર પ્રત્યે શ્રદ્ધા રાખવી અને આ સદ્‌ગુણો પ્રત્યે સન્માનની નજરે જોવું, એ જ સાચો વિનય છે, સાચી તપશ્ચર્યા છે.'

વૈદિક સંસ્કૃતિના મહાન આચાર્ય મનુએ કહ્યું છે:

'अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।
चत्वारि तस्य वर्धन्ते आयुर्विद्या यशोबलम् ॥'

જે માણસ સદ્‌ગુણી પુરુષોને અભિવંદે છે, વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ મહાનુભાવોની છત્રછાયામાં બેસે છે, સદ્‌ગુણી પુરુષો જે રસ્તે ચાલે છે તે રસ્તે જાય છે, તેમને સન્માન આપે છે અને નમસ્કાર કરે છે, તેમની ચાર વસ્તુઓમાં અભિવૃદ્ધિ થાય છે. જગતના ઇતિહાસમાં આ ચાર વસ્તુઓ પ્રકાશમાન રહે છે. જે લોકો વિનયના માર્ગને અનુસરે છે, તેઓ દીર્ઘાયુષી થાય છે, વિદ્યા મેળવે છે, યશ મેળવે છે અને શક્તિ મેળવે છે.

વિનમ્ર પુરુષને જગતની કોઈ પણ મહાન શક્તિ

નુકસાન પહોંચાડી શકતી નથી. ગમે તેવી આપત્તિઓની ઝડીઓ વરસે કે વિપત્તિઓના પહાડ ટૂટી પડે, પરંતુ તે વિનમ્ર પુરુષના તેજ સામે પરાભવ પામે છે, મીણની જેમ ઓગળી જાય છે.

એક શેઠિયાની છોકરી પહેલી વખત સાસરેથી પાછી આવી, ત્યારે તેની સાહેલીઓએ તેને ઘેરી લીધી અને પૂછવા લાગી. એક સાહેલીએ પૂછ્યું: 'બહેન, તારા સસરા કેવા છે તે કહે? તેમનો મિજાજ કેવો છે? તેમનો સ્વભાવ કેવો છે?' ત્યારે પેલી છોકરીએ કહ્યું: 'હું સારી છું.' બીજી સાહેલીએ સાસુ વિશે પૂછ્યું. ત્રીજીએ જેઠ અને જેઠાણીઓ વિશે પૂછ્યું અને ચોથીએ તેના પતિ વિશે પૂછ્યું. બધાંના પ્રશ્નોનો તેણે એક જ જવાબ આપ્યા કર્યો: 'હું સારી છું.' તેની સાહેલીઓની ધીરજ ખૂટી ગઈ....તેમણે કહ્યું: 'એ તો અમે પણ જાણીએ છીએ કે તું સારી છે. તારામા નમ્રતા અને નિખાલસતા છે. પરંતુ અમે તારા વિષે ક્યાં પૂછીએ છીએ? તું અમારા પ્રશ્નોના જવાબ આપતી નથી અને વારંવાર 'હું સારી છું' એમ જ કહ્યા કરે છે.' તેણે ગંભીરતાથી કહ્યું: 'જો હું સારી છું, તો બધાં સારાં છે અને જો હું ખરાબ છું, તો બધાં જ ખરાબ છે જો હું ખરાબ હોઈશ, તો ગમે તેવું શાંત વાતાવરણ પણ અશાંત થઈ જશે, એક ઘરનાં બે ઘર થઈ જશે, આખું કુટુંબ ખેરવિખેર થઈ જશે, ઘરમાં મહાભારતનું પુનરાવર્તન થશે અને સ્વર્ગ જેવો સંસાર નરકમય બની જશે.' આ જવાબ સાંભળીને તેની બધી સાહેલીઓને સંતોષ થયો. એક વિચારકના

શબ્દોમાં કહીએ તો-'વિનમ્ર માણસ રૂ જેવો છે, જેને ગમે તેવી ધારદાર તલવાર પણ કાપી શકતી નથી.' આપ જાણો છો કે આંધી અને તોફાનમાં મોટાંમોટાં વૃક્ષો પણ જમીનદોસ્ત થઈ જાય છે, પરંતુ કોમળ તણખલાં પોતાની જગ્યાએ જ સ્થિર રહે છે. તોફાન કે વંટોળિયાની આ તણખલાં પર કોઈ જ અસર થતી નથી.

મહાભારતનો એક પ્રસંગ છે. કુરુક્ષેત્રના મેદાનમાં બાણશય્યા પર સૂઈ રહેલા ભીષ્મ પિતામહ જીવનની છેલ્લી ઘડીઓ ગણી રહ્યા હતા. આ વખતે ધર્મરાજે એક વિનમ્ર વિદ્યાર્થીની જેમ ભીષ્મ પિતામહને પ્રશ્ન પૂછ્યોઃ 'શક્તિશાળી દુશ્મનના આક્રમણ વખતે આપણે તેની સાથે કેવી રીતે વર્તવું જોઈએ?' પ્રશ્ન ખૂબ જ મહત્ત્વનો હતો. રાજનીતિ વિશારદ પિતામહે જવાબમાં એક રૂપક કથા કહી સંભળાવી. 'એક દિવસ સરિત્પતિ સમુદ્રે પોતાની પ્રાણપ્રિય સરિતાઓને કહ્યુંઃ 'તમારો પ્રેમ જોઈને હું હર્ષઘેલો થઈ જાઉં છું. તમે તો મારા માટે દર વર્ષે કંઈ ને કંઈ ભેટ લાવો છો. પરંતુ પેલી વેત્રવતી કંઈ જ ભેટ લાવતી નથી. આનું શું કારણ છે?' વેત્રવતીએ આનો ખુલાસો કરતાં કહ્યુંઃ 'પતિદેવ! આ બીજી બહેનોને ભેટ આપતી જોઈને મારા મગજમાં પણ વિચાર સ્ફૂર્યો. મેં કેટલીય વખત ભેટ લાવવાનો પ્રયત્ન પણ કર્યો. પરંતુ મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે હું ભેટ લાવી શકી નથી. આનું કારણ છે-જ્યારે મારાં પૂર ઘૂઘવે છે, ત્યારે મારું ઉગ્ર સ્વરૂપ જોઈને

નેતર નીચે નમી પડે છે. જે નીચે નમી પડે છે; તેને હું ઉખાડી શકું તેમ નથી.' ધર્મરાજ! તમે પણ આ નેતર જેવા નમ્ર બનો. ગમે તેવો શક્તિશાળી શત્રુ પણ તમારો વાળ વાંકો નહીં કરી શકે. જગતની કોઈ પણ શક્તિ તમારા અસ્તિત્વને પડકારી નહીં શકે.'

નમ્રતારૂપી કવચ ધારણ કરવાથી માણસ નિર્ભય બને છે. જીવનનો આ સ્વીકૃત સિદ્ધાંત છે કે કોમળતા હમેશ માટે ટકી રહે છે અને કઠોરતા મર્યાદિત સમય સુધી જ ટકી રહે છે.

ચીનનો એક મહાન તત્ત્વવેત્તા જીવનના છેલ્લા દિવસોમાં માંદગીના બિછાને પડ્યો. તેની પ્રતિભા અને તેજસ્વિતા માટે ચીન ગૌરવ અનુભવતું હતું તેની માંદગીના સમાચાર તેના શિષ્યને મળ્યા. પેલો શિષ્ય તેમનાં દર્શન માટે આવ્યો. પેલા તત્ત્વજ્ઞાનીનું કરમાયેલું મોં ખીલી ઊઠ્યું તત્ત્વજ્ઞાનીએ કહ્યું 'વત્સ, તું સમયસર જ આવી પહોંચ્યો છે. મારે તને કંઈક કહેવાનું છે. પરંતુ અત્યારે મારામાં એટલી શક્તિ નથી કે તારી સાથે લાંબીલાંબી વાતો કરી શકું. આમ હોવા છતાંય એક પ્રશ્ન પૂછવાનો છે.' આમ કહીને પેલા દાર્શનિકે પોતાનું મોં ખોલ્યું અને પેલા કૃપાપાત્ર શિષ્યને પૂછ્યું: 'મારા મોંમાં જીભ છે કે નહીં તે તો જો?' શિષ્યે કહ્યું: 'ગુરુદેવ, જીભ તો છે.' તત્ત્વવેત્તાએ ફરીથી મોં ઉઘાડ્યું અને પૂછ્યું. 'દાંત છે કે નહીં તે તો

જો ?' શિષ્યે બરાબર જોઈને કહ્યુંઃ 'દાંત તો એક પણ નથી.' ગુરુએ પૂછયું: 'જીભ તો છે; પરંતુ દાંત કેમ નથી ?' શિષ્ય વિચારમાં પડી ગયો કે શો જવાબ આપવો. છેવટે તેના વિચારક મનમાં આ સમસ્યાનો ઉકેલ જડી આવ્યો. તેણે સહાસ્ય કહ્યું: 'ગુરુદેવ, વાત એમ છે કે જીભ નરમ છે અને દાંત કઠણ છે. જે નરમ હોય છે, તે હમેશને માટે ટકી રહે છે અને જે કઠણ હોય છે, તરત જ નાશ પામે છે.'

હવે તો આપને વિનયનું મહત્ત્વ સમજાઈ ગયું હશે. આપને એ પણ સમજાયું હશે કે જીવનઘડતર માટે વિન-યની સૌપ્રથમ આવશ્યકતા છે. સ્વ. બાળ ગંગાધર તિલકે કહ્યું હતું: 'નમ્રતા, પ્રેમાળ વર્તાવ અને સહનશીલતા વડે માણસ તો શું, દેવ પણ વશ થાય છે.' ખરેખર, વિનય એક વશીકરણ મંત્ર છે. વિનયથી શત્રુ પણ મિત્ર બની જાય છે. એક ગુજરાતી કવિએ કહ્યું છેઃ શામળ વિદ્યા વશી કરણની વિનય વિશે વાસો વસે.' જે જે મંત્ર, તંત્ર કે વિદ્યાઓ છે, તેમાં સર્વશ્રેષ્ઠ મંત્ર, તંત્ર કે વિદ્યા વિનય છે.

એક મહાન વિચારકે વિનમ્ર વ્યક્તિનાં ત્રણ લક્ષણો ગણાવ્યાં છેઃ (૧) જે કડવા શબ્દોનો જવાબ મીઠાશથી આપે છે, (૨) જે ક્રોધનું કારણ હોવા છતાંય મૌન રહે છે અને (૩) જે ગુનેગારને શિક્ષા કરતી વખતે મનમાં દયાભાવ રાખે છે. એ સાચું છે કે જે વિનમ્ર બને છે, તે જ આગળ વધી શકે છે.

આ રીતે વિનયનો સદ્‌ગુણ ધારણ કરનારા માણસો
ાં જ્યાં ગયા છે, ત્યાંથી વિજય મેળવીને જ પાછા ફર્યા
. તેમનું જીવન આદર્શ બને છે. તેમની કીર્તિ ચારે
શાએ ગુંજી ઊઠે છે.

તમારે જો તમારું અને તમારા કુટુંબનું જીવનઘડતર
ારી રીતે કરવું હોય, વ્યવસ્થિત રીતે જીવનને સર્વાંગ-
ુંદર બનાવવું હોય, તો વિનયરૂપી પાયાનો સ્વીકાર કરો.
ેનયને જીવનમહેલના ઘડતરના પાયાની ઈંટ બનાવો.
ેનયથી જીવન ચમકી ઊઠશે અને કુટુંબ, સમાજ અને
ાષ્ટ્રમાં નવચેતનનો સંચાર થશે.

*

## [ ૧૨ ]

## જીવન : એક નાટક

ભારતીય સંસ્કૃતિમાં માનવજીવન વિશે જેટલી વિશદતાથી પૃથક્કરણ કરવામાં આવ્યું છે, તેટલી વિશદતાથી ભાગ્યે જ બીજી કોઈ સંસ્કૃતિમાં કરવામાં આવ્યું હશે. અહીંની સંસ્કૃતિમાં માનવજીવનને જુદાજુદા દૃષ્ટિકોણથી વિચારવા અને સમજવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. માનવજીવનમાં બનનારા જુદાજુદા પ્રસંગો, માનવજીવનનાં જુદાંજુદાં દૃશ્યો અને ચિત્રવિચિત્ર સ્વભાવ પર અહીં ખૂબ જ ઊંડાણમાં ડૂબકી મારીને વિચાર કરવામાં આવ્યો છે. સાથે-સાથે જ આ પ્રસંગો, દૃશ્યો અને મિત્રોની માનવજીવનના ચિત્રપટ પર શી અસર થાય છે, માનવજીવન આ પ્રસંગો અને દૃશ્યો બને છે ત્યારે કેવી રીતે ચડઊતર થાય છે, પ્રગતિ અને પતનની પગડંડી પર કેવી રીતે ચાલે છે અને કેવી રીતે રંગ બદલે છે, તેનું વર્ણન પણ ભારતીય તત્ત્વચિંતકો, શાસ્ત્રકારો, ધર્મસંસ્થાપકો અને ઋષિઓએ

કર્યું છે, એટલું જ નહીં માનવજીવનની સ્થિતિ અને સંયોગોની વિભિન્નતાને લીધે જુદાજુદા સમયે ચલચિત્રની જેમ તેનું હૃદયપટ કેવી રીતે બદલે છે, તેના માનસપટ પર કેવાકેવા સંસ્કારોની છાપ પડે છે, તેનું વિવેચન તેમણે તેમના ગ્રંથોમાં કર્યું છે. અહીંના કલાકારો, કાવ્યકારો અને શિલ્પકારોએ જેવી રીતે બાહ્ય કલામાં રસસરિતા વહાવી છે, તેવી રીતે જીવનની આંતરિક કલાને પણ ભૂલી ગયા નથી. તેમણે માનવજીવનની અનેકવિધ ભૂમિકાઓને શાસ્ત્રો, ગ્રંથો અને પુસ્તકોમાં સારી રીતે ન્યાય આપ્યો છે. તદુપરાંત તેમણે જીવનમાં વારંવાર નવનવાં સ્વરૂપ ધારણ કરતા સ્થિતિસંયોગોમાં માણસે સ્થિર રહેવાનો અને પોતાનાં હૃદય, મન, બુદ્ધિ અને ચિત્તને-ખાસ કરીને આ બધાના સૂત્રધાર આત્માને-એક દૃષ્ટાની જેમ અવલોકવાનો આદેશ-સંદેશ પણ આપ્યો છે.

તેમણે સંસારના જીવો પ્રત્યે આત્મીયતા પ્રદર્શિત કરતાં જણાવ્યું છે કે આ સંસાર એક નાટયશાળા છે, સિનેમાઘર છે, ચિત્રપટગૃહ છે. બધાં પ્રાણીઓ આ નાટયશાળા, રંગભૂમિ, સિનેમાઘર કે ચિત્રપટગૃહમાં આવે છે અને પોતપોતાના વારા પ્રમાણે નાટક કરીને, સિનેમામાં 'એક્ટિંગ' (અભિનય) કરીને, રંગભૂમિ પર પોતાની આવડત બતાવીને કે ચિત્રપટ પર પોતાનું ચિત્ર દેખાડીને પોતાની ભૂમિકા અદા કરે છે અને વિદાય થાય છે. પછી આમતેમ ફરી આવે છે અને નવા દૃશ્યમાં દેખા

દે છે. આ રીતનો ક્રમ અનંત કાળથી ચાલ્યો આવે છે. માનવજીવનનું નાટક વધારે મનોરંજક હોય છે, જોવા જેવું હોય છે, હૃદયંગમ હોય છે. આ બધાં કારણોને લીધે આ નાટક આપણા માટે વધારે મહત્ત્વનું બની રહે છે. આમ તો બધાં જ પ્રાણીઓના નાટક પરથી આપણે બોધપાઠ અને પ્રેરણા લેવાનાં છે; પરંતુ માનવજીવનના નાટકનાં જુદાંજુદાં દૃશ્યો પરથી આપણને બમણી પ્રેરણા, બોધપાઠ કે જ્ઞાન મળી રહે છે. આનું કારણ એ છે કે માનવ-જીવનના નાટકમાં સૂત્રધાર પણ માનવ જ હોય છે અને પ્રેક્ષક પણ માનવ જ હોય છે. આ નાટકનાં દૃશ્યો પણ તેના જીવનને જ સ્પર્શતાં હોય છે. આ બધાં કારણોને લીધે તેની જોવાલાયકી વધી જાય છે.

તમારામાંથી ઘણા લોકોએ નાટક, સિનેમા કે ચિત્ર-પટ તો જોયું જ હશે. સિનેમાના પડદા પર કે નાટકની જવનિકા પર કેટલાં સરસ અને મનમોહક દૃશ્યો આવે છે અને આ દૃશ્યો કેટલી ઝડપથી બદલાઈ જાય છે? કોઈક વખત એકદમ સુંદર દૃશ્ય આવી જાય છે અને કોઈક વખત એક-દમ ખરાબ, કોઈક ભયંકર દૃશ્ય આવી જાય છે અને કોઈક વખત દયાજનક દૃશ્ય આવી જાય છે. કોઈક વખત જુગુપ્સા-પ્રેરક દૃશ્ય આવી જાય છે અને કોઈક વખત વીરતાપૂર્ણ દૃશ્ય આવી જાય છે. કોઈક વખત શૃંગારિક દૃશ્ય આવી જાય છે અને કોઈક વખત હાસ્યરસિક દૃશ્ય આવી જાય છે. કોઈક વખત રૌદ્રરસસભર દૃશ્ય નજરે પડે છે અને કોઈક

વખત શાંતરસનું દૃશ્ય દેખાય છે. આ રીતનાં જુદાંજુદાં દૃશ્યો જોઈને તમે કોઈક વખત પ્રસન્ન થાઓ છો અને કોઈક વખત ઉદાસ થઈ જાઓ છો. તમે કોઈક વખત ભયથી ધ્રૂજી ઊઠો છો અને કોઈક વખત મોહમાં ડૂબી જાઓ છો. કોઈક વખત કરુણ દૃશ્ય જોઈને તમારી આંખો આંસુભીની થાય છે અને કોઈક વખત તમને શૂરાતન ચડે છે. કોઈક વખત તમે ક્રોધથી લાલચોળ થઈ જાઓ છો અને કોઈક વખત દુઃખથી ગભરાઈને વૈરાગ્ય તરફ દોરવાઓ છો. માનવજીવનના આ વણથંભ્યા નાટકમાં તમારા ચિત્ત પર ચિત્રપટની કેટલી ઘેરી અસર થાય છે? તમારા જીવનનાટકમાં કોઈ વખત હર્ષનાં દૃશ્ય અને કોઈ વખત શોકનાં દૃશ્ય ચાલ્યા જ કરે છે. ભવિષ્યમાં પણ આ રીતે જ દૃશ્યફેર થયા કરવાનો છે. પરંતુ જો તમે ઘડાયેલા પ્રેક્ષક નહીં હો, તો જીવનનાટકનું પ્રત્યેક દૃશ્ય, પ્રત્યેક તસવીર અને પ્રત્યેક ચિત્ર તમારા ચિત્તને ડામાડોળ કરી મૂકશે. તમે જો વિવેકપૂર્વક અને સમજપૂર્વક અવલોકન નહીં કરતા હો, તો તમારા ચિત્તને ચળાયમાન થતાં વાર નહીં લાગે. તમારું હૃદય ચંચળ "ની જશે. તમારા મન પર ગમે તે પ્રકારની છાપ પડી જશે. આ બધાં દૃશ્યોના સંસ્કારો પડ્યા વિના નહીં જ રહે. પછી તો આ સંસ્કારો પ્રમાણે તમારે વારંવાર કર્મોનું નાટક ભજવવું પડશે. યાદ રાખો કે આ જીવનરૂપી નાટકમાં તમારે પ્રેક્ષક પણ બનવાનું છે. પ્રેક્ષક તરીકે તમારે સ્થિર ચિત્તે વિચાર કરવાનો છે. ગમે તેવાં

દૃશ્યો જોયા પછી તમારી ઇચ્છાનુસાર જ સંસ્કારો ગ્રહણ કરવાના છે. સાથેસાથે તમારે નાટકના 'એકટર' (અભિનેતા) પણ બનવાનું છે. અભિનેતા તરીકે તમારે જીવનનું નાટક સારી રીતે ભજવવાનું છે. તમારે અભિનયમાં પૂરેપૂરી સજાગતા રાખવાની છે. આ જીવનરૂપી નાટકમાં સુખ અને દુઃખ અને ચડતી અને પડતી એક પછી એક આવ્યા જ કરે છે. આ સંયોગોમાં નાટકના અભિનેતાએ પોતાની સમતુલા ન ગુમાવવી જોઈએ. અભિનેતાએ પોતાની અસલ ભૂમિકાનો ત્યાગ કરવાનો નથી. જો તે પોતાનું અસલ સ્થાન ભૂલી જાય અને આડાઅવળો ભટકયા કરે, તો તે સાચો અભિનેતા કે સાચો પ્રેક્ષક ન બની શકે.

જે લોકોએ નાટકના અભિનેતાને અભિનય કરતાં જોયો હશે, તે સારી રીતે જાણતા હશે કે તે કોઈક વખત રાજાની ભૂમિકા ભજવે છે, કોઈક વખત ભિખારીની, કોઈક વખત દીનદુખિયાંની અને કોઈક વખત શ્રીમંતની. પરંતુ આ બધાં દૃશ્યો બતાવતી વખતે કે પાર્ટ અદા કરતી વખતે તે બાહ્ય રીતે તો ભૂમિકાને અનુરૂપ એવો વર્તાવ રાખે છે તે સાચું; પરંતુ તેના મનમાં ખરેખર ઉદાસીનતા કે હર્ષોન્મત્તતા હોય છે ખરાં? નાટકમાં ભિખારીનું પાત્ર લીધા પછી તે પોતાના હૃદયમાં પણ ખરેખર દુઃખી થાય છે ખરો? કોઈનો પુત્ર મરી ગયાનું દૃશ્ય ભજવતી વખતે તેના અંતર્મનને દુઃખ થાય છે ખરું? તમે એક જ જવાબ આપશો · 'નથી થતું.' આ જ રીતે પ્રેક્ષક (દર્શક) વિશે પણ તમે ગંભીરતાથી વિચાર કરશો, તો

તમને ખાતરી થશે કે કેવળ મનના આનંદ સિવાય સારા-નરસા પ્રસંગો જોઈને તેને હરખ–શોકની લાગણી નથી થતી. નાટક કે સિનેમામાં કોઈના મરણનું દૃશ્ય જોઈને કે પુત્રજન્મનું દૃશ્ય જોઈને તેના હૃદયમા દુઃખ કે સુખની લાગણી જન્મતી નથી. આ એક સત્ય હકીકત છે–જીવનના નાટકની.

સિદ્ધાંત એવો તારવી શકાય કે જીવનના નાટકમાં પણ સારા–નરસા પ્રસંગોઓ, પ્રત્યેક સુખદુઃખના પ્રસંગોએ જીવનનાટકના નાયકે, અભિનેતાએ અથવા પ્રેક્ષકે હરખ-શોક ન કરવો જોઈએ અને સુખદુઃખની લાગણીમાં ન તણાવું જોઈએ. કોઈ પણ સ્થળે કે સંયોગોમાં જીવનનાટકના નાયક કે પ્રેક્ષકે પોતાની સમતુલા ન ગુમાવવી જોઈએ, પોતાની બુદ્ધિની સ્થિરતાનું જતન કરવું જોઈએ આ પ્રમાણે વર્તી શકે, તે જ નાટકનો સાચો ખેલાડી છે. આ જ ઉદ્દેશને વ્યક્ત કરતાં કર્મયોગી શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે:

'सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि॥'

ભગવદ્ગીતા–અધ્યાય ૨ :૩૮

'સુખ અને દુઃખ, લાભ અને અલાભ, જય અને પરાજય આ બધા પ્રસંગોએ સમતુલા જાળવીને જીવન-યુદ્ધમાં જોડાઈ જા. તેમ કરવાથી પાપ નહીં (જ) લાગે.'

જીવનનું નાટક ભજવવા માટે પણ આપણે આ રીતે સુખદુઃખ, જીવનમરણ, સંપત્તિવિપત્તિ, લાભાલાભ કે જય-

પરાજયની સ્થિતિમાં સમતુલા જાળવવી જોઈએ, સમતા ન ખોવી જોઈએ. આ પ્રમાણે કરીએ, તો જ જીવનનાટક સારી રીતે ભજવી શકીએ અને જીવનના નાટકમાં તલ્લીન થવાથી જે પાપકર્મ કરવાં પડે તેનાથી અળગા રહી શકીએ. જીવનનાટક વિશે આપણે કવિના શબ્દોમાં વિચાર કરવો પડશેઃ

'જીવનકે અવિરામ સમરમેં
કભી હાર હૈ, જીત કભી;
કભી પરાજયકા રોના હૈ,
ગાના જયકે ગીત કભી.'

જીવનના ચિત્રપટમાં પણ કોઈ વખત હાર, કોઈ વખત જીત, કોઈ વખત આનંદ, કોઈ વખત શોક, કોઈ વખત રડવાનું અને કોઈ વખત ગાવાનું ચાલ્યા જ કરે છે. આવા પ્રસંગોએ આપણે નિર્લેપ રહેવું જોઈએ. આ પ્રમાણે થાય ત્યારે જ આપણે જીવનનાટકના સાચા અભિનેતા કે પ્રેક્ષક બની શકીશું.

માનવજીવનના આ નાટકમાં પણ માણસ કોઈ વખત રામ બનીને પોતાનો 'પાટ' (ભૂમિકા) અદા કરે છે અને કોઈ વખત રાવણ બનીને. નાટકના પડદા પર રામ અને રાવણ, કૃષ્ણ અને કંસ, મહાવીર અને સંગમ, પાર્શ્વનાથ અને કમઠ, બુદ્ધ અને દેવદત્ત અને ગાંધી અને ગોડસે જેવાં પરસ્પર વિરોધી પાત્રો નજરે પડે છે; પરંતુ આવા સમયે આપણે પ્રેક્ષક બનીને પ્રત્યેક દૃશ્યમાંથી અદ્ભુત પ્રેરણા

લઈએ છીએ, માયાની પ્રલોભક લોભમાળા કે મોહના રંગોમાં ફસાતા નથી. આપણે પ્રત્યેક દૃશ્યમાંથી વિશ્વના હિતમાં, વિશ્વના કલ્યાણમાં અને વિશ્વની સુખવૃદ્ધિમાં અવરોધક ન હોય એવા જ સંસ્કારો ગ્રહણ કરીએ છીએ. આ પ્રમાણે સારા સંસ્કારો ઝીલવામાં ન આવે, તો જીવનનાટકના પ્રેક્ષક હોવા છતાંય આપણો પરાજય થશે. પરાજય થયા પછી લાચારી અને પરાધીનતા તો હોય જ.

અને જ્યારે આપણે આપણા વૈયક્તિક જીવનનાટકની ભૂમિકા ભજવવાની હોય, ત્યારે પણ આપણે ભવિષ્યના બધા જ સંયોગોની સમતુલા જાળવીને નાટક બતાવવાનું છે. આપણા જીવનનાટકનાં દૃશ્યોની દુનિયા પર સીધી અને સાચી અસર પાડવાની છે. આ દૃશ્યોમાંથી વિશ્વનાં તમામ માણસો અને પ્રાણીઓ સંસ્કાર ગ્રહણ કરવાનાં છે. આ દૃશ્યોના કારણે તેમનું કોઈ રીતે અહિત, અકલ્યાણ કે ખરાબ ન થવું જોઈએ. જો આપણે આ સત્યનો ઇન્કાર કરીને મોહમાયાના પ્રવાહમાં તણાવા લાગીશું, આપણે જ અનિષ્ટ તત્ત્વોની ભ્રમજાળમા ડૂબવા માંડીશું, તો આપણે વિશ્વના રંગમંચ પર સફળ અભિનેતા નહીં બની શકીએ, આપણા સુખમાં વધારો નહીં કરી શકીએ.

સુખ-દુઃખ, જય–પરાજય, સંપત્તિ-વિપત્તિ અને જન્મ-મરણ જેવાં દ્વંદ્વોનો એક દિવસ અંત આવવાનો જ છે. આ બધું જ નાશવંત છે, ક્ષણભંગુર છે. તેમાં પડયા પછી

માણસ પોતાના સુખ કે કલ્યાણની કલ્પના કરી શકતો નથી. એટલા માટે જ ભારતીય મહામનીષી શ્રીકૃષ્ણે કહ્યું છે :

'यं हि न व्यथयन्त्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥'

'સુખ અને દુઃખમાં સમતા ધારણ કરનાર આ ધીર પુરુષને આ દ્વંદ્વો દુઃખી કરી શકતાં નથી, પોતાના માર્ગ પરથી ચળાયમાન કરી શકતાં નથી. હે પુરુષશ્રેષ્ઠ અર્જુન ! આવો માણસ જ અમૃતત્વ–અમરતાનો અધિકારી છે.'

સામાન્ય મનુષ્ય પોતાના જીવનમાં આવનારા વિકટ સંયોગો, સુખદુઃખ, શત્રુમિત્રના પ્રસંગો અને જય–પરાજયમાં ચળાયમાન થઈ જાય છે અને હરખ–શોકની લાગણી અનુભવે છે. તે પોતાના મનને કાબૂમાં રાખી શકતો નથી અને તેના પ્રવાહમાં તણાઈ જાય છે પરંતુ જે જાણકાર પ્રેક્ષક હોય છે કે પાકો ખેલાડી હોય છે, તે ક્યારેય ચળાયમાન થતો નથી. ગમે તેવી તૃષ્ણાની આંધી પણ તેને ઘસડી શકતી નથી. ગમે તેવો મોહનો વંટોળિયો તેને ઉખેડી શકતો નથી. માયાનો મોહપાશ તેને ડગાવી શકતો નથી. તે તો નિર્ભય થઈને, નિશ્ચિંત થઈને, નિષ્કામ થઈને અને નિર્દ્વંદ્વ થઈને પોતાના માર્ગે અવિરત ગતિએ આગળ વધ્યે જ જાય છે.

ભગવાન મહાવીર, મહાત્મા બુદ્ધ, મર્યાદાપુરુષોત્તમ રામ, કર્મયોગી કૃષ્ણ અને પ્રેમસિંધુ ઈસુ ખ્રિસ્ત જીવનનાટકના અદના કલાકારો હતા, કસાયેલા ખેલાડીઓ હતા

અને સાચા પ્રેક્ષક હતા જગતના રંગમંચ પર પ્રવેશ કરીને તેમણે એટલી કુશળતાથી અભિનય કર્યો, એટલી હોશિયારીથી બીજા જીવોનું નાટક જોયું અને એટલી બધી સારી રીતે કર્તવ્યપાલન કર્યું કે તેમનો અભિનય સર્વશ્રેષ્ઠતાની પરાકાષ્ઠાએ પહોંચ્યો. પોતાના નિશ્ચિત ધ્યેયથી આ લોકો સહેજ પણ ચળાયમાન ન થયા. બસ, આગળ અને આગળ વધ્યે જ ગયા. તેમણે જીવનનું મહાનાટક સફળતાથી પાર પાડયું. તેમના સંસર્ગમાં કેટલાય વિરોધીઓ આવ્યા, નિંદા કરનારા અને ગાળો ભાંડનારા પણ આવ્યા અને પ્રશંસાનાં પુષ્પો વેરનારા પણ આવ્યા. પ્રલોભનોની આંધી પણ આવી અને દુઃખના પહાડ પણ તૂટી પડયા. ભયના ઉલ્કાપાતો પણ આવ્યા અને આવકારનાં અમી પણ ઢોળાયાં. પરંતુ તે બધા આનંદ અને શોકની લાગણીથી પર રહ્યા. તે પોતાના જીવનપથે સમતાની પગડંડી પર આગળ વધ્યે જ ગયા.

ફૂટબોલના ખેલાડીઓ પણ ફૂટબોલ રમે છે. મૅચ રમાય છે, ત્યારે બન્ને ટીમના ખેલાડીઓ પૂરેપૂરી સાવધાનીથી રમવાનો પ્રયત્ન કરે છે. છેવટે બેમાંથી એક ટીમની હાર થાય છે. હારનાર ખેલાડીઓને ઝાઝો ખેદ થતો નથી. આ પરાજય ક્ષણિક પરાજય હોય છે. આ પરાજયની તેમના જીવન પર કાયમી અસર થતી નથી. જીત મેળવનાર ટીમના ખેલાડીઓ પણ થોડાક સમય માટે જ હરખઘેલા બને છે, આ જીતની પણ તેમનાં જીવન પર કાયમી અસર

થતી નથી. રમતમાં તો હાર અને જીત સાથેસાથે જ હોય છે. આ જ રીતે જીવનનાટકના ખેલાડીએ પણ બાહ્ય વસ્તુની પ્રાપ્તિ કે અપ્રાપ્તિ હોય ત્યારે, વૈભવ હોય કે ન હોય ત્યારે, પ્રિય વ્યક્તિ હાજર કે ગેરહાજર હોય ત્યારે, નિંદા કે પ્રશંસાના પ્રસંગો ઉપસ્થિત થાય ત્યારે કે ફાયદો કે નુકસાન થાય ત્યારે તેને ક્ષણિક હાર કે જીત માનીને હરખ કે શોકમાં ન પડવું જોઈએ. આ બધી જ વસ્તુઓ પરભાવ છે, વિભાવ છે અને આત્માથી અળગી છે. આ બધી વસ્તુઓ ક્ષણજીવી છે. તેમાં ફસાઈને આપણો ખેલ બગાડવો ન જોઈએ. આપણા નાટકને આકર્ષણ વિનાનું ન જ બનાવવું જોઈએ.

ભગવાન મહાવીરને ગોશાલક અને ચંડકૌશિકનો અનિષ્ટ સંયોગ થયા પછી પણ, પોતાના બાહ્ય ઈષ્ટ વૈભવોનો વિયોગ થયા પછી પણ, ગૌતમ અને આનંદ જેવા ઈષ્ટ પુરુષોનો સંયોગ થયા પછી પણ અને અનાર્ય ક્ષેત્રમાં અનિષ્ટ પ્રસંગોનો સંયોગ થયા પછી પણ ન થયો હરખ કે ન થયો શોક. જીવનનાટકમાં ભગવાન મહાવીર સત્યના માર્ગથી સહેજ પણ ચળાયમાન ન થયા.

મર્યાદાપુરુષોત્તમ રામને એક તરફથી રાજગાદીએ બેસવાનું હોય છે અને બીજી તરફથી વનવાસમાં જવાની આજ્ઞા મળે છે, એક તરફથી સીતાનું અપહરણ થયાના સમાચાર મળે છે અને બીજી તરફથી વાનરજાતિનો પરિચય થાય છે. આ બધા સંયોગોમાં પણ રામના કમળવદન

પર હર્ષ કે શોકની છાંટ વરતાતી નથી. ભારતીય સંસ્કૃતિના અમર ગ્રંથ 'રામાયણ'માં આ જ વસ્તુને શબ્દદેહ આપ્યો છે :

'प्रसन्नतायां न गताभिषेकतः
तथा न मम्लौ वनवासदुःखतः ।
मुखाम्बुजश्रीः रघुनंदनस्य
सा सदाऽस्तु मे मंजुल मंगल प्रदा ॥'

રાજ્યાભિષેકનો પ્રસંગ રદબાતલ જવા છતાંય રામના મોં પર આનંદની છાયા હતી. વનવાસના સમાચાર સાંભળ્યા પછીય રામના મોં પર દુઃખ કે શોકની લાગણી નહોતી. જીવનના અમર નાટકમાં જે રઘુપુત્ર રામનું મુખકમળ સદાય હસતું જ રહ્યું, એવું હાસ્ય આપણને પણ હમેશાં પ્રાપ્ત થાઓ.

કર્મયોગી કૃષ્ણને એક તરફ કંસ જેવા ભયંકર માણસનો સામનો કરવાનો હતો. તેમની સામે મોત મોં ફાડીને ઊભું હતું. બીજી તરફ ગોવાળિયા અને યાદવોનો પ્રેમ હતો. આ બન્ને પ્રકારના સંયોગોમાં ન તો તે ગભરાઈ ગયા કે ન આનંદાવેશમાં આવી ગયા. તે કર્તવ્યના માર્ગે આગળ વધ્યે જ ગયા. જે યાદવો તેમના માટે પ્રાણ પાથરવા તૈયાર હતા, તે જ યાદવોના દુર્ગુણોનું જોર વધી પડ્યું. શ્રીકૃષ્ણે તેમને સમજાવવાના બહુબહુ પ્રયત્નો કર્યા. પરંતુ આ યાદવોએ ન જ માન્યું. છેવટે એક દિવસ વિનાશલીલાનું દૃશ્ય સર્જાયું. શ્રીકૃષ્ણ તો પોતાની મસ્તીમાં

જ હતા. તેમના મોં પર હાસ્ય હતું. તેમને કોઈએ પૂછ્યું : 'આપની પ્રિય યાદવ જાતિનું આજે નિકંદન નીકળી રહ્યું છે. આપની નજર સામે જ આ બનાવ બની રહ્યો છે. છતાંય આપના મોં પર તો આનંદ છે, હાસ્ય છે. આપ આ પ્રમાણે કરો છો, તે યોગ્ય છે?' શ્રીકૃષ્ણે સહાસ્ય જવાબ આપ્યો : 'મેં મારી ફરજનું પાલન કર્યું છે. મેં મારા નાટકનો 'પાર્ટ' (ભૂમિકા) સારી રીતે ભજવ્યો છે. પછી નાટકનાં સારાં–નરસાં દૃશ્યો જોઈને મારે શા માટે હરખ–શોક કરવો જોઈએ? મારે માયા–નટીની જાળમાં શા માટે ફસાવું જોઈએ? આ માયાજાળ છે. આ માયાજાળમાં આસક્ત થવાનું કાર્ય મારું નથી.'

સમ્યક્દૃષ્ટિ પુરુષ પોતાનો જીવનવ્યવહાર કરવા છતાંય પોતાના જીવનમાં બધી વસ્તુઓનો વિવેકપૂર્વક મર્યાદિત ઉપયોગ કરવા છતાંય અને બધા સંબંધોને સારી રીતે નિભાવવા છતાંય તેમાં ડૂબી જતો નથી. તેનું અંતર આ બધા સંબંધોથી વેગળું જ રહે છે.

સમદૃષ્ટિ પુરુષ પોતાના કુટુંબનું ભરણપોષણ કરવા છતાંય તેમાં આસક્ત થતો નથી, તેમાં ખૂંપી જતો નથી. તે પોતાની જાતને આ બધા સંબંધોથી અળગી જ માની લે છે. જેવી રીતે ધાવ પારકાના બાળકને ખવરાવે–પિવરાવે છે, તેનું પાલનપોષણ કરે છે, પરંતુ પોતાના હૃદયમાં પેલા બાળકને પોતાનું માનતી નથી. આ ધાવ પોતાની ફરજ બજાવે છે.

જીવનનાટકમાં માણુસ પોતાની જાતને કેવી રીતે તટસ્થ (સમ) રાખી શકે અને જુદાજુદા સંયોગો, દૃશ્યો અને પ્રસંગોની પોતાના પર ગેરવાજબી અસર ન થવા દે, તેનું એક જીવતુંજાગતું દૃષ્ટાંત લઈએ :

પહેલાંના જમાનામાં અરબસ્તાનમાં ગુલામીની પ્રથાનું ખૂબ જ જોર હતું. નબળા અને ગરીબ લોકોને શ્રીમંતો જબરદસ્તીથી પકડી લેતા અને તેમની પાસેથી મનમાન્યું કામ લેતા. અરબસ્તાનના એક ખાનદાન કુટુંબનો છોકરો પણ આ ચક્કરમાં ફસાઈ ગયો. આ છોકરો જે લોકોની ચુંગાલમાં ફસાયો હતો, તેમણે તેને એક શ્રીમંતના ઘેર વેચી નાખ્યો. તેનો માલિક ખૂબ જ નિર્દય હતો અને તેની પાસે સખત મહેનત કરાવતો હતો. પરંતુ પેલો યુવક બેફિકર હતો. તે પોતાની મસ્તીમાં જ તલ્લીન રહેતો હતો. પેલો યુવક જે ગામમાં રહેતો હતો ત્યાં એક દૂર દેશાવરનો વેપારી આવતો હતો. તેણે પેલા યુવકને ગુલામી દશામાં સખત મહેનત કરતો જોઈને પૂછયું : 'ભાઈ, તું બહુ જ દુ:ખી છે.' યુવકે હાસ્ય કરતાં જવાબ આપ્યો : 'જે પહેલાં નહોતું અને ભવિષ્યમાં પણ નહીં હોય, તેના માટે મારે શા માટે ચિંતા કરવી જોઈએ ?' કેટલાંક વર્ષ પછી પેલો વેપારી આ ગામમાં ફરીથી આવ્યો. તેને જાણવા મળ્યું કે પેલા યુવકનો શ્રીમંત માલિક મૃત્યુ પામ્યો હતો અને પેલો યુવક માલિકની પડતી દશાને લીધે ગુલામીમાંથી છૂટો થયો હતો અને પેલા જ શ્રીમંત માલિકની પત્ની અને

પુત્રનું પોતાની કમાણીમાંથી ભરણપોષણ કરતો હતો. વેપારીને ખૂબ જ આશ્ચર્ય થયું. તેણે પેલા યુવક પાસે જઈને બધી હકીકત પૂછી જોઈ. પેલા યુવકે કહ્યું: 'ભાઈ, સ્થિતિ અને સંયોગો હમેશાં બદલાયા કરે છે. પછી તેને સુખ પણ શા માટે માનવું અને દુઃખ પણ શા માટે માનવું?' બે વર્ષ પછી પેલો વેપારી ફરીથી ત્યાં આવ્યો. તેણે જોયું કે પેલો ગુલામ યુવક આખા જિલ્લાનો મુખી બની ગયો હતો. તેના હાથ નીચે કેટલાય નોકરો કામ કરતા હતા. આજુબાજુનાં ગામના લોકોએ તેને સરદાર બનાવ્યો હતો અને તેની સરદારી નીચે ચોર અને લૂંટારાઓને દાબી દેવામાં આવ્યા હતા. તેની આ સેવાના બદલામાં આજુ-બાજુનાં ગામના લોકોએ તેને કેટલીય જમીન આપી હતી. આ સંયોગોમાં પેલા વેપારીએ પૂછપરછ કરતાં તેને પેલા યુવકે પહેલાં આપ્યો હતો તે જ જવાબ આપ્યો. થોડાંક વર્ષ પછી પેલો વેપારી ફરીથી આવ્યો. તેણે જોયું કે પેલો યુવક તો હવે રાજા બની ગયો હતો. અમુક લડાઈમાં તેણે રાજાને મદદ કરી હતી. રાજા તેના પર ખુશ થઈ ગયો હતો. તેણે તેને રાજજમાઈ બનાવ્યો હતો અને ઉત્તરાધિકારી નીમ્યો હતો. વેપારીએ હિંમત કરીને રાજા બનેલા ગુલામને પૂછ્યું: 'કેમ, હવે તો સુખી છો ને?' પરંતુ તમને સાંભળીને આશ્ચર્ય થશે કે પેલા યુવકે તેને વર્ષો પહેલાં જે જવાબ આપ્યો હતો, તે જ જવાબ આપ્યો. પેલા યુવકના જીવનનાટકમાં કેટકેટલાં દૃશ્યો બદલાયાં?

કેટલી ચડતીપડતી થઈ? પરંતુ પેલો યુવક પાકો ખેલાડી હતો, પહેલી હરોળનો અભિનેતા હતો. તે સાવધાનીપૂર્વક અભિનય કર્યે જતો હતો. તે મોહમાયામાં ફસાવા જેવા પ્રસંગો આવે ત્યારેય તેમાં ફસાતો નહીં. તે પોતાની ફરજ અદા કરતો, ખેલ બતાવતો અને હમેશાં મસ્તીમાં રહેતો.

હું આપને કહેતો હતો કે આ જીવનનાટકનાં જુદાં-જુદાં દૃશ્યો જોતી વખતે કે વિશ્વના રંગમંચ પર નાટક ભજવતી વખતે માયાનટીની જાળમાં ફસાઈને તમારી અણઆવડત પુરવાર કરશો નહીં. પ્રેક્ષક તરીકેની પણ તમારી કેટલીક જવાબદારીઓ છે. આ જવાબદારીઓને નિભાવવાની તમારી ફરજ છે. તમે આટલું પણ નહીં કરી શકો, તો જગત તમારી હાંસી ઉડાવશે. જગત આ બધો તમાશો જોઈને તમારી મૂર્ખાઈ પર અભિશાપ વરસાવશે. દુનિયા તમારી નિષ્ફળતા પ્રત્યે ઘૃણાની નજરે જોશે.

ભારતના રંગમંચ પર જીવનના કેટલાય કુશળ નાટ્યકારો આવી ગયા. કેટલાય હોશિયાર અદાકારો પણ આવી ગયા. આ લોકોએ પોતાનો 'પાર્ટ' ખૂબ જ સરસ રીતે ભજવી બતાવ્યો છે. તેમણે આંખો ઉઘાડી હશે, ત્યારે સંભવ છે કે તે બેશુદ્ધાવસ્થામાં હોય; જીવનના સફળ અભિનેતા કે કુશળ નાટ્યકાર ન પણ બન્યા હોય, આમ છતાંય તેમના જીવનનાટકનો પડદો સત્યં, શિવં અને સુન્દરમ્ સાથે ઊઘડતો હોય છે. આ નાટકની શરૂઆત તાળીઓના ગડગડાટ સાથે થાય છે, આ ચિહ્નને નાટકની

સફળતાના એંધાણરૂપ ગણી શકાય. જીવનનાટકના આવા જ એક કુશળ અને સફળ અભિનેતાનું મને સ્મરણ થઈ આવે છે :

'એક જગ્યાએ નાટક ભજવાતું હતું. આ નાટકને જોવા માટે છોકરાઓ આવ્યા હતા અને છોકરીઓ પણ આવી હતી. આ છોકરીઓ યુવાનીના ઉંબરે પહોંચેલી હતી. યુવાનો આવ્યા હતા અને યુવતીઓ પણ આવી હતી. તે યુવાની વટાવીને વૃદ્ધત્વ તરફ ડગ માંડતી હતી. વૃદ્ધો અને ડોશીઓ પણ આવી હતી. તે મહાનિર્વાણના પંથની પ્રતીક્ષા કરી રહી હતી. એક અભિનેત્રી હાવભાવ સાથે નૃત્ય કરી કરતી હતી. તે જુદાજુદા ભાવો પ્રદર્શિત કરીને અભિનય પણ કરતી હતી. બધાં એકીટશે આ અભિનેત્રી તરફ જોઈ રહ્યાં હતાં. તાળીઓના ગડગડાટ સંભળાતા હતા. એક શ્રેષ્ઠીપુત્ર પણ પોતાના સાથીદારો સાથે અભિનેત્રી(નટી)નું નૃત્ય જોવા આવ્યો હતો. શ્રેષ્ઠીકુમારની ઉંમર કાચી હતી. તેનામાં અનુભવની પણ કચાશ હતી. પ્રેક્ષક તરીકેની લાયકાત પણ અધૂરી હતી બીજા બધા પ્રેક્ષકો નાટક જોઈને થોડાઘણા સંસ્કારો લઈને વિદાય થયા. પરંતુ આ શ્રેષ્ઠીપુત્રના મન પર પેલી નટીને જોઈને બીજી જ અસર થઈ. પેલી અભિનેત્રીનું સૌંદર્ય જોઈને તે તેના મોહમાં પડી ગયો તેના કાળજામાં વાસનાનો તીક્ષ્ણ કાંટો ભોંકાઈ ગયો તે આવ્યો હતો નાટક (તમાશો) જોવા; પરંતુ વાસનાના ધારદાર કાંટાથી તે ઘાયલ થઈ ગયો. એક શાયરે કહ્યું છે :

'ઇશ્કને ગાલિબ નિકમ્મા કર દિયા,
વર્ના હમ ભી આદમી થે કામકે'

વાસનાનો, મોહમાયાનો અને આસક્તિનો કાંટો ખૂબ જ ઊંડો અને દર્દકારી હોય છે. જ્યાંસુધી આ કાંટો નીકળતો નથી, ત્યાંસુધી કળ વળતી નથી. પેલો શ્રેષ્ઠીપુત્ર ઘેર પાછો ફર્યો, પરંતુ પેલી અભિનેત્રીના હાવભાવ રહીરહીને તેના દિલ અને દિમાગમાં તોફાન જગાવતા હતા તેની યાદ આવતાં તે ખાવાપીવાનું ભૂલી જતો. તેના અંતર્મનમાં રાતદિવસ તેનું જ રટણ ચાલ્યા કરતું. તેના મિત્રો મારફત માબાપે તપાસ કરાવી: 'પુત્રને શું જોઈએ છે? તેની ઈચ્છા શી છે?' મિત્રોને તેના દિલના દર્દની ખબર હતી. તેમણે તેનાં માબાપને કહ્યું: 'તે અભિનેત્રી સાથે લગ્ન કરવા ઇચ્છે છે. તે નાટક જોઈ આવ્યો, તે દિવસથી અભિનેત્રીએ તેના હૃદયમાં સ્થાન મેળવી લીધું છે' આ સાંભળીને માબાપની આંખો આગળ અંધકાર પ્રસરી ગયો. તેમના પગ નીચેથી ધરતી સરકી જતી હોય એમ લાગ્યું. તેમનાં મોં કરમાઇ ગયાં. તેમણે વહાલસોયા દીકરાને સમજાવવાનો પ્રયત્ન કર્યો: 'દીકરા, તું જેના પર મોહી પડ્યો છે, તે તો નાટકની અભિનેત્રી હતી આ નાટકમાં એવું વળી શું હતું? નાટક જોવાનો ઉદ્દેશ મનને આનંદ આપવાનો હોય છે. તું તેના સૌંદર્ય પર મોહી પડ્યો છે? સૌંદર્ય તો ક્ષણભંગુર છે. તે કાચા મનના પ્રેક્ષકોના હૃદયમા વાસનાની આગ પ્રગટાવે છે. આવા પ્રેક્ષકો અધઃપતનના માર્ગે

વળે છે. તું જેને સૌંદર્ય માની બેઠો છે, તે તો વાદળોના રંગની જેમ બદલાયા કરે છે. તારો અભિનેત્રી પ્રત્યેનો પ્રેમ એ પ્રેમ નથી; પરંતુ મોહ છે. આ મોહ વાસનાના પ્યાલા જેવો છે. તેનાથી તારું ધ્યેય પાર નહીં પડે. તેનો પ્રારંભ અને અંત દુઃખમય હોય છે. આ મોહનો અંતરાય તને જીવનનાટકનો સાચો અભિનેતા કે સફળ પ્રેક્ષક નહીં બનવા દે. નાટકનાં ક્ષણેક્ષણે બદલાતાં દૃશ્યોમાં તારું મન-માંકડું ભટકયા કરશે. તને કોઈ સ્થળે શાંતિ નહીં મળી શકે. એટલા માટે ઓ પુત્ર ! તું તારો વિચાર બદલ, વિવેકથી કામ લે અને તારો માર્ગ નક્કી કર '

માબાપના આ શબ્દોની પેલા યુવક પર કોઈ જ અસર ન થઈ. જે માણસને વાસનાનું ભૂત વળગે છે, તેના પર કોઈના ઉપદેશની અસર થતી નથી, તેને પોતાના હિત-અહિતનું ભાન રહેતું નથી, તેનાં વિવેક-ચક્ષુ પર પડળ બંધાઈ જાય છે. આવો માણસ કંઈ જ જોઈ શકતો નથી તે એક વખત તો જીવનનાટકના બદલાતા દૃશ્યના મોહમાં ફસાઈ પડે છે. પેલા યુવકની પણ આ જ દશા થઈ તેની એકમાત્ર અભિલાષા હતી-પેલી અભિનેત્રીને મેળવવાની માબાપના શબ્દોની અવગણના કરીને તે પહોંચ્યો સીધો પેલી અભિનેત્રીના બાપ પાસે. અભિનેત્રીનો બાપ નાટકમાં મુખ્ય ભૂમિકા ભજવતો હતો. પેલા નટને તેણે બધી હકીકત ખુલ્લા દિલે કહી સંભળાવી. પેલા મુખ્ય અભિનેતાએ તેની માગણી એક શરતે મંજૂર રાખીઃ 'જો

તું તારી નાટચકલાનું કૌશલ બતાવીને કોઈ સમ્રાટ કે પ્રધાનને ખુશ કરીને પૈસો કમાય, તો હું તારું લગ્ન આ અભિનેત્રી સાથે કરાવી આપું. મારી આખી જિંદગીની કમાણી કરતાં તારી કમાણી વધી જાય, તો જ તુ આ અભિનેત્રીને મેળવી શકે.' બસ, હવે શું બાકી રહેતું હતું ? આ શબ્દો સાંભળીને પેલો યુવક આ કાર્ય પાછળ જ મંડી પડ્યો. તેણે આગળ-પાછળનો સહેજ પણ વિચાર ન કર્યો. તેના મનમાં એક આશાતંતુ બંધાઈ ગયો તે આશાબંધની દોરી પકડીને ચાલવા લાગ્યો. જુદીજુદી કલાઓના પ્રદર્શનમાં બારેક જેટલાં વર્ષ પસાર થઈ ગયાં. હવે તો તે નાટચકલામાં નિપુણ થઈ ગયો હતો. તેની ગણના કુશળ અભિનેતા તરીકે થતી હતી.

આજે રાજમહેલ સામે નાટકનો રંગ જામ્યો હતો. એક તરફ ગગનચૂંબી રાજમહેલો હતા. બીજી તરફ શ્રેષ્ઠીઓ અને સામંતોનાં ભવ્ય મહાલયો હતા. જીવનને પ્રોજ્જવળ બનાવવાની પ્રેરણા પાતાં હતાં. ભવ્ય મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. તસુએ તસુ જમીન પ્રેક્ષકોથી ભરાઈ ગયેલી હતી. કેટલાય લોકો મકાનોનાં છાપરાં અને છજાં પર દશ્યો જોવા ઊભા હતા. નૃત્યનો વાસ આકાશ સાથે વાતો કરતો હતો. કુશળ નાટચકાર શ્રેષ્ઠીપુત્ર આજે વર્ષોની મહેનત પછી મેળવેલી કલાનું જાહેર પ્રદર્શન કરવાનો હતો. તે ઇચ્છતો હતો કે પ્રેક્ષકો તેની કલા જોઈને ખુશ થઈ જાય અને ખિસ્સામાંથી પૈસા કાઢીને સિક્કાનો વરસાદ

વરસાવે. ખરેખર, આજે નાટ્યશાળાનું દૃશ્ય જ અનોખું હતું. પ્રેક્ષકોએ આખી જિંદગીમાં આવો સરસ ખેલ જોયો નહોતો તેમનાં હૃદય આનંદથી છલકાતાં હતાં. સૌકોઈ એકી અવાજે કહેતું હતું: 'આજે તો આ અભિનેતાએ કમાલ કરી છે! તેના અભિનયમાં પૂછવાપણું જ નથી.' અમૂલ્ય ભેટો આપવા માટે પ્રેક્ષકોના હાથ લંબાયે જતા હતા. સમ્રાટ ભેટ આપે તેના પહેલાં ભેટ આપી દેવાની સૌ ઉતાવળ કરતાં હતાં.

સવાર થયું. ઉષાનાં સોનેરી કિરણો ચમકવા લાગ્યાં. પેલા યુવકનાં આશાકિરણો પણ....સૂર્યોદય થતાં જ ચારે તરફ પ્રકાશ ઝગમગવા લાગ્યો. આખી રાત અભિનય કરી કરીને યુવક હવે થાકી ગયો હતો. એકાએક તેની નજર સામેની અટ્ટાલિકા પર પડી. એક યુવાન તપસ્વી ધીમી ગતિએ આ ભવ્ય મહાલયમાં પ્રવેશતો હતો. તેના મોં પર તપશ્ચર્યાનું તેજ ઝળહળતું હતું. સામેના પલંગ પર સુંદર સ્ત્રીઓ બેઠી હતી. તેમનો દેખાવ જ અનોખો હતો. આ સુંદર સ્ત્રીઓને જાણે સંગેમરમરમાંથી જ ન કોતરી કાઢવામાં આવી હોય! તેમની કાળી અને મોટી મોટી આંખો આકાશના તારાઓની જેમ ઝગમગતી હતી. આ આંખો ચંદ્રમા જેવી શીતળતા વરસાવતી હતી. તેમનાં શરીર રેશમ જેવાં સુંવાળાં અને આકળ જેવાં સફેદ હતાં. તેમની દંતપંક્તિઓ દાડમના દાણા જેવી ચમકતી હતી. તેમના લાંબા અને કાળા વાળ આકાશમાં ઊમટતાં વાદ-

ળાંની છટાનો ખ્યાલ આપતા હતા. પરવાળા જેવા લાલ ઓષ્ઠ અને ગુલાબી ગાલની ચમક હતી. તેમનું સૌંદર્ય અદ્ભુત હતું. પેલા તપસ્વીને જોતાં જ તેમણે શ્રદ્ધાપૂર્વક ઊભા થઈને પ્રણામ કર્યા અને પૂછ્યું : 'ગુરુદેવ, અમારું આ અહોભાગ્ય છે કે આપે અહીં પધારીને અમારું ઘર પાવન કર્યું. આ બધી વસ્તુઓમાંથી આપને કઈ વસ્તુની આવશ્યકતા છે તે ફરમાવો.'

આ અનુપમ દૃશ્ય જોઈને પેલો નૃત્ય કરતો યુવક એકાદ ક્ષણ ખંચકાયો તેના મનમાં વિચારોનાં વાદળ ઘેરાવા લાગ્યાં : 'આ તરુણ તપસ્વી સાધુ કેટલો સંયમી છે? અપ્સરા જેવી આ સુંદર સ્ત્રીઓ તરફ તે ઊંચી આંખ કરીને પણ જોતો નથી. તેની સામે જ આ સુંદરમાં સુંદર અને મનમોહક દૃશ્યો ખડાં જ છે; પરંતુ તે તો છે નિર્લેપ, કમળ જેવો અનાસક્ત! આ સ્ત્રીઓની સરખામણીમાં પેલી અભિનેત્રી કદરૂપા જેવી જ દેખાય છે. આ અભિનેત્રીને મેળવવા માટે મેં કેટલાંય વર્ષોથી સાધના કરી છે. આ તપસ્વી પણ માણસ તો છે જ—મુનિના સ્વરૂપમાં. પછી હું જ શા માટે જીવનનાટકનું દૃશ્ય જોતાં ભાન ભૂલી ગયો, પેલી સ્ત્રીના રૂપમાં કામાસક્ત થઈ ગયો, પાગલ થઈ ગયો? ક્યાં આ પોતાની મસ્તીમાં પાગલ સંયમી અને ક્યાં હું રૂપના મોહમાં પાગલ મોહનો કીડો! મને ધિક્કાર હજો કે હું આ બાહ્ય રૂપ અને શરીરસૌંદર્ય જોઈને મોહી પડ્યો! આ શરીર પણ છે તો લોહી—માંસનો

પિંડ જ ને ? અને આ શરીર પણ અંદરથી તો સૌનું એકસરખું જ હોય છે. પછી આ અભિનેત્રીમાં એવી કઈ વિશેષતા હતી કે હું તેના નાશવંત શરીર પર મોહી પડ્યો છું ? ખરેખર, મેં પિતાજીનું કહેવું ન માન્યું. તેમણે મને જીવનનાટકનો ઉપદેશ આપ્યો હતો; પરંતુ મેં આ ઉપદેશ ગ્રહણ કર્યો નહોતો. તેમના ચિત્તમાં મેં ચિંતાની આગ ચાંપી. મારા વિરહમાં રડીરડીને મા આંધળી થઈ. પરંતુ મેં મારો હઠાગ્રહ પકડી રાખ્યો અને આ માયાવિની પાછળ બાર વર્ષ સુધી પાગલ થઈને ભટક્યો. આટલું કર્યા પછીય મારી અભિલાષા પૂરી ન થઈ. માની લો કે મારી મનોકામના પૂરી થાય તેમ છે. તેમ થયા પછી પણ સૌંદર્યનું આ લોભામણું દૃશ્ય સનાતન તો નથી જ ને ?' આ વિચારોએ પેલા યુવકના હૃદયને હચમચાવી મૂક્યું. તેના આત્મામાં વિવેકની જ્યોત પ્રગટી. આસક્તિનું જાળું કાચા દોરાની જેમ તૂટી ગયું. પ્રેક્ષકો હસતા હતા અને તાળીઓ વગાડતા હતા. પેલા યુવકનો આત્મા પણ અંદરથી હસતો હતો. તેના જીવનસંગીતના તાલ અને લયનો સુમેળ સધાતો હતો. નાટકનો અભિનય કરતાં કરતાં જ અભિનેતાના અંતરમાં આત્મજ્યોતિ પ્રગટી ઊઠી. અભિનેતાના હૃદયાકાશમાં કૈવલ્ય જ્ઞાનનો સૂર્ય પ્રકાશવા લાગ્યો. નાટક પૂરું થઈ ગયું હતું. અભિનેતા રંગમંચ પરથી એકદમ ઊતરી પડ્યો. રાજા અને પ્રજા તરફથી સોનું, ચાંદી, હીરા, પન્ના, માણેક અને મોતીનો વરસાદ વરસવા લાગ્યો. જોતજોતામાં મોટો

ઢગલો થઈ ગયો. પરંતુ અભિનેતાના વિચારોએ નવો જ વળાંક લીધો હતો. આ ઢગલા સામે નજર પણ કર્યા વિના તે આગળ વધવા લાગ્યો. પેલી અભિનેત્રીના પિતાએ તેનો હાથ પકડીને કહ્યું: 'ક્યાં જાઓ છો હવે, કલાસમ્રાટ? આજે મારી પ્રતિજ્ઞા પૂરી થઈ છે. તમારા જેવી પ્રતિભાનાં મને આજસુધી દર્શન થયાં નથી. ચાલો, હવે અભિનેત્રી સાથે લગ્ન કરી લો.'

યુવકે હાથ છોડાવી લેતાં કહ્યું: 'આ બાહ્ય વિભૂતિ તો આત્માને કેટલીય વાર પ્રાપ્ત થઈ ચૂકી છે. પરંતુ તેનું આયુષ્ય કેટલુ ? પરંતુ આજે મને જે વિભૂતિનાં દર્શન થયાં છે, તેનાં પહેલાં ક્યારેય દર્શન થયાં નથી.' આકાશમાં દુંદુભિ વાગવા લાગ્યાં. બધે આ કેવળજ્ઞાનીનો જયજયકાર થઈ ગયો.

હવે પેલો અભિનેતા વિવેકદૃષ્ટિવાળો પ્રેક્ષક બની ગયો હતો. તે જીવનનું નાટક સફળતાથી ભજવી શકતો હતો.

બસ, જીવનનાટકનું રહસ્ય આ જ છે. આ રહસ્યને જાણવાનો આપણે પ્રયત્ન કરવાનો છે. આધ્યાત્મિક ભાષામાં કહું તો જીવનનાટકનું રહસ્ય જાણવા માટે સ્વભાવમાં રમણ કરવાનું છે અને પરભાવથી દૂર ખસવાનું છે. જૈન દૃષ્ટિએ બતાવવામાં આવેલાં નવ તત્ત્વોમાંથી જીવ, સંવર, નિર્જરા અને મોક્ષ તેના માટે ઉપાદેય છે. આ બધાં આત્માની સ્વભાવરમણતામાં સહાયક તત્ત્વો છે. અજીવ, પુણ્ય, પાપ,

આસ્રવ અને બંધ આ જ્ઞેય કે હોય છે. આત્માએ તેમાં ન ફસાવું જોઈએ, કારણ કે તે પરભાવ છે. તેમાં ફસાયા પછી આત્મા સાચો જ્ઞાતાદ્દષ્ટા રહી શકતો નથી. આ જ આશયને વ્યક્ત કરવા માટે આચાર્ય કુંદકુંદે એક 'સમયસાર' નામે ગ્રંથ લખ્યો છે અને તેના પર અમૃતચંદ્રાચાર્ય અને કવિવર બનારસીદાસજીએ 'સમયસાર નાટક'-રૂપે ટીકા લખી છે. તેમણે જણાવ્યું છે કે જીવ પોતાના જીવનના નાટકમાં પોતાના મૂળ સ્વરૂપમાં રહેતો નથી. તે પરભાવમાં જ ભટકચા કરે છે. તેનું કારણ મોહમાયા કે શુભાશુભ કર્મો કે શુભાશુભ પરિવર્તનો છે. તેને લીધે તે આસ્રવબંધ ઇત્યાદિ હેય તત્ત્વોને પણ ઉપાદેય માનવા લાગે છે, તેમાં રસ લેવા માંડે છે, તેની આસક્તિ અને રાગદ્વેષમાં ફસાઈને પોતાનું સ્વરૂપભાન ભૂલી જાય છે. તે સાચો જ્ઞાતા-દ્દષ્ટા રહેતો નથી કવિની આધ્યાત્મિક અંતર્વાણીમાં કહીએ તો—

'હૂં' સ્વતંત્ર, નિશ્ચલ, નિષ્કામ,
જ્ઞાતા, દ્દષ્ટા, આતમરામ......ધ્રુવ

મૈં વહ હૂં જો હે ભગવાન, જો મૈં હૂં વહ હૈ ભગવાન;
અંતર યહી ઉપરી જાન, વે વિરાગ યહાં રાગવિતાન (૧)

સુખદુ:ખદાતા કોઈ ન આન, મોહરાગ હી દુ:ખકી ખાન;
નિજકો નિજ પરકો પર જાન, ફિર દુ:ખકા નહી લેશ નિદાન. (૨)

હોતા સ્વયં જગત પરિણામ, મૈં જગકા કરતા ક્યા કામ?
દૂર હટો પરકૃત પરિણામ, જ્ઞાયક ભાવ લખૂં અભિરામ. (૩)

ઉપરની પંક્તિઓમાં જીવનનાટકમાં નાયકે કેવી રીતે રહેવું જોઈએ અને રંગભૂમિ પર કેવી રીતે પ્રવેશ કરવો જોઈએ, તે સારી રીતે બતાવવામાં આવ્યું છે.

વાસ્તવિક રીતે જે સમ્યગ્ જ્ઞાતા દૃષ્ટા હોય છે, સમ્યક્ અભિનેતા હોય છે, તે જીવનના નાટકમાં વિશ્વની રંગભૂમિ પર જે પૌદ્ગલિક પદાર્થો (વસ્તુઓ) હોય છે, તેમને ક્ષણજીવી માને છે અને ધન કે માણસોના ઇષ્ટ વિયોગથી કે અનિષ્ટ સંયોગથી ચળાયમાન થતો નથી. ધન અને આપ્તજનના નાશ અને સંયોગને તે પોતાનો નાશ અને સંયોગ માનતો નથી. પાપ અને પુણ્યની ભાવનાથી પર રહીને ધર્મભાવનામાં જોડાય છે. શુભ અને અશુભ ભાવોનો ત્યાગ કરીને તે શુદ્ધ ભાવની ઉપાસના કરે છે, શુદ્ધ યોગની સાધના કરે છે. હર્ષમાં હરખાઈ જતો નથી અને શોકમાં શોકાતુર બની જતો નથી. તે પોતાના અધ્યાત્મમાર્ગે બ્રહ્મવીથીમાં મસ્ત બનીને આગળ વધ્યે જ જાય છે. ત્યારબાદ તેના જીવનમાં સુખ, સંતોષ અને શાંતિનો પ્રવાહ વહ્યા જ કરે છે.

વેદાંતની ભાષામાં કહીએ તો તે સંસારની મોહોત્પાદક માયામાં ફસાતો નથી, તે માયાને બ્રહ્મ સાથે વળગવા દેતો નથી, માયાને ઔપાધિક ભાવ માનીને તેમાં રમણ કરતો નથી. માયાનટીની આસક્તિમાં, તેના લલચાવનારા રૂપમાં ફસાવાથી માણસ બહિર્મુખી બની જાય છે અને બ્રહ્મ-

માર્ગથી વેગળો જાય છે. આ જ વસ્તુને કાવ્યની અલંકૃત ભાષામાં આલેખતાં એક કવિએ સુંદર ચિત્ર દોર્યું છે :

'જીવન હૈ એક કહાની;
માનવ હૈ ઇસકા નાયક, માયા હૈ નટી પુરાની...ધ્રુવ...
આશા ઔર નિરાશા દોનોં માયાકી હૈ દાસી,
નિશદિન માનવકી આંખોકો કરતી રહતી પ્યાસી;
આજ નિરાશાકે દામનમેં, કલ આશા હૈ રાની,
જીવન હૈ......[૧]
માનવ હૈ અવિવેકી અંધા, સમજ નહીં કુછ પાતા,
સુખમેં હંસતા રહતા, આંસૂ દુઃખમેં ખૂબ બહાતા;
અપનેપનકો ભૂલ ગયા હૈ, માયાકા અભિમાની,
જીવન હૈ......[૨]

કવિની ભાષામાં જીવન એક કહાણી છે, એક નાટક છે. માણુસ આ નાટકનો સૂત્રધાર છે, માણુસ તેમાં ભૂમિકા પણ ભજવે છે. માયાનટી પણ તેમાં પહેલેથી ભૂમિકા ભજવે છે. આ નટી હરકોઈ માણુસને જીવનનાટકમાં નશામાં ચકચૂર કરે છે. તેનાથી સજાગ રહીને માણુસે પોતાના જીવનનાટકનો 'પાર્ટ' (ભૂમિકા) અદા કરવો જોઈએ.

જીવનનાટકમાં માણુસ જો એકાદ વખત પણ સજાગ રહેતો થઈ જાય અને માયાનટીની ચૂંગાલમાંથી બચી શકે, તો તેનો રસ્તો સાફ થઈ જાય છે, તેનું જીવન અવિરત ગતિએ આગળ આગળ વધ્યે જાય છે. તેમ ન થાય તો માયાનટી તેને વારંવાર ભટકાય છે, અનેકવિધ યોનિઓમાં

તેને જુદીજુદી જાતની ભૂમિકા ભજવવી પડે છે. તે પોતાની જાતનું ભાન ભૂલી જાય છે.

એટલા માટે આપણું જીવનનાટક સારી રીતે ભજવવું જોઈએ. અભિનયનું સર્વોચ્ચ ધોરણ જાળવવું જોઈએ. આપણી ભૂમિકા ભજવતી વખતે અનાસક્ત રહેવું જોઈએ. મોહમાયાથી અળગા રહીને આપણો ખેલ બતાવવો જોઈએ. સાથેસાથે પારકાનું જીવનનાટક જોતી વખતે સાચા જાણકાર પ્રેક્ષક (દૃષ્ટા) તરીકે રહેવું જોઈએ. આપણે આપણું ભાન ન ભૂલવું જોઈએ. માયાનટીના ચેનચાળામાં ન ફસાવું જોઈએ. આપણા જીવનનાટકની સફળતા આમાં જ છે. આપણા જીવનનાટકની પરિપૂર્ણતા પણ આમાં જ છે.

[ ૧૩ ]

## દાનનો આનંદ

વિશ્વના વિશાળ પ્રાંગણમાં માણસ જ્યારથી આંખો ઉઘાડે છે, ત્યારથી તેની નજર સમક્ષ જુદાંજુદાં પ્રાણીઓની દોડધામ દેખાતી હોય છે. જુદાજુદા સ્વભાવનાં પ્રાણીઓ સાથે અને જુદીજુદી પ્રકૃતિનાં માણસો સાથે જ્યારે તે સંપર્કમાં આવે છે, ત્યારે તેનામાં સ્વાભાવિક રીતે જ એક પ્રકારની વ્યાવહારિકતા કેળવાય છે. આ વ્યાવહારિકતાને લીધે તે ગમે તેવા સંયોગોને પણ સાનુકૂળ બની જાય છે. માનવીનો વિકાસ ધીરેધીરે થાય છે. આ વિકાસકાળમાં પણ તેની સમક્ષ જુદાજુદા સંયોગો ઉપસ્થિત થાય છે. તેને કેટલીય જાતના વાતાવરણમાંથી પસાર થવું પડે છે. પરંતુ એક વાત તો ચોક્કસ છે કે આ બધા સંયોગો અને વાતાવરણમાં પણ માનવીમાં ઔદાર્યની મૂળ વૃત્તિનો પ્રકાશ ઝગમગતો હોય છે. તેમા કોઈકોઈ વખત ચડાવ-ઉતાર જેવું પણ આવે છે. આવા સમયે તેની સ્વાભાવિક ઉદાર વૃત્તિ પર આવરણ જેવું છવાઈ જાય છે.

મનુષ્ય સામાજિક પ્રાણી છે. તે પ્રતિક્ષણે સમાજના સંપર્કમાં રહીને શ્વાસ લે છે. જન્મથી માંડીને ડહાપણવાળો થાય છે ત્યાં સુધી કે જન્મથી માંડીને મૃત્યુ સુધી તે કેટલાય લોકોના સંપર્કમાં આવે છે, તેમની સાથે સહકાર સાધે છે અને તેમની મદદ લે છે. કોઈ કોઈ વખત તો તદ્દન અજાણી વ્યક્તિ પાસેથી તેને મદદ લેવી પડે છે. મોટા થયા પછી તે જે પૈસો મેળવે છે, તે પણ સમાજના સંપર્કથી જ, સમાજના સહકારથી જ. બીજાંની ઉદારતાનો આટલો ઉપયોગ-ઉપભોગ કર્યા પછી માણસના મનમાં સમાજમાં જેમને આવશ્યકતા છે એવા નિરાધાર અને ગરીબ લોકોને કંઈક આપવાની વૃત્તિ સાકાર બને છે અને બનવી જોઈએ. આ વૃત્તિને આપણા શાસ્ત્રકારોએ 'દાન' શબ્દથી વર્ણવી છે.

સમાજ પાસેથી જુદાજુદા સમયે અને જુદાજુદા સ્વરૂપે લીધેલી મદદનું દાન એ કેવળ પ્રત્યર્પણ જ છે જે માણસ સમાજ પાસેથી લીધે જ જાય છે અને પાછું કંઈ પણ આપતો નથી કે આપવાની ભાવના રાખતો નથી, તે એક રીતે કૃતઘ્ન કહેવાય છે. એક પૈસાદાર માણસ છે. તેણે અઢળક ધન મેળવ્યું છે. જો પોતાની કમાણીના ધનમાંથી જરૂરતવાળાને કંઈ જ ન આપે, તો તે એક રીતે સમાજનો દ્રોહ કરે છે. પોતાની પાસે જરૂરત કરતા વધારે હોય છતાંય જરૂરતવાળાને ન આપવું તે ભયંકર સમાજદ્રોહ છે. આવા માણસનું પુણ્ય ધીરેધીરે ક્ષીણ થાય છે. તેણે જે ધન મેળવ્યું છે, તે આકાશમાંથી તો ટપકી પડ્યું નથી

ને ? આ ધન આવ્યું છે તો સમાજના ખીસામાંથી જ ને ? આ પૈસાદારને જો નિર્જન વનમાં એકલો મૂકી આવવામાં આવે અને તે ત્યાં દુકાન માંડીને બેસે, તો પૈસો કમાઈ શકે ખરો ? મને લાગે છે કે દુનિયામાં જે જે લોકો છે, તેમના વ્યાપાર-વ્યવસાયમાં સમાજનો પ્રત્યક્ષ કે પરોક્ષ સહકાર તો હોય જ છે, એટલું જ નહીં, આપણા જીવનમાં પશુપક્ષીઓ, વનસ્પતિઓ, જળ, પૃથ્વી, અગ્નિ, સૂર્ય અને આકાશનો કેટલો બધો સહકાર હોય છે, તે આપણે સારી રીતે જાણીએ છીએ. એટલા માટે 'તત્ત્વાર્થસૂત્ર'કાર ઉમા સ્વામીએ કહ્યું છે :

'परस्परोपग्रही जीवानाम् ।'

'જીવોનું જીવન પરસ્પરના ઉપકાર પર ટકી રહેલું છે.'

આટલું હોવા છતાંય કેટલાક લોકો એવું અભિમાન લેતા હોય છે કે, 'મેં સમાજ પાસેથી કંઈ જ લીધું નથી. મેં કોઈની સહેજ પણ મદદ લીધી નથી. હું તો મારી જાતે જ આગળ વધ્યો છું.' પરંતુ ખરી રીતે આ નર્યો ભ્રમ જ છે. સમાજની કોઈ પણ વ્યક્તિને આપ્યા પછી તે કહે છે : 'મેં તેને આપ્યું, ત્યારે જ તે જીવતો રહી શક્યો. મારા સિવાય તેને બીજું કોણ આપી શકવાનું હતું ?' આ પ્રકારની વૃત્તિ એટલે સમાજ પ્રત્યેની કૃતઘ્નતા. જો કોઈ સમાજના સંપર્ક-સહકારથી મેળવેલો પૈસો કે સાધનસામગ્રી બીજાને આપે કે આપવાની વૃત્તિ રાખે, તો તે પોતાની ફરજ અદા કરે છે. એટલા માટે ભારતના મહાન સ્મૃતિકાર મહર્ષિ મનુએ કહ્યું છે :

'न दत्वा परिकीर्तयेत् ।'

'આપીને કોઈને કહેવું કે પોતાનાં વખાણ કરવાં કે છાપામાં જાહેરાત ન કરવી જોઈએ.'

સૂર્ય આખા જગતને પ્રકાશ આપે છે, અગ્નિ સૌનો ખોરાક રાંધે છે, વાદળાં પાણી વરસાવે છે અને વનસ્પતિ અન્યના ઉપયોગમાં આવે છે. પરંતુ આ બધાં પોતાની વસ્તુ આપ્યા પછી ક્યાંય ઢંઢેરો પીટવા જાય છે ખરાં? છાપામાં એમની જાહેરાતો દેખાય છે ખરી? ગાય, ભેંસ, બકરી અને ઊંટ જેવાં પશુ પણ માણસને કેટલાં ઉપયોગી નીવડે છે? પરંતુ છાપામાં તેમની જાહેરાતો છપાય છે ખરી? તે જ્યાં હોય ત્યાં દાંડી પીટે છે ખરા? મનુષ્ય તો વિચારશીલ પ્રાણી છે તેણે પોતાના બુદ્ધિવૈભવથી દુનિયાની કેટલીય વસ્તુઓ મેળવી હોય છે. નગારાં વગાડીને આ બધાની જાહેરાત કરવાની આવશ્યકતા છે? વિવેકી મનુષ્યનું તો એ કર્તવ્ય છે કે તેણે માનવજીવનને સાર્થક કરવા માટે દાન અને ભોગનો સ્વીકાર કરવો જોઈએ. ભોગનો સ્વીકાર ઓછામાં ઓછો કરીને દાનનો સ્વીકાર વધારેમાં વધારે કરવો જોઈએ. પોતાની વસ્તુ આપવા માટે તેણે તક શોધતા રહેવું જોઈએ. તેણે લેનાર વ્યક્તિની પણ શોધમાં રહેવું જોઈએ. તેનામાં એક જ ભાવના હોવી જોઈએ— 'સમાજના સહકારથી મેળવેલું ધન સમાજને આપીને મારે ઋણમુક્ત થવું છે.'

સુખશાંતિથી જીવન પસાર કરી શકાય એટલા માટે

માણસ પૈસો કમાય છે. પરંતુ તે જે ધન કમાય છે, તે ત્રણ રીતે વપરાય છે. નીતિકારે કહ્યું છે :

'दानं भोगो नाशः त्रिधा गतयो भवन्ति वित्तस्य।'

ધનનો ત્રણ રીતે ઉપયોગ થાય છે. જો તે દાનરૂપે આપવામાં આવે, તો તે સાર્થક છે. તેનો જો ઉપભોગ કરવામાં આવે, તોપણ કંઈક ઉદ્દેશ બર આવે છે. જે ધન દાનમાં આપવામાં આવતું નથી કે તેનો ઉપભોગ કરવામાં આવતો નથી, તેનો નાશ થાય છે. કેટલાક માણસોનો સ્વભાવ જ એવો હોય છે કે તેમને બસ આપવામાં જ આનંદ આવે છે. આ લોકોની માન્યતા જ એવી હોય છે કે આપણે જે કંઈ આપીએ છીએ, તે જ આપણું છે. આપણે જે નથી આપતા, તે આપણું નથી.

ઈંદોરના શેઠ સર હુકમીચંદના જીવનના એક મધુર પ્રસંગનું મને સ્મરણ થઈ આવે છે. કોઈ માણસે તેમને પૂછ્યું : 'શેઠજી ! આપ તો લક્ષ્મીપુત્ર છો. આપની સંપત્તિનો કોઈ પાર નથી. કેટલાક માણસોની માન્યતા છે કે આપની પાસે દસ કરોડની મિલકત છે. કેટલાક લોકો આ આંકડો વીસ-પચીસ કરોડ સુધી લઈ જાય છે. પરંતુ આ બધી માન્યતાઓ કેવળ માન્યતાઓ જ છે. આ માન્યતાઓ પાછળ કોઈ પીઠબળ હોતું નથી. લોકોની ગેરસમજમાં પણ વધારો થયા કરે છે. માટે આપ જ આપની મિલકતનો સાચો આંકડો કહો.' શેઠે હસતાં હસતાં જવાબ આપ્યો : 'ભાઈ ! મારી પોતાની મિલકત બહુ જ ઓછી

છે-ફક્ત સાડીસત્તાવીસ લાખ.' શેઠનો આ જવાબ સાંભળીને પેલો દંગ થઈ ગયો. તેણે સાશ્ચર્ય પૂછ્યું: 'શેઠ સાહેબ! આપે આ શબ્દો બીજાને ફોસલાવવા માટે કહેવા જોઈએ. આવી ઢંગધડા વિનાની વાત માની લઉં એટલો હું કાચો નથી. પચાસ લાખ રૂપિયાનો તો આ કાચનો મહેલ જ હશે. આપના બીજા પણ બંગલા છે. મિલ પણ છે. આ બધાની ગણતરી નથી કરવાની?' શેઠજીએ પોતાના શબ્દોનું સ્પષ્ટીકરણ કરતાં કહ્યું: 'ભાઈ! તમે તો મારું કહેવું જ સમજ્યા નથી. મેં આ હાથે સાડીસત્તાવીસ લાખ રૂપિયા જ આપ્યા છે. મારી આટલી મિલકત જ જનતા-જનાર્દનના ઉપયોગમાં આવી છે. મારી સાચી મિલકત આટલી જ છે અને તે ખૂબ જ ઓછી છે.'

આ છે દાનની સાથે નમ્રતાનો સંક્ષિપ્ત પરિચય!

દાન એ કોઈના પર અહેસાન (ઉપકાર) નથી. દાન કોઈ એવી વસ્તુ નથી કે જેના માટે જાહેરાત કરવી પડે. દાન તો કર્તવ્ય છે, આત્મશુદ્ધિનું પ્રવેશદ્વાર છે, ઉદારતાનો અંતર્નાદ છે. દાન સમાજની ઋણમુક્તિ છે, આત્મવિકાસની સોનેરી તક છે, સજાગતાનો ચોકીદાર છે. કોઈ પણ ખેડૂત ખેતરમાં બીજ વાવીને કે ખેતરની જમીનને બીજ આપીને એવો વિચાર નથી કરતો કે મેં ખેતરને આટલાં બીજ આપ્યાં છે એવી જાહેરાત કરું. કોઈ પણ વેપારી વેપારમાં પૈસો રોકીને તેનો ઢંઢેરો પીટતો નથી. શા માટે? આનું કારણ એ છે કે ખેતરમાં તેણે પોતાના જ સ્વાર્થ માટે

બીજ વાવ્યાં છે! વેપારીએ વેપારમાં જે રોકાણ કર્યું છે, તે પોતાના જ સ્વાર્થ માટે છે! ત્યારે પછી જો કોઈ સમાજ કે વ્યક્તિરૂપી ક્ષેત્રમાં બીજ વાવે, તો તેણે પોતાના નામની જાહેરાત થાય એવી ઇચ્છા શા માટે રાખવી જોઈએ? તેમ કરવાથી તેનો પોતાનો જ સ્વાર્થ સધાય છે ને? તેને પોતાને જ ધર્મલાભ થાય છે ને? એવો કયો મૂર્ખ હશે જે પોતાના ધનનો સદુપયોગ બીજાને નિઃસ્વાર્થ-ભાવે આપીને નહીં કરે? દાનથી માણસને જે સાહજિક આનંદ મળે છે, તે જાતે ધનનો ઉપભોગ કરવાથી, પોતાનો જ સ્વાર્થ સિદ્ધ કરવાથી કે તિજોરીમાં મૂકી રાખ-વાથી મળતો નથી. એક વખત તળાવે ગાંડીતૂર થઈને વહેતી નદીને કહ્યું: 'તું ખરેખર મૂર્ખ છે. તું તારું બધું જ પાણી દરિયામાં જઈને ઠાલવે છે. આના બદલામાં તને શું મળે છે? આટલું કર્યા પછીય દરિયો તો ખારો જ રહે છે.' નદીએ જવાબ આપ્યો: 'વહેતા રહેવું એ મારું કામ છે. સમુદ્રને મારું સર્વસ્વ અર્પી દેવામાં જ મને આનંદ મળે છે. બદલામાં કંઈપણ મેળવવાની હું આશા જ રાખતી નથી. ફળનો પણ હું કદી વિચાર કરતી નથી.' પરિણામે નદીનો પ્રવાહ પહેલાંની જેમ જ ચાલુ રહ્યો. તેને પર્વતમાંથી નવુંનવું પાણી મળતું જ ગયું. પરંતુ તળાવનું સ્થિર પાણી તો સુકાઈ ગયું. તરસ્યા મુસા-ફરો પાછા ફરવા લાગ્યા. પરંતુ નદીએ તો તરસ્યા મુસાફરો અને પશુપક્ષીઓને સંતોષ આપ્યા જ કર્યો.

દાન તો ફળપ્રાપ્તિની ગેરંટી છે. તેમાં કંઈ ગુમાવવાનું હોતું નથી. તેમાંથી કંઈક મેળવવાની જ શ્રદ્ધા રાખવાની હોય છે. તેમાંથી આનંદ મળે છે. કર્તવ્યપાલનનો સંતોષ મળે છે. જૈનાચાર્ય ઉમા સ્વામીએ દાનની વ્યાખ્યા કરી છે :

'अनुग्रहार्थं स्वस्यातिसर्गो दानम् ।'

''આપણા આત્માના અનુગ્રહ માટે, આપણી ઉદારતાના વિકાસ માટે આપણી વસ્તુનો ત્યાગ કરવો એટલે દાન.'

'ઇલ્મ દેનેસે દૂની હોતી હૈ.' આ કહેવત તો ખુબ જ જાણીતી છે. પરંતુ પૈસા અને બીજી વસ્તુઓ માટે લોકોની અવળી જ માન્યતા છે. લોકો એમ જ માને છે કે પૈસો કે વસ્તુઓ આપવાથી મિલકત વપરાઈ જાય છે, ઓછી થઈ જાય છે. પરંતુ આ માન્યતા ભૂલભરેલી છે. પોતાની પાસે રાખી મૂકવાથી સંપત્તિ ઘટે છે, વધતી નથી. કુરાને શરીફમાં એક જગ્યાએ કહ્યું છે: 'પૈસો વ્યાજથી નહીં; દાન કરવાથી વધે છે.' ઇસ્લામ ધર્મનો આદેશ છે કે પ્રત્યેક મુસલમાને પોતાની આવકનો ચાળીસમો ભાગ દાનમાં કાઢવો જોઈએ. આપણા શરીરમા આપણે જેટલું નાખીએ છીએ, તેટલું લોહી બનતુ નથી. બધા જ ખોરાકનો ઉપયોગ થતો નથી. તેમાંથી નકામો ભાગ મળમૂત્રરૂપે શરીર બહાર ફેંકાઈ જાય છે. આ જ રીતે માણસે પણ સમાજમાંથી મળેલાં બધાં સાધનો સમાજને આપી દેવાં જોઈએ. બધાં જ સાધનોનો ઉપયોગ પોતાની જાત માટે કરવો તે વાજબી નથી.

આ જ ભાવાર્થને વ્યક્ત કરતા અદ્વૈતવાદના મહાન આચાર્ય શંકરે દાનની વ્યાખ્યા કરી છે:

'दानं संविभागः ।'

'જે સંપત્તિ (ધન) કે સાધન (વસ્તુ) સમાજમાંથી મેળવ્યાં છે, તેને સારી રીતે યોગ્ય પ્રમાણમાં વહેંચી નાખવાં.' ખરેખર તો દાન આપવામાં માણસને પોતાની માલિકીની ભાવના જતી કરવી પડે છે. માણસ જો સ્વેચ્છાએ દાન કરે, સમાજમાં આવશ્યકતા હોય તેને પ્રમાણસર મદદ કરે, તો વૈમનસ્ય ન ફેલાય, સંગ્રહવૃત્તિ ન ફૂલેફાલે. સમાજમાં કંજૂસ માણસોએ જ સંગ્રહવૃત્તિની લાલસા વધારી મૂકી છે, તિજોરીવાદને પ્રોત્સાહન આપ્યું છે. જો બધા જ લોકો પોતાના ગજા પ્રમાણે સમાજની બેંકમાં જમા કરાવ્યે જાય, તો દુનિયામાં લીલાલહેર થઈ જાય. જૂના જમાનામાં શ્રીમંત લોકો પોતાની જ સુખસગવડોનો ખ્યાલ રાખતા નહોતા, આ શ્રીમંતો આજુબાજુના સમાજનો અને ગરીબોનો પણ ખ્યાલ રાખતા હતા જ્યારે જ્યારે મોકો મળતો, ત્યારેત્યારે છૂટા હાથે આપતા હતા. તેમના જીવનમાં 'હાથ દિયે કર દાન રે'નું સૂત્ર વણાયેલું હતું. આ કારણને લીધે જૂના જમાનામાં આર્થિક વિષમતા હોવા છતાંય સંઘર્ષ નહોતો. સૌ કોઈ સંતોષથી રહેતું હતું. કોઈ બેકાર કે ભૂખ્યું ન રહેતું. સાધનોના અભાવે કોઈ દુઃખી નહોતું. તે જમાનામાં ગરીબ લોકો પૈસાદારનું ધન જોઈને બળાપો કરતા નહોતા. ગરીબને ફક્ત આટલો જ વિચાર આવતો: 'મારે

જે વસ્તુની જરૂર પડે છે, તે વસ્તુ મને મળી રહે છે. પછી મારે સંઘરો શા માટે કરવો? પૈસાદાર લોકોનું ધન એ તો મારી બેંક છે. મારી ઇચ્છા થાય, ત્યારે તેમાંથી લાવી શકાય છે.'

પરંતુ આજે તો શ્રીમંતોની વાત જ જુદી છે. ગરીબો સાથે તેઓ બહુ જ ઓછી આત્મીયતા રાખે છે. ગરીબોની સુખસગવડનો પણ બહુ જ ઓછો ખ્યાલ રાખે છે આ કારણને લીધે ગરીબોની આંખમાં તેમનું ધન કણાની જેમ ખૂંચે છે. ગરીબો પાસે સંતોષ રાખવાનું કોઈ કારણ નથી. આજના ગરીબો અને શ્રમજીવીઓ એટલા માટે જ સામ્યવાદ તરફ ઢળતા જાય છે. પરંતુ સામ્યવાદના જન્મ પહેલાં જ ભારતવર્ષના ઋષિઓએ લોકોને એક એવી કલા શીખવી છે કે જેથી સમાજમાં શ્રીમંતો અને ગરીબો વચ્ચે વૈમનસ્ય ન થાય, ગરીબોની આંખોમાં શ્રીમંતોનું ધન ન ખટકે. ભગવાન મહાવીરે શ્રાવકો માટે આ પ્રકારનું એક વ્રત જ ફરમાવ્યું છે. આ વ્રતના પાલનથી આખો પ્રશ્ન પ્રેમથી પતી જાય છે. આ વ્રતનું પ્રચલિત નામ 'અતિથિસંવિભાગ-વ્રત' છે અને તેનો અર્થ ખૂબ જ સંકુચિત કરવામાં આવે છે. આ જ વ્રતનું જૂનું નામ 'અહાસંવિભાગ' (યથાસંવિભાગ) મળી આવે છે અને તેનો વિશાળ દૃષ્ટિએ અર્થ કરવામાં આવે તો એવો થાય છે કે, 'પોતાની પાસેની વસ્તુઓને યોગ્ય પ્રમાણમાં વહેંચી નાખવી તે.' અહીં કોઈ અમુક જ વર્ગને લક્ષમાં રાખીને સંવિભાગ કરવાનું ન કહેતાં સમાજના હરકોઈ ઘટક માટે આ વ્રતનો આદેશ કરવામાં આવ્યો છે.

ગોવિંદાનંદે 'દાનક્રિયા કૌમુદી'માં દાનની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે:

'उद्देश्यगत स्वामित्वजनकत्यागो दानम् ।'

આનો ભાવાર્થ એ છે કે દાનક્રિયા સ્વામિત્વ વિસર્જનની ક્રિયા છે. 'इदं न मम ।' (આ મારું નથી.) એવી ભાવના દાતામાં જન્મે, તે જ સાચું દાન છે. જ્યાં દાન આપીને બદલામાં લેવાની ભાવના હોય છે કે જ્યાં સ્વાર્થ સાધવાના ઉદ્દેશથી દાન આપવામાં આવે છે, તે દાન નથી, એક પ્રકારનો સોદો છે.

બધા જ સદ્ગુણોનું પ્રવેશદ્વાર દાન છે. જે માણસમાં ઉદારતાનો ગુણ વિકાસ પામતો નથી, તેનામાં બીજો કોઈ-પણ ગુણ વિકાસ પામતો નથી. સંકુચિત મનમાં ગુણ પણ સંકુચિત રીતે વિકાસ પામે છે. દાન હૃદયના વિકાસની તાલિમ છે. મનુષ્યની ઉદારતા અને આત્મીયતા દાન મારફત જ વિશ્વના પ્રત્યેક પ્રાણી સુધી વિસ્તરી શકે છે. માણસમાં જ્યારે દાનનો પ્રવાહ પોતાના કુટુંબ, સમાજ, ગામ, શહેર અને રાષ્ટ્રના ભેદને ચીરીને સમગ્ર જગતમાં ફેલાઈ જાય છે, ત્યારે તેની વિશ્વબંધુત્વની સાધનાનો વ્યાવહારિક રીતે પ્રારંભ થાય છે. તીર્થંકરો વિશ્વવત્સલ થવા માટે, જગત સાથે આત્મીયતા કેળવવા માટે સૌથી પહેલી શરૂઆત દાનથી જ કરે છે. આ રીતે તેઓ સમાજ, રાષ્ટ્ર અને વિશ્વને દાન મારફત ઉદારતાની વૃત્તિ કેળવવા-વધારવામાં પ્રેરક બને છે.

માણુસ પાસે જે સાધનસામગ્રી હોય તેનો બીજા માટે ઉપયોગ કરવામાં કરકસર ન કરવી જોઈએ. બીજા માટે તન, મન, ધન અને સાધનોનો ઉપભોગ કરવો, સમાજના દુઃખપીડિત, નિર્ધન, નિરાધાર અને ભૂખ્યા માણુસોની સેવામાં પોતાની પાસે જે હોય તે સમર્પી દેવું તે દાન છે. શરીરથી કોઈની સેવા કરવી, મનથી વિશ્વનાં પ્રાણીઓ પ્રત્યે શુભેચ્છાનો પ્રવાહ વહાવવો, દીનદુઃખિયાંને શબ્દોથી આશ્વાસન આપવું, બુદ્ધિથી યોગ્ય માર્ગદર્શન આપવું અને ધન અને સાધનોથી કોઈને મદદ કરવી—આ બધા દાનના જ પ્રકારો છે.

કેટલાક લોકો એમ વિચારતા હોય છે કે દાન આપવાથી આપણી પાસે જે છે તે ઓછું થઈ જશે. પછી અમે ખાઈશું શું? અમારાં બાળબચ્ચાં શું ખાશે? આ બધી એક પ્રકારની ભ્રાંતિ છે, આત્મશ્રદ્ધાની અધૂરપનો નમૂનો છે. માણુસમાં આટલી આત્મશ્રદ્ધા તો હોવી જ જોઈએ—'મારે શી ખોટ છે? હું કોઈને અણીના વખતે મદદ કરીશ, તો શું ઓછું થઈ જવાનું છે?' આમેય આપણે તપશ્ચર્યા તો કરીએ જ છીએ ને? જો કોઈને નિઃસ્વાર્થભાવે આપ્યા પછી કંઈ જ ન બચે કે ઓછું બચે, તો તેટલામાં જ ગુજરાન ચલાવવું, એટલા જ ભોજન વસ્ત્ર કે સાધનથી કામ ચલાવવું, એ જ સાચી તપસ્યા છે, સાચું આભ્યંતર તપ છે.

દાન આપવાથી વસ્તુ ઓછી થતી નથી, વધે છે. કૂવો એ તેનું પ્રત્યક્ષ ઉદાહરણ છે. તમે કૂવામાંથી પાણી

કઢાતું જોયું હશે. કૂવામાંથી ગમે તેટલું પાણી કાઢયે જાઓ. તેની જગ્યાએ નવું પાણી આવ્યે જ જાય છે. એ જ રીતે ધનનો સદુપયોગ કરવાથી તે ફરીથી પાછું ફરે છે. કૂવામાંથી પાણી કાઢવામાં ન આવે, તો તેની શી દશા થાય છે? નવું પાણી આવતું નથી અને જૂનું પાણી દુર્ગંધ મારે છે. જે કૂવાનું પાણી દુર્ગંધ મારતું હોય છે, તેની પાસે કોઈ ફરકતું પણ નથી. આ જ રીતે જો ધનને તિજોરીમાં મૂકી દેવામાં આવે અને હૃદયની તિજોરી પર કંજૂસાઈનું મજબૂત તાળું લગાવવામાં આવે અને ઉદારતા પર પ્રતિબંધ મૂકવામાં આવે, તો તેવા કંજૂસ પાસે કોઈ જશે જ નહીં કે ન કોઈ સવારના પહોરમાં તેનું નામ લેવાનું પસંદ કરશે. જે દાન આપતો હોય કે ઉદાર હોય, તેનું જ નામ લોકજીભે વારંવાર ચડે છે. કહે છે કે રાજા કર્ણ દાનેશ્વરી હતો. તે એટલા બધા છૂટા હાથે દાન આપતો હતો કે ઉષઃકાળને લોકો રાજા કર્ણનો કાળ(સમય) કહેતા હતા.

ભારતના અમર કવિ સંત કબીરે એટલા માટે કહ્યું છે:

'પાની બાઢો નાવમેં, ઘરમેં બાઢો દામ;
દોનોં હાથ ઉલેચિયે, યહી સયાનો કામ.'

સમુદ્રના વક્ષસ્થળની સપાટી પર નૌકા પૂરજોસથી આગળ વધે છે. તેમાં જો અકસ્માત્ પાણી ભરાઈ જાય છે, તો બુદ્ધિશાળી પુરુષ તરત જ બન્ને હાથે પાણી ઉલેચવા માંડે છે. તેમ કરવામાં ન આવે તો નૌકા ડૂબી જાય

અને સાથે સાથે મુસાફરો પણ ડૂબી જાય. આ જ રીતે પૈસો વધવા માંડે ત્યારે ડાહ્યા માણસે સમાજનાં સત્કાર્યો માટે છૂટા હાથે વાપરવો જોઈએ. સમજુ માણસોએ ગરીબોને દાન આપવું જોઈએ. જો જરૂર કરતાં વધારે પૈસો ભેગો થશે, તો ચોરીનો ભય રહેશે અને જાનની પણ સલામતી નહીં રહે. પૈસો પણ જશે અને જીવ પણ જશે. ગાયને દોહીને દૂધ કાઢવામાં ન આવે, તો તે દૂધ આપતી જ બંધ થઈ જાય છે. એ જ રીતે પહેલાંના ધનનો સદુપયોગ કર્યા વિના નવું ધન પણ મળતું નથી.

ધનની રમત પણ ફૂટબોલ જેવી જ હોવી જોઈએ. ફૂટબોલને કોઈ પોતાની પાસે જ રાખી મૂકે, તો રમત ન રમી શકાય. એટલા માટે જ ખેલાડીઓ પોતાના હાથમાં આવેલો ફૂટબોલ સામા ખેલાડી તરફ ફેંકે છે. આ જ રીતે પૈસાની રમત પણ પૈસાને બીજા તરફ ફેંકીને જ રમવી જોઈએ. સમાજમાં પૈસો વહેતો રહે, તો સમાજ-શરીરનું આરોગ્ય ટકી રહે. સંસ્કૃત ભાષામાં ધનને 'દ્રવ્ય' પણ કહેવામાં આવે છે. તેનો અર્થ થાય છે: જે પાણીની જેમ વહી જાય છે તે દ્રવ્ય છે. 'द्रवतीति द्रव्यं।' બહેનો પોતાનાં ઘરેણાં માટે ખૂબ જ ફુલાતી હોય છે અને સોના અને મોતીના દાગીના પહેરીને પોતાની શ્રીમંતાઈ પ્રદર્શિત કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ જો તે ઘરેણાંની ઘડાઈ જેટલા જ પૈસા સત્કાર્યોમાં વાપરે, તો સમાજની વિષમતા દૂર થાય અને તેમના જીવનમાં સાદાઈ પ્રવેશે. ભર્તૃહરિએ કહ્યું છે:

'दानेन पाणिर्नतु कंकणेन।'

'હાથની શોભા કંકણોથી નથી; દાન(આપવા)થી છે.'

અંગ્રેજીમાં પણ એક સુંદર કહેવત છે:

'The hand that gives, gathers.'

'જે હાથ દાન આપે છે, તે આપતો નથી; એકઠું કરે છે.'

મારવાડના એક નાના સરખા ગામડામાં એક બહેન હતી. તે ઉદાર દિલની હતી. તેના ઘેર જે કોઈ આવે, તેને જમાડ્યા વિના પાછો ન ફરવા દે. કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે ઘરમાં ગરીબાઈ ડોકિયાં કરતી હોવા છતાંય તે મહેમાનને જમાડીને જ પાછો ફરવા દેતી. તેનો પતિ પણ સામાન્ય સ્થિતિનો હતો. તે મહેનત–મજૂરી કરીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. પેલી બાઈની દાનવૃત્તિને લીધે તેને આ પ્રદેશમાં સૌ કોઈ ઓળખતું હતું અને તેના લીધે તેના પતિને પણ. એક વખત તેના પતિને મજૂરી માટે દૂર સુધી જવાનું થયું. તેણે પત્નીને કહ્યું: 'મારે અમુક ગામ જવાનું છે. લગભગ દસ દિવસ થશે. એક થેલીમાં આટો ભરીને મારા સામાન સાથે બાંધી દેજે.' પેલી ઉદાર બાઈ જાણતી હતી કે હું કોઈને જમાડ્યા વિના જવા દેતી નથી. પછી મારા પતિને લોકો જમાડ્યા વિના કેવી રીતે જવા દેશે? મારા પતિને લોટની જરૂર જ નહીં પડે. પેલી બાઈનો પતિ જવા માટે તૈયાર થયો, ત્યારે તેણે તેના સંતોષ માટે એક ખાલી થેલી મોં બંધ કરીને સામાન સાથે બાંધી દીધી. પેલી બાઈનો પતિ

જ્યાં જ્યાં ગયો, ત્યાંત્યાં લોકો તેને ઓળખી ગયા. પેલી બાઈના લીધે લોકોએ તેને સારી રીતે જમાડ્યો અને આગતાસ્વાગતા કરી. તેને ન તો જતી વખતે લોટની થેલી ઉઘાડવાની જરૂરે પડી કે ન પાછી ફરતી વખતે. ઘેર આવ્યા પછી તેણે પત્નીને કહ્યું : 'મારે તો ક્યાંય થેલી ખોલવાની જરૂર જ ન પડી. તું થેલી પાછી કાઢી લે. થેલી જ્યાં મૂકી હતી, ત્યાં જ પડી છે.' પત્નીએ કહ્યું : 'મેં તો તમારા જતા પહેલાં જ જમવાની વસ્તુઓ મોકલી આપી હતી. તમારા સંતોષ ખાતર મેં ખાલી થેલી જ મૂકી હતી. જુઓ, આ થેલી તદ્દન ખાલી જ છે.' પતિને નવાઈ લાગી. પતિએ પૂછ્યું : 'કેવી રીતે? તેં બધી વસ્તુઓ ક્યારે મોકલી આપી હતી? મેં તો કંઈ જોયું જ નથી.' પેલી બાઈએ સ્પષ્ટીકરણ કરતાં કહ્યું : 'હું અહીં થઈને પસાર થતા કોઈ પણ વટેમાર્ગુને જમાડ્યા વિના જવા દેતી નહોતી. લોકોના હૃદય પર તેની અસર થયા વિના ન જ રહે. પછી આ લોકો તમને ઓળખ્યા પછી જમાડ્યા વિના જવા દે ખરા? મારી ઉદારતાએ જ તમારા માટે સંગ્રહનું કામ કર્યું છે! આ લોકોના હૃદયમાં પણ ઉદાર થવાની વૃત્તિ જન્માવી છે!'

જે માણસ હંમેશાં દાનમાં જ રચ્યોપચ્યો રહે છે, તેને દાન આપ્યા વિના ચેન જ પડતું નથી, આનંદ જ મળતો નથી. આવો માણસ જ્યારે પોતાની આજુબાજુના માણસોને દુઃખી કે ભૂખ્યા જુએ છે, ત્યારે તે પોતે જ દુઃખી થાય છે, તે પોતે જ ભોજન કરતો નથી. જ્યાંસુધી

લોકોનું દુઃખ દૂર થતું નથી, ત્યાં સુધી તે પણ દુઃખી રહે છે.

મહારાજા રંતિદેવ પોતાના રાજમહેલના આંગણામાં બેઠા હતા. અડતાળીસ અડતાળીસ દિવસના ઉપવાસ હોવા છતાંય આજે તેમની ભૂખતરસ ઊડી ગઈ હતી. હમેશાં અસંખ્ય પ્રાણીઓને ભૂખતરસથી પિડાઈને મરતા જોઈને તેમનું હૃદય અકથ્ય દુઃખ અનુભવતું હતું. તેમના મનમાં એક જ અંતર્નાદ ગુંજતો હતો: 'આ બધાં નિર્દોષ પ્રાણીઓને બચાવવા મારે શું કરવું?' એટલામાં મહામંત્રી આવી પહોંચે છે. મહામંત્રી કહે છે: 'મહારાજ, આજે આપના ઉપવાસના અડતાળીસ દિવસ પૂરા થઈ ગયા. દિન પર દિન આપની જીવનશક્તિ ક્ષીણ થતી જાય છે. આમ હોવા છતાંય આપ કેટલી બધી ચિંતા કરો છો? મહારાજ, આપની તપશ્ચર્યા અદ્‌ભુત છે!' રંતિદેવે ધીરેથી કહ્યું: 'મંત્રીજી, મારે શું કરવું તે કહો? આખા રાજ્યમાં જે દુઃખદ પરિસ્થિતિ પ્રવર્તી રહી છે, તેણે મને વિહ્વળ બનાવી મૂક્યો છે. આમાંથી છૂટવાનો મને કોઈ રસ્તો જ દેખાતો નથી.' મહામંત્રીએ કહ્યું: 'મહારાજ! દુષ્કાળની ભયંકર પરિસ્થિતિમાંથી પ્રજાને ઉગારવા માટે આપે શું કરવાનું બાકી રાખ્યું છે? રાજ્યભંડારો ખુલ્લા મૂકી દીધા, મહેલની બધી જ વસ્તુઓ વહેંચી દીધી. આટલું કરીને જ આપ ક્યાં અટક્યા છો? દુષ્કાળપીડિત જનતાને અન્નનો એક કોળિયો પણ મળે તેટલા ખાતર આપ આટલા

દિવસથી ઉપવાસ કરો છો. માણસની શક્તિથી જેટલું થઈ શકે, તે બધું જ આપ કરી છૂટયા છો. પરંતુ હવે....!' એટલામાં જ બહારથી લોકોનો કોલાહલ સંભળાય છે: 'જય હો મહારાજા રંતિદેવનો! મહારાજના ઉપવાસ છોડાવો અને પારણાં કરાવો. લાખો ભલે મરે, પરંતુ લાખોનો પાલનહાર ન મરજો' મહામંત્રીએ રાજાને કહ્યું: 'આપે પ્રજાનો આ પોકાર સાંભળ્યો? પ્રજાના આ પોકારને પ્રજાવત્સલ રાજા કેવી રીતે ઠોકરે ચડાવી શકે? મહારાજ, હવે તો આપને પારણાં કરવાં જ પડશે.' મહારાજા રંતિદેવે સહેજ ગંભીરતાપૂર્વક કહ્યું: 'મહામંત્રીજી, પ્રજાનો આટલો પ્રેમ સંપાદન કરી શકવા માટે હું મારી જાતને ભાગ્યશાળી માનું છું. પરંતુ જ્યાં અસંખ્ય પ્રજાજનો ભૂખ-તરસથી તરફડીને મરતાં હોય, ત્યાં હું કેવી રીતે અન્નનો કોળિયો મોંમાં મૂકી શકું?' મહામંત્રીએ કહ્યું: 'પરંતુ મહારાજ, આપ પ્રજાના મોંનો કોળિયો પડાવી લઈને કે ભૂખે મારીને તો અન્ન નથી લેવાના ને? આપે આટલા બધા દિવસોથી અન્નજળનો ત્યાગ કર્યો છે, તે પ્રજા માટે જ ને? આપનો આ મહાત્યાગ જોઈને આપના કર્મચારીઓ અને પ્રજાજનો કૃતજ્ઞતા પ્રદર્શિત કરે છે. મહારાજ, હવે તો એવા સંયોગો ઉપસ્થિત થયા છે કે આપે આપને માટે નહિ, પરંતુ પ્રજાના હિત ખાતર પણ પારણાં કરવાં જોઈએ આપની શારીરિક સ્થિતિ જોઈને પ્રજા આર્તનાદ કરે છે, મહારાજ!' રંતિદેવે પોતાની અંતર્વ્યથા વ્યક્ત કરતાં કહ્યું: 'મહામંત્રીજી,

હું સમજી શકું છું. મારી પ્રજાનું વાત્સલ્ય હું સારી રીતે સમજી શકું છું. પરંતુ મારા રાજ્યમાં જ્યાં સુધી અનાજના એકેએક દાણા માટે નિર્દોષ બાળકો મરતાં હોય, એક કોળિયા ધાન માટે કે પાણીના એક ઘૂંટડા માટે લોકો માણસાઈ ભૂલી જતા હોય; ત્યાં સુધી તમારો રંતિદેવ મહેલના એક ખૂણામાં જઈને કેવી રીતે જમવા બેસી શકે? મહામાત્ય, ભૂખ અને તરસનું દુઃખ કુદરતે સૌને એક સરખું આપ્યું છે. પ્રજાજનોની જિંદગી કરતાં પોતાની જિંદગીને રંતિદેવ સહેજ પણ વધારે મહત્ત્વ આપી શકે તેમ નથી!' આ જ વખતે પ્રજાનો અવાજ ફરીથી સંભળાય છે. મહામંત્રીએ સવિનય કહ્યું: 'મહારાજ! સાંભળો. પ્રજાના આ કરુણ પોકારને ધ્યાનમાં લો. આ બધા પ્રજાજનો મારી પાસે જવાબ માગશે. હું પણ લોકમતની અવગણના કેવી રીતે કરી શકું તેમ છું? એટલે પ્રજાજનોને સંતોષ આપવા જેટલી કૃપા કરો, મહારાજ!' રંતિદેવે ચિંતાતુર બનતાં કહ્યું: 'મહામંત્રીજી, ત્યારે પછી મારે ઉપવાસ છોડવા જ પડશે કે? હું વિચાર કરી રહ્યો છું કે પ્રજાની ઇચ્છા પ્રમાણે ચાલવાથી મારા આ ક્ષુદ્ર હૃદયની નિર્બળતા મને આત્મીયજનોનો તિરસ્કાર કરીને ઘેરા મોહાંધકારમાં તો નહીં ધકેલી દે ને? જીવનનો પંથ તલવારની ધાર જેવો છે. આ શરીરના મોહમાં પડીને હું ઈશ્વરનો માર્ગ તો નહીં ચૂકી જાઉં ને?' મહામંત્રીએ તરત જ કહ્યું: 'મહારાજ! ઈશ્વરના માર્ગથી ડગાવવા જેટલી શક્તિ અમારા

જેવા પામરોમાં હોય જ ક્યાંથી? અમે તો આપની મહાન તપશ્ચર્યા અને દાનવૃત્તિનાં દર્શન કરીને ધન્યતા અનુભવીએ છીએ.' આ શબ્દો સાંભળીને રંતિદેવે કહ્યું: 'ત્યારે પછી હું આજે ઉપવાસ છોડું છું, મહામંત્રીજી! હું આજે પારણાં કરીશ. ધ્યાન રાખો—મારી પ્રજાના સામાન્યમાં સામાન્ય માનવીને જે અને જેટલું મળી શકે તેમ હોય, તેટલું જ અનાજ હું લઈશ.' મહામંત્રીએ કહ્યું: 'આપની કૃપા, મહારાજ! મેં આપના માટે કાચોપાકો રોટલો અને પાણી મૂકી રાખ્યાં છે. આપની પ્રજા ખાતર પારણાં કરો. આપનું તપ યાવચ્ચંદ્રદિવાકરો તપ્યા કરશે.'

મહામંત્રી લૂખો રોટલો અને પાણી મહારાજ સામે મૂકે છે. રોટલાનો ટુકડો તોડતાં રાજાનો હાથ ધ્રૂજે છે. પાસે જ બેઠેલો મંત્રી ચિંતાતુર મોંએ જોઈ રહ્યો છે. તે મનોમન જ વિચાર કરે છે: 'આ દુનિયામાં ભૂતકાળમાં અને વર્તમાનકાળમાં આવા પરદુઃખભંજન રાજાઓ કેટલા થયા હશે? ભવિષ્યમાં પણ કેટલા થશે?' મહામંત્રી રાજાને કંઈક કહેવાની ઇચ્છા રાખે છે. એ જ વખતે લથડિયાં ખાતી એક બાઈ પ્રવેશ કરે છે, તેના મોંમાંથી શબ્દો નીકળે છે: 'મહા....રાજ! બાપજી!' આ બાઈને જોઈને મહામંત્રી ધ્રૂજી ઊઠે છે. તે તેને હાથના ઇશારાથી ચાલ્યા જવાનું કહે છે. પેલી દુઃખી બાઈ પાછા પગલે જવાની તૈયારી કરે છે. આ જ વખતે રંતિદેવનો હાથ મોં તરફ જતો અટકી જાય છે. રંતિદેવે પેલી બાઈને પાછા ફરવાની

ના પાડી દીધી, તેમણે તેને પૂછયું: 'બોલ, બહેન! તું બોલતાં બોલતાં કેમ અટકી ગઈ? માડી, મારા આંગણેથી તારે પાછા કેમ ફરવું પડે છે?' પેલી બાઈએ કહ્યું: 'મહારાજ! મને માફ કરો. મારી ભૂલ થઈ ગઈ. કેટલાય ઉપવાસ કર્યા પછી આપ પ્રજાના અવાજને માન આપીને આજે લૂખો રોટલો ખાવા બેઠા છો, તે હું જાણું છું. પરંતુ રાજન્....!' આટલું કહીને પેલી બાઈ અટકી પડે છે. રાજાએ કહ્યું: 'માડી, તારે જે કહેવું હોય તે કહે. આ અન્નજળ તો મારા દેહને જ શાંતિ આપશે; પરંતુ તારા અંતરની દુઃખાર્ત વાણી સાંભળીને મારા હૃદયની શાંતિ હણાઈ જાય છે. દેહની- શાંતિ કરતાં હૃદયની શાંતિ મારા જીવનને ઉજ્જ્વળ બનાવશે.' પેલી બાઈએ કહ્યું: 'રાજન્, મારી પોતાની ભૂખનો સવાલ હોત તો હું આટલે સુધી ન જ આવત. પરંતુ મારું માતૃહૃદય આજે મારા કાબૂમાં ન રહ્યું. આજે કેટલાય દિવસોથી મારા પુત્રની એકએક નસ તૂટતી જાય છે. આ જોઈને હું અકળવકળ થઈ ગઈ છું. હું મારું ભાન ગુમાવી બેઠી છું, મહારાજ!' રંતિદેવે પ્રસન્ન થઈને કહ્યું: 'માડી, મારું એટલું સદ્ભાગ્ય કે તારા હૃદયમાં મારા માટે આટલી શ્રદ્ધા જન્મી. હું તારી શ્રદ્ધાને દગો નહીં દઉં. આ રોટલો લઈ જા અને જઈને તારા નિર્દોષ બાળકને ખવરાવ. તારી કકળતી આંતરડી ઠરવા દે, મારી માડી!' રાજા લૂખો રોટલો પેલી બાઈને આપી દે છે. પેલી બાઈ ધ્રૂજતા હાથે રોટલો લઈને પછી ફરે છે શ્રદ્ધાના રણકાર-

વાળા શબ્દોમાં મહામંત્રીએ કહ્યું: 'મહારાજ! આપને ધન્ય છે. આપની આ મંગલમય દૃષ્ટિનાં દર્શન કરીને આજે હું કૃતાર્થ થયો છું.' રંતિદેવે કહ્યું: 'મંત્રીજી! મારી પ્રજાના આગ્રહને લીધે જ મેં આજે ભોજન લેવાની હા પાડી હતી. પરંતુ મારા હૃદયમાં શાંતિ નહોતી. મારી પ્રજાનું એક બાળક પણ ભૂખ્યું હોય ત્યાં સુધી હું ભોજનનો આનંદ કેવી રીતે લઈ શકું?' મહામંત્રીએ સહેજ ગંભીરતાથી કહ્યું: 'મહારાજ! આજે આટલા દિવસોના ઉપવાસ પછી પણ આપને કાચાપાકા રોટલાનું સુખ ન મળી શક્યું. મારી વિનતી પર ધ્યાન આપીને આપ હવે આ એક ઘૂંટડો પાણી પીને પારણું કરો. દેહીની જેમ દેહનો પણ ધર્મ હોય છે. શરીર વિના શરીરધારી કેવી રીતે ટકી રહે? મહારાજ, શરીરના ધર્મનું પાલન કરવું જ પડે છે.' રંતિદેવે કહ્યું: 'ભાઈ, તમારા બધાના સંતોષ માટે આટલું પાણી પીને પારણું કરું છું.' રંતિદેવ પાણીનો પ્યાલો હાથમાં લઈને હોઠે અડકાડવા જાય છે, તે જ વખતે એક ચાંડાલે લથડિયાં ખાતાં પ્રવેશ કર્યો. ચાંડાલે કહ્યુ: 'મહારાજ! હું નિરુપાયે આપની પાસે આવ્યો છું. પ્રજાનો રોષ વહોરીને પણ હું આપની પાસે આવ્યો છું. આ રોષની શિક્ષા શી થશે, તે પણ હું જાણું છું. પરંતુ શું કરું....?' આટલું કહેતાં કહેતાં તે એકદમ અટકી જાય છે. આંખોમાંથી ગંગા-જમના વહેવા માંડે છે તે લાકડીનો ટેકો લઈને પાછો ફરે છે. રંતિદેવે હાથથી ઇશારો કરીને કહ્યું: 'ઊભો રહે, ભાઈ,

ઊભો રહે! હું તારા અંતરના દુઃખની જ્વાળા જોઈ શકું છું. આ આંખો હૃદયનું દર્પણ છે, તારા અંતરનો મૂગો પોકાર મને દેખાય છે' આ શબ્દો સાંભળતાં જ ચાંડાલ ડૂસકે ડૂસકે રડી પડ્યો તે રાજાના પગ આગળ ઢળી પડ્યો. 'મ....હા...રા....જ! હું મારી જાતને ન રોકી શક્યો, એટલે જ અહીં આવ્યો છું. આ જિંદગીમાં મેં બીજી કોઈ ખેવના રાખી જ નથી. નાનો હતો ત્યારથી જ એક કૂતરા સાથે જીવ ભળી ગયો. ત્યારથી આજસુધી તે કૂતરો પડછાયાની જેમ મારાં સુખદુઃખમાં સાથે રહે છે. ગમે તેવી આપત્તિમાં પણ તેણે મારો ત્યાગ કર્યો નથી મેં પણ તેનો ત્યાગ કર્યો નથી પરંતુ આજે ચાર દિવસથી તેના મોમાં પાણીનું એક ટીપું પણ પડ્યું નથી. મારી ઝંપડીના બારણા આગળ તે તરફડિયાં મારે છે. તેનો અવાજ પણ બેસી ગયો છે. તેની આંખોમાંથી ટપકતી વ્યથા મારા માટે અસહ્ય થઈ પડી. એટલા માટે હું દોડતો આપની પાસે આવી પહોંચ્યો છુ.' રતિદેવે દિલાસો આપતાં કહ્યું: 'ભાઈ, તું રડીશ નહીં. માનવકુળનું કલ્યાણ થજો! મને આજે માનવ-હૃદયમાં કરુણાનાં ભવ્ય દર્શન થયાં છે. ભાઈ, લઈ જા આ પાણી. તારા કૂતરાને આ પાણી પિવરાવ. તેનાથી તેના તરફડતા આત્માને શાંતિ મળી રહેશે. તું એટલી શ્રદ્ધા રાખજે કે પ્રજાનો રોષ તારું સહેજ પણ અહિત નહીં કરી શકે.' આમ કહીને રંતિદેવે ચાંડાલને પાણીનો પ્યાલો આપી દીધો. ચાંડાલ શ્રદ્ધાથી માથું નમાવીને ચાલતો થયો.

મહારાજની કરુણાર્દ્ર આંખો ચાંડાલના પગ તરફ જ ઢળી રહી. મહામંત્રીએ રાજાની કરુણાપૂર્ણ આંખો સામે જોઈને કહ્યું: 'મહારાજ! પુણ્યનિધિ! ધન્ય હો! આજનો આ ધન્ય અવસર હું જીવનભર નહીં ભૂલી શકું. જીવનની ભયંકર મુશ્કેલીઓ માણસની માણસાઈને ચળાયમાન કરવાનો પ્રયત્ન કરતી હોય છે; પરંતુ આ જ મુશ્કેલીઓ માનવહૃદયનાં આટલાં ભવ્ય દર્શન પણ કરાવે છે. આપના પુણ્યપ્રભાવથી હું આવા ભવ્ય પ્રસંગનાં દર્શન કરીને કૃતાર્થ થયો છું.' રંતિદેવે નમ્રતાથી કહ્યું: 'મહામંત્રીજી! આપનું કહેવું સાચું છે. તમારા સૌની નજરે આજે હુ મહાન લાગું છુ પરંતુ હૃદયની વિશાળતા તો ઈશ્વરે સૌને સરખી જ આપી છે. તેને સંકુચિત કરવી કે તેનો વિકાસ કરવો તેનો આધાર પેલા માણુસ પર છે હૃદયની વિશાળતાનો વિકાગ સાધવામાં આવે, તો બધાં જ માણુસો રંતિદેવથી સહેજ પણ ઊતરતાં નથી. પ્રજાને મારો આટલો સંદેશો કહેજો કે મારી પ્રત્યેના અંધપ્રેમના આવેશમાં કોઈ આ બે માણુસોને સહેજ પણ ઇજા ન પહોંચાડે.' મહામંત્રી મહારાજના દર્શન કરી વિદાય થાય છે. રંતિદેવના વિશાળ આત્મામાં જનતાનું આ દુઃખ જોઈને 'આત્મવત્ સર્વ ભૂતેષુ'ની ભાવના છલકાય છે:

'न त्वहं कामये राज्य न स्वर्गं न पुनर्भवम् ।'
कामये दु खतप्तानां प्राणिनामार्तनाशनम् ॥'

'હું રાજ્યની ઇચ્છા રાખતો નથી, સ્વર્ગ(ના સૌંદર્ય)ની ઇચ્છા રાખતો નથી અને મોક્ષની પણ ઇચ્છા રાખતો નથી,

હું કેવળ દુઃખથી પિડાતાં પ્રાણીઓનું દુઃખ દૂર કરવાની ઇચ્છા રાખું છું.'

આ છે મહાદાનીના વિશાળ હૃદયનું જ્વલંત દષ્ટાંત!' આટલા વિશાળ હૃદયવાળો માણસ પોતાના દાનથી જગતનાં અન્ય પ્રાણીઓ સાથે આત્મીયતા ન કેળવી શકે? આવા મહાદાનથી વિશ્વબંધુત્વ દૂર રહી શકે ખરું? જયારે માનસસિંધુમાં દાનનાં મોજાં ઊછળવા લાગે છે, ત્યારે માણુસ શકય તે રીતે બીજા માણસનું દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરે છે. દાનમાં પણ ચઢાવ-ઉતાર હોય છે. દાનમાં અગથિયાં પણ હોય છે માનવહૃદયની ઉદારતા–વિશાળતાનું માપ પણ દાનથી કાઢી શકાય છે.

કેટલાક લોકો દાન આપે છે ખરા, પરંતુ પોતાની ઇચ્છાથી નથી આપતા. આ લોકો લાચારીથી, શરમથી કે દબાણથી દાન આપે છે. આ લોકો હાથથી દાન આપે છે, હૃદયથી નહીં. આ દુનિયામાં એવા લોકો પણ ઓછા નથી કે જે હૃદયની કંજૂસાઈ બતાવીને જગતની રંગભૂમિ પર સંકુચિતતાનો ધ્વજ ફરકાવે છે.

કેટલાક માણસો રાજીખુશીથી દાન આપે છે. તેમના હૃદયમાં સચ્ચાઈ પણ હોય છે; પરંતુ આ લોકોનું દાન દુઃખી લોકોની આવશ્યકતા પ્રમાણે નથી હોતું. દુઃખી લોકોની આવશ્યકતા વધારે હોય છે. આવા લોકોની આવશ્યકતા વધારે હોય તે પણ સ્વાભાવિક છે. આવા લોકોની આવશ્યકતા આ દાનથી ભાગ્યે જ સંતોષાય છે.

ત્રીજો વર્ગ એવો છે જે હૃદયથી દાન આપે છે, રાજીખુશીથી દાન આપે છે. આ દાનથી સામા માણસની આવશ્યકતા પણ સંતોષાય છે. પરંતુ તેનામાં થોડીક અહંવૃત્તિ હોય છે આ અહંભાવને લીધે તે વગર માગ્યે આપતો નથી.

ચોથો વર્ગ એવો છે જે રાજીખુશીથી આપે છે સામા માણસની આવશ્યકતા કરતાં પણ વધારે આપે છે. તે માગણી થતા પહેલાં જ આપે છે. પરંતુ તે સૌની હાજરીમાં આપે છે. સામી વ્યક્તિ લોકોની હાજરીમાં દાન લેતાં શરમાય છે. આ વૃત્તિ પણ હૃદયના અહંભાવના આવરણનું સૂચન કરે છે

પાંચમો વર્ગ એવો છે જે રાજીખુશીથી આપે છે, આવશ્યકતા પ્રમાણે આપે છે અને વગર માગ્યે એકાંતમાં લઈ જઈને આપે છે. આ દાનની આપનાર અને લેનારને જ ખબર પડે છે. કોઈ ત્રાહિત વ્યક્તિને આ દાનની ગંધ પણ આવતી નથી.

છઠ્ઠો વર્ગ એવો પણ છે જે ગુપ્ત દાન કરવામાં માને છે. તે ધનનો સદુપયોગ એવી રીતે કરે છે કે જેની કેવળ આપનારને જ ખબર હોય છે. દાન લેનારને તેની કંઈ જ ખબર હોતી નથી. તેના દાનની જાહેરાત કરવામાં આવતી નથી, દાન લેતી વખતે કોઈને શરમિંદા બનવું પડતું નથી કે દાન લેનાર દુઃખી વ્યક્તિને ઠોકરો પણ આવી પડતી નથી. દાન લેનારને કોઈ દાતાનો ઉપકાર

માનવો પડતો નથી. આ રીતે ગુપ્ત દાન આપનાર લોકો ઉદારહૃદયી હોય છે.

સાતમા વર્ગના લોકોના હૃદયની વિશાળતા એટલી બધી હોય છે કે તેમાં લેનાર અને આપનાર બંનેને ખબર હોતી નથી. સંસ્થાની પેટીમાં દાન નાખનાર માણસને તેનો લાભ કોને મળશે તેની ખબર નથી હોતી અને આ દાનનો લાભ લેનારને આ દાન કોણે આપ્યું છે તેની પણ ખબર હોતી નથી.

આઠમા પ્રકારનો વર્ગ ન કોઈને ઉપકાર તળે લાવવાની વૃત્તિ રાખે છે કે ન નાનામોટાના ભેદ પાડે છે. તે દુઃખીને જોઈને તેની સાથે આત્મીયતા કેળવીને તેના દુઃખમાં સહભાગી બને છે. તે તેની જિંદગીની વ્યવસ્થા કરી આપે છે કે પોતાના વેપારમાં ભાગીદાર બનાવે છે આ દાન એટલા ઉત્તમ પ્રકારનું છે કે તેમાં સામા માણસને આખી જિંદગી સુધી ક્યાંય દાન લેવા જવું પડતું નથી, સામા માણસની દરિદ્રતાનું સ્થાયી નિવારણ થઈ જાય છે.

આ પ્રકારની દાનની ભાવના રંતિદેવ કે બીજા મહાપુરુષોના જીવનમાં પ્રગટે છે, ત્યારે જગતમાં સ્વર્ગનું સૌંદર્ય ફૂલેફાલે છે. પછી તો આ દુનિયાના લોકોને દુઃખનો અનુભવ પણ કરવો પડતો નથી.

હું આપને કહેતો હતો કે જો દાનની આ ઉત્કૃષ્ટ ભાવના આપણા જીવનમાં પ્રગટે, તો આપણી જિંદગી હાસ્યમય બની જાય, બધાં પ્રાણીઓ સાથે આપણી મૈત્રી સાકાર બને. આપણું જીવન આત્મશુદ્ધિથી ઓતપ્રોત થઈ જાય.

*

## પરોપકારનું પીયૂષ

આ ભૂમંડળ પર અનંત-અનંત કાળથી કેટલાંય પ્રાણીઓ જન્મ ધારણ કરે છે અને મૃત્યુ પામે છે. જન્મ-મરણનું આ ચક્ર ભવિષ્યમાં પણ અનંત કાળ સુધી ચાલ્યા કરશે. તેનો કોઈ છેડો જ નથી. સમગ્ર ચૈતન્યમય જગત જન્મમરણના આ હિંડોળામાં ઝૂલી રહ્યું છે આ રીતે ઝૂલતાં પ્રાણીઓ વારંવાર એકબીજાના સંબંધમાં આવે છે. આ પ્રાણીઓ કોઈ વખત મનુષ્ય બને છે અને કોઈ વખત પશુ બને છે. કોઈ વખત પક્ષીઓની યોનિ મળે છે અને કોઈ વખત વનસ્પતિ, પૃથ્વી અને જળરૂપે અવતરવું પડે છે. આ રીતે એક જ પ્રાણી જુદી જુદી યોનિઓમાં ફરતાંફરતાં કેટલીક વખત મનુષ્ય પણ બને છે. પરંતુ આ બધી યોનિઓમાં ફર્યા પછી મનુષ્યજન્મ મેળવવાનુ રહસ્ય શું છે, તેનો આપણે કોઇ દિવસ વિચાર કરીએ છીએ ખરા? આપણે કોઈ દિવસ એ પણ વિચાર કરીએ છીએ ખરા કે આપણે મનુષ્ય કેવી રીતે બન્યા? આપણને પશુપક્ષીઓની કે સ્થાવરોની યોનિ શા માટે ન મળી? આજના માનવ-

જગત સમક્ષ આ એક સળગતો પ્રશ્ન આંટાફેરા કરે છે. આજના સ્વાર્થી, કૃતઘ્ની અને નિર્દય મનુષ્ય પાસે આ પ્રશ્નનો કોઈ જવાબ નથી. આપણે ઊંડા વિચાર કરીને જોઈશું, તો આપણને એક જ ઉત્તર મળી રહેશે: 'જે માણસે પૂર્વજન્મમાં કોઈ પણ યોનિમાં બીજાનું કંઈક ભલું કર્યું છે, પરોપકાર કર્યો છે, બીજાને માટે સ્વાર્થત્યાગ કર્યો છે, બીજાં પ્રત્યે હમદર્દી (લાગણી) પ્રગટ કરી છે, બીજાં સાથે આત્મીયતા કેળવી છે, તેને જ આ જન્મમાં માનવીનું શરીર મળ્યું છે, મનખાદેહ મળ્યો છે.

જૈન શાસ્ત્રમાં આ હકીકતને સમર્થન આપતું એક સુંદર દૃષ્ટાંત છે:

'એક મોટું જંગલ હતું. તેમાં કેટલાંય ઊંચાંઊંચાં વૃક્ષો, વેલ અને ગીચોગીચ ઝાડીઓ હતી. જંગલની ભયંકરતા વધી પડી હતી. જંગલની ગીચતાને લીધે તેમાં કેટલાય જીવોએ મુકામ નાખ્યો હતો. બધી જાતના હિંસક અને અહિંસક પ્રાણીઓ આ જંગલમાં રહેતાં હતાં. બીજા હાથીઓની સાથે એક સુંદર મસ્ત હાથી પણ આ જંગલમાં રહેતો હતો. સંયોગવશ આ જંગલમાં એકાએક આગ લાગી ગઈ. આગ લાગે છે ત્યારે પ્રાણીઓની અને વનની શી સ્થિતિ થાય છે, તે આપ જાણતા જ હશો. જંગલ સ્મશાન જેવું બની જાય છે. પ્રાણીઓમાં નાસાનાસ થવા માંડે છે. બધાં આમતેમ દોડીને પોતાનો જીવ બચાવવાનો પ્રયત્ન કરે છે. જંગલમાં આગ લાગતાં જ બધાં પ્રાણીઓ

નાસભાગ કરવા લાગ્યાં. જે દિશા તરફથી આગ લાગી હતી, તેનાથી ઊલટી દિશામાં જ સૌએ દોટ મૂકી હાથી પણ ત્યાંથી નાસવા લાગ્યો. નાસતાં નાસતાં તેની નજર એક જગ્યા પર પડી. ત્યાં વનસ્પતિ કે ઝાડ ન જેવાં જ હતાં. હાથીએ વિચાર કર્યો: 'આ મારા માટે સુરક્ષિત જગ્યા છે. બીજાં પ્રાણીઓ પણ બિચારાં નાસીને આવશે, તો તેમને પણ આશરો મળી રહેશે અહીં થોડીઘણી વનસ્પતિ છે. લાવ, હું આ વનસ્પતિને પણ સાફ કરી દઉં, જેથી તેને આગની ઝાળ ન લાગે.' છેવટે તેણે ઘણીખરી જમીન સાફ કરી નાખી. હવે પશુપક્ષીઓ ત્યાં ટોળે મળવા લાગ્યાં. હાથી પણ વચ્ચે સારી જગ્યા પસંદ કરીને ઊભો રહ્યો. આ ટોળામાં દાખલ થવાથી બધાં પ્રાણીઓ સુરક્ષિત થયાં હતાં.' બધાં પ્રાણીઓ જૂનો વૈરભાવ ભૂલી ગયાં હતાં. બધાં પ્રાણીઓનું એક જ લક્ષ્ય હતું-આગથી પોતાની જાતનું રક્ષણ કરવાનું. બધી જ જમીન હવે પ્રાણીઓથી ખીચોખીચ ભરાઈ ગઈ હતી એક કીડી જઈ શકે તેટલી જગ્યા પણ ખાલી નહોતી. એટલામાં એક સસલું આ ટોળામાં આશ્રય લેવા આવી પહોંચ્યું. સસલું ગભરાઈ ગયું હતું. તેણે જોયું કે ક્યાંય પણ ખાલી જગ્યા નહોતી. હવે હું શું કરું?.... ક્યાં જાઉં? પેલો હાથી પણ લાંબા સમયથી ત્યાં ઊભો રહ્યો હતો. તેના શરીરે ખંજવાળ ઊપડી તેણે ખણવા માટે એક પગ ઊંચો કર્યો. સસલું લાગ જોઈને પેલા હાથીના પગ નીચે બેસી ગયું. તેણે એટલો પણ વિચાર ન કર્યો કે હાથી

પગ નીચે મૂકશે, ત્યારે હું કચડાઈ મરીશ. ભોળું સસલું જીવ બચાવ્યાના સંતોષ સાથે ત્યાં બેસી ગયું. હાથીએ શરીર ખંજવાળતાં નીચે નજર કરી. તેણે જોયું કે નીચે સસલું બેઠું હતું. ક્યાંય પગ મૂકવા જેટલી પણ જગ્યા નહોતી બુદ્ધિશાળી હાથીએ મનોમન જ વિચાર કર્યો: 'જો હું પગ નીચે મૂકીશ, તો આ સસલાનું કચુંબર નીકળી જશે. હું તો થોડોક સમય પગ ઊંચો રાખીને પણ ઊભો રહીશ. પરંતુ આ બિચારું સસલું ક્યાં જઈ શકવાનું છે?' હાથીના મનમાં સસલા તરફ લાગણી થઈ આવી, પરોપકારની ભાવના જાગ્રત થઈ, સ્વાર્થત્યાગનાં મોજાં હિલોળાવા લાગ્યાં, આત્મીયતાનું સંગીત ગુંજી ઊઠ્યું, સહાનુભૂતિની સ્વરલહરીઓ લહેરાવા લાગી. પરોપકારમાં મસ્ત થયેલો હાથી પોતાનું સાનભાન ભૂલી ગયો હતો, સ્વાર્થત્યાગની ભાવના પરાકાષ્ઠાએ પહોંચી હતી, આત્મૈક્યની ભાવનામાં ડૂબી ગયો હતો. કલાકોના કલાકો પસાર થઈ ગયા. પરંતુ હાથીને ખબર પણ ન પડી કે તે કેટલા વખતથી ત્રણ પગે ઊભો રહ્યો છે! કેટલોય સમય પસાર થઈ ગયો. હજુ આગ ઓલવાઈ નહોતી. ભયંકર અગ્નિતાંડવ જોઈને ચિત્કાર કરતા જીવો હવે શાંતિથી બેઠા હતા. છેવટે આ પરોપકારપરાયણ હાથીનું શરીર આત્મીયતાના અમર પ્રવાહમાં ખેંચાઈને આત્માથી જુદું પડી ગયું હતું. હાથીના આત્માએ ત્યાંથી વિદાય થઈને મનખાદેહ ધારણ કર્યો હતો.

આપણી વાત અહીં પૂરી થઈ જાય છે. વાતનો સાર

તો અગાઉથી જ કહી દેવામાં આવ્યો છે. મનુષ્યજન્મની પ્રાપ્તિનું રહસ્ય હતું–પરોપકારવૃત્તિ!

પરોપકાર એક અમૂલ્ય સદ્‌ગુણ છે. મનુષ્યનું જીવન પરોપકારના ટેકા પર જ ટકી રહ્યું છે, પરોપકારને લીધે જ પ્રાપ્ત થયું છે, પરોપકારનું પીયૂષ પાઈને જ મનુષ્ય પાર્થિવ શરીર છોડીને અજર-અમર યશઃશરીરને પ્રાપ્ત કરે છે. મનુષ્યનું જીવન પેલા સુગંધિત ફૂલ જેવું હોવું જોઈએ, જે પોતાનું બલિદાન આપીને બીજાને સુગંધ આપે છે. બીજાંના માટે પોતાનું જીવન જોડી દેવું એ જ ખરો પરોપકાર છે.

એક અત્તરની દુકાનમાં ગુલાબનાં ફૂલ પિસાતાં હતાં. રસ્તે થઈને પસાર થતા કોઈકે પૂછ્યું : 'અરે ફૂલો! તમે ઉદ્યાનમાં ફૂલ્યાંફાલ્યાં છો. તમે એવો તે કયો ગુનો કર્યો છે કે તમારે આ રીતે પિસાવું પડે છે?' થોડાંક ફૂલોએ જવાબ આપ્યો : 'અમારો સૌથી મોટો ગુનો એ છે કે અમે એકદમ ખીલી ઊઠયાં, હસવા લાગ્યાં. અમારું આ હાસ્ય દુનિયા ન જોઈ શકી દુનિયા દુઃખી લોકોને જોઈને સંવેદના પ્રગટ કરે છે અને સુખી લોકોને જોઈને ઈર્ષા કરે છે. દુનિયા સુખી લોકોનું નિકંદન કાઢવા તૈયાર થઈ જાય છે.' કેટલાક ફૂલોએ કહ્યું : 'પારકા માટે મરી ફીટવું એમાં જ જીવનની સાર્થકતા છે.' ફૂલો પિસાયે જતાં હતાં. ફૂલોમાંથી પરોપકારની મહેક પ્રસરી રહી હતી.

અગરબત્તી પોતાની જાતે સળગીને બીજાંને સુગંધ

આપે છે. આ જ રીતે જે પોતે મરીને કે દુઃખ વેઠીને બીજાંને સુખી કરે છે, તે જ દુનિયામાં અમર રહે છે.

'મરના ભલા હૈ ઉસકા જો અપને લીયે જીયે,
જીના હૈ જો મર ચૂકા ઇન્સાન કે લિયે.'

એક ભવ્ય શાંત આશ્રમમાં એક વૃદ્ધ મુનિ રહેતા હતા. તે ખૂબ જ તપસ્વી, ત્યાગી અને સંયમી હતા. તે વખતે વૃત્રાસુર નામે એક રાક્ષસ પ્રજાને બહુ જ હેરાન કરતો હતો. પોતાની શક્તિના અભિમાન(મદ)માં તે બધાંને તુચ્છ ગણતો હતો. તે ગમે તેમ જુલમ વરસાવતો હતો. ઋષિમુનિઓની તપશ્ચર્યામાં પણ તે અંતરાય નાખતો હતો. ત્રાસેલી પ્રજાએ છેવટે ઇન્દ્રને વિનંતિ કરી: 'વૃત્રાસુરના ત્રાસથી અમને કોઈ પણ ઉપાયે બચાવો.' ઇન્દ્રના બાહ્ય વૈભવનો પાર નહોતો. પરંતુ તેનામાં આત્મિક વૈભવની ઓછપ હતી વૃત્રાસુરને મારવા માટે ખૂબ જ વધારે આત્મશક્તિ જોઈએ છેવટે ઇન્દ્ર પોતે ઋષિઓ પાસે ગયો અને પૂછયું: 'ભગવાન! આટલો બધો પ્રયત્ન કરવા છતાંય આ વૃત્રાસુર કેમ મરતો નથી? આપણી પાસે શસ્ત્રાસ્ત્રોની ખોટ નથી, પરંતુ આ દુષ્ટ ગમે તેવા શસ્ત્રને પણ નકામું કરી મૂકે છે. આનું કારણ શું છે?' ઋષિઓએ કહ્યું: 'આપ એમ ન માની લેશો કે શત્રુ અકારણ જ માથાભારે થઈ બેઠો છે. આજે દેવો અને મનુષ્યોમાંથી સ્વાર્થત્યાગની ભાવના ઓસરી ગઈ છે. નિઃસ્વાર્થી અને ત્યાગી લોકો આંગળીને વેઢ ગણી શકાય તેટલા જ છે. આ ત્યાગી અને નિઃસ્વાર્થી

લોકો જો પોતાની શક્તિનું પ્રેમથી સંગઠન કરે, તો શત્રુને જીતવાનું કાર્ય મુશ્કેલ નથી જ.' ઇન્દ્રે પૂછ્યું : 'ભગવન્! આ શક્તિને આપણે કેવી રીતે ઓળખી શકીએ?' ઋષિઓએ કહ્યું : 'આપ દધીચિ ઋષિ પાસે જાઓ. આ ઋષિ ત્યાગી, પરોપકારી અને દયાળુ છે. જો આ ઋષિનાં હાડકાં મળી આવે, તો એ હાડકાંમાંથી જે શસ્ત્રો તૈયાર થાય, તેની સામે વૃત્રાસુર ન જ ટકી શકે' ઇન્દ્ર ભૌતિક સંપત્તિનો માલિક હતો. હાડકાંમાંથી બનાવેલાં શસ્ત્રોથી વૃત્રાસુર પર વિજય મેળવી શકાય, એવી તેને શ્રદ્ધા બેસતી નહોતી. તેણે ઋષિઓને કહ્યું : 'ભગવન્! દધીચિ તો દૂબળા, પાતળા અને વૃદ્ધ છે તેમનાં હાડકાં વળી શા કામમાં આવવાનાં છે? વળી, અમે તેમને વિનતિ કરીએ અને તે ગુસ્સે થઈ જાય તો?' ઋષિઓએ કહ્યું : 'વૃત્રાસુર જેવા શક્તિશાળી પાપાત્માનો સંહાર ભૌતિક શસ્ત્રોથી નહીં જ થાય. અમે જાણીએ છીએ કે આપનું વલણ આ ભૌતિક શસ્ત્રો તરફ વધારે છે. આ વૃત્રાસુરના સંહાર માટે તો પુણ્યશાળી પુરુષોનું પુણ્યમય શસ્ત્ર જ કારગત નીવડી શકે તેમ છે આ ઋષિએ જગતના કલ્યાણ માટે જ શરીર ધારણ કર્યું છે તેમની અંતરેચ્છા છે કે તેમનું મૃત્યુ પણ પરોપકાર કરતાં જ થાય. આપ જલદી જાઓ. દધીચિ ઋષિ મોતની રાહ જોઈ રહ્યા છે.' બસ, હવે શું કહેવાનું હોય? ઇન્દ્ર અને પ્રજાજનોએ જઈને દધીચિ ઋષિને બધી વાત કહી સંભળાવી અને તેમનાં હાડકાંની માગણી કરી. દધીચિ

ઋષિએ કહ્યું: 'ખૂબ જ આનંદના સમાચાર છે. અત્યાર સુધી મને એમ જ લાગતું હતું કે અંત સમયે શરીર એમ ને એમ જ ચાલ્યું જશે. હવે આપને આવી પહોંચેલા જોઈ ને મને આનંદ થાય છે. આ દેહનો ઉપયોગ આનાથી વધારે સારો કેવી રીતે થઈ શકવાનો છે? આ દુનિયામાંથી જો દાનવતા અને આસુરી વૃત્તિનો નાશ થતો હોય, તો હું એક વખત નહીં, પરંતુ હજાર વખત દેહ છોડવા તૈયાર છું.' ઇન્દ્રે કહ્યું: 'મહારાજ, આપના જેવા વૃદ્ધ પુરુષ પાસેથી યુદ્ધ માટે હાડકાંની મદદ માગતાં અમને શરમ આવે છે પરંતુ કરવું શું? આપનો દેહ આ મૃત્યુલોકમાં હજુય વધારે રહે, એમ અમે ઇચ્છીએ છીએ.' ઇંદ્ર અટકાવી શકે તે પહેલાં તો દધીચિએ જોતજોતામાં દેહનો ત્યાગ કર્યો. તેમનાં હાડકાંમાંથી ઇન્દ્રે શસ્ત્રો તૈયાર કર્યાં. યુદ્ધના મેદાનમાં આ શસ્ત્રના પહેલા પ્રહારથી જ વૃત્રાસુરના રામ રમી ગયા. વચ્ચે જતા પાપને અને આસુરી શક્તિને વિશુદ્ધ પુણ્ય કે પરોપકારવૃત્તિ સિવાય કોણ અટકાવી શકે? સંતો અને મહાત્માઓનાં જીવન પરોપકાર માટે જ હોય છે. એક શ્લોકમાં પણ કહેવામાં આવ્યું છે:

परोपकाराय सतां विभूतयः ।

આ દુનિયામાં પોતાનું જીવન ટકાવવા માટે અને પોતાનું પેટ ભરવા માટે તો કૂતરાં અને બિલાડાં જેવાં પશુઓ અને પક્ષીઓ પણ પ્રયત્ન કરે છે. આ બધાં પોતાની જાત માટે જીવે છે. જે પારકાં માટે જીવે છે,

તેનું જ જીવન સાર્થક છે. પારકાનું પેટ ભરવા માટે જે જીવે છે, તેનું જીવન સફળ થાય છે. 'સ્કંદપુરાણ'માં આ જ ભાવાર્થનો એક શ્લોક છે:

'मुहूर्तमपि जीवेद्धि नरः शुक्लेन कर्मणा।
न कल्पमपि जीवेच्च लोकद्वय विरोधिना ॥'

એકાદ મુહૂર્ત જેટલું પણ જીવવાનું હોય, તો માણસે સારાં કર્મો કરીને, પરોપકારનાં કાર્યો કરીને જીવવું જોઈએ. પરંતુ લોકોના કલ્યાણથી વિરુદ્ધનાં કાર્યો કરીને કે પાપ કરીને કલ્પ સુધી પણ ન જીવવું જોઈએ.

યુરોપમાં સમુદ્રના કિનારે એક નાની સરખી ઝૂંપડી હતી. આ ઝૂંપડીમાં એક ડોસી રહેતી હતી. ડોસીનું શરીર ઘરડું હતું, પરંતુ તેનું હૃદય પરોપકાર માટે હમેશાં યુવાન હતું. આ ડોસીની ઝૂંપડી પરોપકારના પ્રતીક જેવી હતી. એક દિવસ ત્યાં કેટલાય પ્રવાસીઓ સહેલ કરવા આવ્યા. બરફ એટલો બધો પડતો હતો કે ન પૂછો વાત. ડોસીએ જોયું કે બધા જ પ્રવાસીઓ બરફને લીધે થરથર ધ્રૂજતા હતા. તેમની પાસે ઠંડીથી બચવાનો કોઈ જ રસ્તો નહોતો. પેલી ડોસીનું હૃદય પીગળી ઊઠ્યું. તેણે પોતાના ભવિષ્યની ચિંતા ન કરતાં ઝૂંપડીને તોડી નાખીને તેનાં લાકડાંનું તાપણું કર્યું. ટાઢથી થથરતા લોકોની જિંદગી બચી ગઈ. ડોસીની ઝૂંપડી અગરબત્તીની જેમ સળગતી હતી, પરંતુ તેમાંથી પરોપકારની સુવાસ ફેલાતી હતી.

આજનો સ્વાર્થી માણસ કાં તો પોતાના શરીરનું પોષણ કરવામાં પડ્યો છે કે પછી પારકાંના જીવનનું શોષણ કરવામાં પડ્યો છે. પરંતુ આ ડોસી તો પારકાના શરીરના પોષણને જ પોતાના શરીરનું પોષણ માનતી હતી. પરોપ-કારનું પીયૂષ હૃદયમાં ઊતરી આવે છે, ત્યારે માણસને પારકાના સુખમાં જ, પારકાના પોષણમાં જ પોતાના સુખ અને પોષણનાં દર્શન થાય છે. 'પદ્મપુરાણ'માં યોગ્ય જ કહ્યું છે :

'मनसो यत्सुख नित्यं स स्वर्गो नरकोपमः ।
तस्मात् परसुखेनैव साधवः सुखिनः सदा ।।'

'પરોપકાર વૃત્તિવાળા પુરુષને જ્યાં કેવળ પોતાના મનનું જ સુખ મળતું હોય એવું સ્વર્ગ પણ નરક જેવું જણાય છે. એટલા માટે પરોપકારપરાયણ સદ્ગૃહસ્થો પારકાના સુખમાં જ પોતાનું સુખ માને છે.' આવા લોકો પારકાના ભલા માટે પોતાના પ્રાણ ન્યોચ્છાવર કરતાં પણ અચકાતા નથી. પરોપકાર કરવામાં તેમને જે આનંદ મળે છે. તે આનંદ અંગત ઉપભોગથી મળતો નથી. ઘોડાનું પૂછડું ભલે ગમે તેટલું લાંબું હોય, પરંતુ તેનો ઉપયોગ પોતાના શરીર પરની માખીઓ ઉડાડવા માટે જ થાય છે. આ કારણને લીધે લાંબા પૂંછડાનું ખાસ મહત્ત્વ રહેતું નથી. ગાયના આંચળ નાના હોવા છતાંય પરોપકારપ્રવૃત્ત હોય છે. તેનું દૂધ પીને લોકો સશક્ત બને છે. આ કારણને લીધે તેનું મહત્ત્વ ઘણું વધારે હોય છે.

પ્રકૃતિના વિશાળ દૃશ્ય તરફ નજર કરશો, તો બધે પરોપકારનાં જ દર્શન થશે. સૂર્ય, ચંદ્ર, નદી, પર્વત, વાદળ, વૃક્ષ, સરોવર, હવા, પાણી અને તડકો–આ બધાં જાણે પરોપકારમાં જ તલ્લીન થઈ ગયાં છે. સૂર્ય, પોતાના પ્રકાશનો પોતે ઉપભોગ નહીં કરતાં અન્યને આપે છે, ચંદ્રમા જગતના કલ્યાણ માટે જ ચાંદનીની શીતળતા રેલાવે છે, કલકલ નાદ કરતી નદીઓ અને ઝરણાંનું પાણી પણ પારકાના ઉપયોગ માટે જ હોય છે, વૃક્ષો અને વનસ્પતિનાં ફળફૂલ પણ પારકાના ઉપયોગ માટે હોય છે, વાદળાં પોતાનું પાણી પોતાના ઉપયોગમાં ન લેતાં પારકાના ઉપયોગ માટે જ વરસે છે, હવા જગતના કલ્યાણ માટે જ વહે છે અને અગ્નિ પણ દુનિયાના આહાર-પોષણ માટે જ પ્રજળે છે. પ્રકૃતિનાં આ પરોપકારમય કાર્યો જોયા પછી પણ આપણે–જગતનાં સર્વશ્રેષ્ઠ પ્રાણી એવાં માનવો પાછળ રહીશું ખરાં? આપણે પણ આપણાં સાધનોનો સદુપયોગ પરોપકારમાં ન કરી શકીએ? ઉદારહૃદયી સાધુ પુરુષો આ કારણને લીધે જ પારકા માટે જીવતા હોય છે. આવા લોકો પારકા માટે પોતાના જીવનને પણ હોડમાં મૂકે છે. એક કવિએ યોગ્ય જ કહ્યું છે:

'परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्य. ।
परोपकाराय दूहंति गावः परोपकाराय इदं शरीरम् ॥'

'પરોપકાર માટે વૃક્ષો ફળ આપે છે, પરોપકાર માટે

નદીઓ વહે છે, પરોપકાર માટે ગાયો દૂધ આપે છે અને આ શરીર પણ પરોપકાર માટે (જ) છે'

આ દુનિયામાં જેમને માનવજન્મ મળ્યો છે, જેમને મનખાદેહરૂપી સર્વોત્તમ સાધન મળ્યું છે, મન, વચન, ધન અને બીજાં સાધનો પણ મળ્યાં છે, તેમની જો સાર્થકતા કરવી હોય તો પરોપકાર એ જ એકમાત્ર સર્વોત્તમ માર્ગ (ઉપાય) છે. જે મોક્ષ પ્રાપ્ત કરવાની ખરેખરી અભિલાષા રાખતો હોય, તેણે પોતાના શરીર, મન, વાણી (વચન), બુદ્ધિ અને સાંસારિક પદાર્થો પરનું મમત્વ છોડીને, 'स्वत्व'નું વિસર્જન કરીને 'બહુજનહિતાય બહુજનસુખાય' સમર્પી દેવું જોઈએ. આવી પરોપકારી વ્યક્તિ માટે દુનિયામાં કોઈ પારકા જેવું રહેતું જ નથી. તે સૌની બની જાય છે અને સૌ તેનું બની જાય છે. ત્રણે ય લોકમાં આવી વ્યક્તિ માટે કોઈપણ વસ્તુ દુર્લભ (અપ્રાપ્ય) રહેતી નથી. સંત તુલસીદાસે આ જ ભાવાર્થમાં લખ્યું છે:

'પરહિત બસ જિનકે મનમાહી,
તિન કંહ જગદુર્લભ કછુ નાંહી'

પરોપકારમાં જ સાચી માનવતા, સાચી માણસાઈ રહેલી છે. પરોપકાર વિનાના મનુષ્યત્વની કલ્પના કરવી, એ પણ મનુષ્યનો ઉપહાસ (મશ્કરી) છે. સંસ્કૃત ભાષાના જ્યોતિર્ધરોએ એટલા માટે 'परोपकारो ही मनुष्यत्वम्।'ની ઘોષણા કરી છે. જે માણસમાં પરોપકારની વૃત્તિ ન હોય, તેની માણસમાં ગણતરી કરવી તે પણ વાજબી નથી.

ખરેખર, પરોપકારમાં જે આનંદ છે, તે બીજે ક્યાંય નથી. એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે:

The luxury of, doing good surpasses every other enjoyment (બીજાંનું ભલું કરવાથી જે આનંદ મળી રહે છે, તે આનદ જ સર્વશ્રેષ્ઠ છે.)

જો હૃદયના ઊંડાણમાં ડૂબકી મારીને જોઈએ, તો આપણને સૂર્યના પ્રકાશ જેટલી જ સ્પષ્ટતાથી સમજાઈ જશે કે, 'પરોપકાર એક રીતે પોતાના પરનો જ ઉપકાર છે.' જે માણસ પરોપકાર કરે છે, તે પોતાના હૃદયમાં ભોંકાયેલો કાંટો કાઢે છે. પોતાના આત્માને વિશ્વવ્યાપક બનાવવો હોય તો પરોપકારનો રસ્તો લેવો જ પડે છે. પરોપકાર કરવો એમાં કોઈના પર અહેસાન નથી, પરંતુ પોતાના આત્માનો જ વિકાસ છે. જો પરોપકારનો રસ્તો અપનાવવામાં ન આવે, તો આપણી ઉદારતાનો, આપણી વિશાળતાનો અને આપણા હૃદયકમળની પાંખડીઓનો વિકાસ જ થઈ શકતો નથી આ અર્થ લેવા જઈએ, તો પરમાર્થ એ જ સ્વાર્થ છે, પરોપકાર એ જ સ્વ-ઉપકાર છે. જે વ્યક્તિ પોતાના આત્મામાં રહેલી અહંત્વ, અભિમાન અને અસ્મિતાની જડ ઉખાડવા ઇચ્છે છે, હું આ કરું છું, મેં પારકાનું કલ્યાણ કામ કર્યું, હું જગતનું ભલું કરું છું, એવી અહમવૃત્તિ અને અહંકારને નિર્મૂળ કરવા ઇચ્છે છે, તેના મોમાંથી તો 'પરોપકાર' જેવા શબ્દનું ઉચ્ચારણ પણ નથી થતું. આવી વ્યક્તિ તો પરાર્થ (પરમાર્થ) કે પરોપકારને જ પોતાના

સ્વાર્થ માનીને ચાલે છે તેનો સ્વાર્થ કે સ્વ-ઉપકાર જ એટલી બધી વિશદતા ધારણ કરે છે કે તેનું આ સ્વત્વ સમગ્ર વિશ્વમાં પ્રસરી જાય છે. તેમાં પછી પરત્વ નામની કોઈ વસ્તુ જ શેષ તરીકે રહેતી નથી. તત્ત્વજ્ઞાનીઓ એટલા માટે જ સારતત્ત્વની તારવણી કરી છે કે–

'He that does good to another, does good to himself' (જે પારકાનું ભલું કરે છે, તે પોતાનું જ ભલું કરે છે.)

આ જગતમાં ચાર પ્રકારનાં મનુષ્યો મળી આવે છે. આ ચારેયનો દેખાવ મનુષ્ય જેવો હોય છે, પરંતુ તેમના સ્વભાવમાં ઘણું જ અંતર હોય છે. તેમના હૃદયની ઉદારતા અને સંકુચિતતામાં તફાવત હોય છે, તેમના મનની ઊંચાઈ-નીચાઈમાં અંતર હોય છે. રાજયોગી મહાત્મા ભર્તૃહરિએ એક મર્મવેધક શબ્દચિત્ર આલેખતાં લખ્યું છેઃ

'एके सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थविरोधेन ये।
तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये
ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥'

'આ દુનિયા પર કેટલાક એવા ઉત્તમ સ્વભાવના સત્પુરુષો હોય છે કે જેમને અંગત સ્વાર્થ જેવું કંઈક હોતું નથી આવા સત્પુરુષો પોતાના ખાવા, પીવા અને પહેરવાની કંઈ જ ચિંતા કરતા નથી. તેમને પોતાના રહેઠાણ કે શરીરની પણ કંઈ જ પડી હોતી નથી. આવા

સત્પુરુષો પારકા માટે મરી ફીટવા તૈયાર હોય છે, પારકા માટે સર્વસ્વની ન્યોચ્છાવરી કરે છે. આવા લોકો પારકાના કલ્યાણમાં જ તન્મય બની જાય છે. આવા મહાપુરુષો ઉત્તમ કોટિના હોય છે. તીર્થંકરો, પેગંબરો, મહાપુરુષો, ઋષિઓ, મુનિઓ અને સાધુઓનો આ વર્ગમાં સમાવેશ થાય છે. બીજા કેટલાક પુરુષો એવા હોય છે જે જગત પાસેથી થોડુંક જ લઈને વધારેમાં વધારે આપવાનો પ્રયત્ન કરે છે, તેમની વૃત્તિઓ પરોપકારમાં જ પરોવાયેલી રહે છે આવા પુરુષો મધ્યમ કોટિના હોય છે. તેમની નજર સ્વાર્થ અને પરાર્થ (પરમાર્થ) બંને પર હોય છે. ત્રીજા વર્ગના કેટલાક પુરુષો એવા હોય છે કે જે જાણીજોઈને કોઈ દિવસ પરોપકારનું નામ જ લેતા નથી. આવા લોકો પોતાના સ્વાર્થને જ વધારે મહત્ત્વ આપે છે. કોઈક વખત કાકતાલીય ન્યાયાનુસાર તેમના હાથે પરોપકાર થઈ જાય છે ખરો. આ સંયોગોમાં આ લોકો લાચાર હોય છે. તેમના હૃદયમાં પરોપકારની સાચી ભાવના હોતી નથી. આવા લોકોની નજરે સ્વાર્થ મુખ્ય છે અને પરાર્થ (પરોપકાર) ગૌણ છે. આ લોકો સ્વાર્થનો ત્યાગ કરીને પરાર્થ પાછળ નહીં જ દોડે. આવા લોકો પરોપકાર (પરાર્થ) કરે છે, તે પણ પોતાના સ્વાર્થ માટે. નામના માટે, પ્રતિષ્ઠા માટે અને વાહ વાહ માટે. સ્વાર્થ પત્યા પછી આવા લોકો પરોપકારનું નામ પણ લેતા નથી. પોતાનો સ્વાર્થ ન સધાતો હોય, તો પરોપકારને ગળાટૂંપો દેવા પણ આ લોકો તૈયાર હોય છે.

ચોથા વર્ગના પુરુષો નથી તો પોતાનો સ્વાર્થ સાધી શકતા કે નથી પરાર્થ (પરોપકાર) કરી શકતા. આવા લોકો પોતાનો સ્વાર્થ ન સધાય ત્યારે પરાર્થનો નાશ કરવાનો કે તેમાં ખલેલ પહોંચાડવાનો પ્રયત્ન કરે છે. આવા મનુષ્યોમાં વિચાર કરવા જેટલી બુદ્ધિ જ હોતી નથી. પોતાને ન મળવાનું હોય, તો તે બીજાને પણ ન મળે એવી પેરવી કરતાં આ વર્ગ ખંચકાતો નથી. ભર્તૃહરિ કહે છે કે, 'આવા લોકોને મારે શું નામ આપવું? તેમની આગળ કયાં વિશેષણો વાપરવાં? મને કંઈ પણ સૂઝતું નથી.'

ખરેખર, ઉપરના શ્લોકમાં મનુષ્યના હૃદયનુ ખૂબ જ સુંદર રીતે પૃથક્કરણ કરવામાં આવ્યું છે. હવે આપણે પૂરેપૂરો વિચાર કરીને આ ચાર પ્રકારોમાંથી એકની પસંદગી કરવાની છે. મને લાગે છે કે આપ ઉત્તમ કોટિની જ પસંદગી કરશો. આપ ઉત્તમ કોટિના થવા માટે પ્રયત્નશીલ પણ રહેશો જ. પરંતુ આપનો આત્મા પર લાગેલો સ્વત્વ, મોહ અને મમતાનો લેપ, આપના હૃદય પર છવાયેલું આસક્તિનું આવરણ અને આપની બુદ્ધિ પર કબજો જમાવીને બેઠેલો અહંકારનો અંધકાર આપને એકદમ ઉત્તમ કોટિના સત્પુરુષ નહીં જ થવા દે. આ લેપ, આવરણ અને અંધકારનું પડ એટલું બધું ઘેરું છે કે તેને ઉખાડવા માટે તમારે મહેનત લેવી પડશે. પરંતુ માણસ જો આ રસ્તે જવાનો પાકો નિર્ણય કરી લે, તો તેના માટે ઉત્તમ કોટિના સત્પુરુષ થવાનું કાર્ય મુશ્કેલ નથી. મહાત્મા ગાંધીજીએ

જ્યારે રાષ્ટ્ર માટે તન, મન અને ધનનું સમર્પણુ કરવાનો સંકલ્પ કર્યો, દેશના કલ્યાણુ માટે પોતાનુ સર્વસ્વ ન્યોચ્છાવર કરવાની પ્રતિજ્ઞા લીધી, ત્યારે તેમને કોઈ જ મુશ્કેલી ન નડી. ગમે તેવાં વિઘ્નો પણુ તેમના માર્ગને અવરોધી ન શક્યાં. ગાંધીજીએ પોતે જ પોતાના હસ્તાક્ષરમાં (ઓટોગ્રાફ) આપતાં એક જગ્યાએ લખ્યું છે: It does not cost to be kird (પરોપકારી–દયાળુ બનવા માટે કંઈ કીમત આપવી પડતી નથી). ગાંધીજી પોતે પરોપકાર કરવામાં આનંદ માનતા હતા અને પરોપકારને પોતાની સાધનાનુ એક ઉત્કૃષ્ટ સાધન માનતા હતા. મહાત્માજી કેવળ ભારત રાષ્ટ્ર સાથે જ નહીં, પરંતુ સમગ્ર વિશ્વ સાથે વિશ્વબંધુત્વની સ્થાપના માટે તન, મન, વાણી, બુદ્ધિ અને ધનનો ઉપયોગ થાય એમ ઈચ્છા રાખતા હતા. આ કારણુને લીધે જ તેઓ વિશ્વવંદ્ય અને લોકપ્રિય બની શક્યા. હજારો બુદ્ધિશાળી પુરુષોએ તેમના માર્ગદર્શનનો લાભ લીધો. તેમના પરાર્થ કાર્યની સુવાસ લાખો–કરોડો લોકોના અંતઃકરણ સુધી ફેલાઈ ગઈ હતી.

ભગવાન મહાવીર, મહાત્મા બુદ્ધ, મર્યાદાપુરુષોત્તમ રામ, કર્મયોગી શ્રીકૃષ્ણુ અન પ્રેમસિંધુ ઈસુ ખ્રિસ્ત–આ બધા મહાપુરુષોએ પરોપકારમાં જ જિંદગી ખર્ચી નાખી હતી. આ ભારતભૂમિ પર હજારો તીર્થંકરો થઈ ગયા, પેગંબરો થઈ ગયા, ઋષિઓ, મુનિઓ અને સંતો થઈ ગયા. આ બધા પરોપકારની પગદંડી પર ચાલતા હતા.

તેમનાં જીવન પરોપકારને લીધે જ કૃતાર્થ થઈ ગયાં. ભારતની માટીમાં જ એવી તાકાત છે કે તેમાં એકએકથી ચડિયાતા પરોપકારી પુરુષો પાક્યા છે. પરોપકારના પાઠ ભણવા માટે આ લોકોને કોઈ પાઠશાળામાં જવું પડતું નથી. તેમને ક્યાંય પરોપકારની 'ટ્રેનિંગ' (કેળવણી) લેવી પડી નથી. આપમેળે સ્ફૂરેલો પરોપકાર જ તેમનું જીવનામૃત બની ગયો હતો. તેમના રોમેરોમમાં પરોપકારનું પીયૂષ વહેતું હતું. આ બધા મહાપુરુષોએ તેમના હૃદયમાં રહેલા આત્મદેવતાને પરોપકાર વડે જાગ્રત કર્યો હતો.

પરંતુ આપણા કમનસીબે આજે ભારતભૂમિ પર ફરીથી સ્વાર્થનાં વાદળ ઘેરાવા લાગ્યાં છે, લોકોના માનસમાં મમતાની વૈતરણી વહેવા માંડી છે, લોકોના હૃદયમાં અહંકારનો કાળો નાગ ફૂંફાડા મારે છે, આસક્તિની પૂતના રાક્ષસી બુદ્ધિનું સત્ત્વ ચૂંથે છે, મૂર્છાની માયાવિની વાણીને સંકુચિત, કર્કશ અને સ્વાર્થમય બનાવે છે અને મમત્વનું ઝેર પાંચેય ઇંદ્રિયો અને શરીરમાં ઝડપથી ફેલાઈને ઇંદ્રિયો અને શરીરના પરાર્થ (પરોપકારવિષયક) વ્યાપારનું નિકંદન કાઢે છે. ભારતભૂમિ પર પાશ્ચાત્ય વિચારના કુસંસ્કારોએ આક્રમણ કર્યું છે. લોકોના મગજમાં સ્વાર્થની ભાવનાએ ઘર કર્યું છે. લગભગ બસો વર્ષ જેટલી ગુલામીએ ભારતના સારા સંસ્કારોને ભૂંસી નાખ્યા છે. પરોપકાર વૃત્તિ, અતિથિ-સત્કાર, પડોશીધર્મ, ગ્રામધર્મ, નગરધર્મ અને રાષ્ટ્રધર્મના સંસ્કારો પર પાશ્ચાત્ય વિચારસરણીએ કાળું પોતું ફેરવી

દીધું છે પરિણામે આજે આપણે જોઈ શકીએ છીએ કે સૌ પોતપોતાની પંચાતમાં પડ્યાં છે. બધા ચિંતા કરે છે પોતપોતાની ખીચડી રાંધવાની. પોતાના કુટુંબથી આગળનો વિચાર કે ચિંતા કરવાની કોઈને પડી જ નથી. કેટલાક લોકો તો એવા પણ છે કે જેમને પોતાના સાડાત્રણ હાથના શરીરની જ પડી છે. આ લોકોને પોતાના કુટુંબની પણ પડી નથી. આ સ્થિતિ ભારતવર્ષ માટે કમનસીબીની છે, ભયાવહ છે, વિનાશકારી છે. આવા સંયોગોમાં તંગદિલીનાં મૂળ મજબૂત બને છે. માણસ સહેજ આગળ વધશે, તો પોતાની જ્ઞાતિ કે પેટાજ્ઞાતિ માટે કંઈક કરશે. તેનાથી પણ આગળ વધશે, તો સંપ્રદાય કે ધર્મ માટે કંઈક ઉદારતા બતાવશે આ બધું પરોપકારનું નાટક છે. સાચો પરોપકાર નથી. આપણે જ્યાં પરોપકારની મર્યાદા બાંધીએ છીએ, આપણી માન્યતાનું 'લેબલ' જોઈને જ કંઈક કરવા તૈયાર થઈએ છીએ, ત્યાં પરોપકાર જેવું કંઈ જ રહેતું નથી; સ્ત્ર-ઉપકાર જેવું પણ કંઈ જ રહેતું નથી, સહેજ કડક ભાષા વાપરીએ, તો તેમાં આપણા મમત્વ અને અહંતાનું પોષણ હોય છે. પરોપકારમાં સરહદબંધી ન હોય કે સીમારેખા પણ ન દોરાય. પરોપકારમાં 'લેબલ' જોઈને આગળ ન વધાય કે 'સાઈનબોર્ડ' જોઈને કામ ન થાય. પરોપકારમાં તો હૃદયના બધા જ આગળા ખુલ્લા મુકાવા જોઈએ, બુદ્ધિ પરનાં બધાં જ પડળ દૂર થવાં જોઈએ, વાણીનો બધો જ સ્રોત વહેતો થવો જોઈએ અને ઇંદ્રિયોના

વ્યાપારને પારકાંની સેવામા ઓતપ્રોત કરી દેવો જોઈએ. શું પ્રકૃતિ(કુદરત)ની બધી જ વસ્તુઓ સીમારેખા દોરીને બીજાં માટે વ્યાપાર કરતી હોય છે કે પોતાની પ્રવૃત્તિ કરતી હોય છે? 'વ્યાપાર' અને 'પ્રવૃત્તિ' આ બે શબ્દોને અહીં વિશિષ્ટ અર્થમાં વાપરવામાં આવ્યા છે. ત્યાં નાત–જાત, ધર્મ–સંપ્રદાય કે દેશ–વેશના ભેદભાવ હોતા નથી. પ્રકૃતિ પોતાનાં બારણાં સૌ કોઈ માટે ખુલ્લાં મૂકી દે છે. પછી કેવળ માણસ જ શા માટે એવો વિચાર કરે છે કે હું મારી જાત માટે, મારાં પોતાનાં માણસો માટે અમુક વસ્તુનો ભોગ આપીશ અને પારકા માટે કે પારકાનાં માણસો માટે કોઈ જ વસ્તુનો ભોગ નહીં આપું? શું આ સ્વાર્થસાધનાનો જ એક પ્રકાર નથી?

માણસ પોતે જ સમગ્ર વિશ્વ સુધી કે વિશ્વનાં સમગ્ર રાષ્ટ્રો સુધી ન પહોંચી શકે એમ બની શકે ખરું. વિશ્વનાં બધાં જ પ્રાણીઓનો સંપર્ક પણ તે પોતે ન સાધી શકે. પરંતુ માણસના વિચારો, તેની બુદ્ધિ અને તેનું હૃદય તો એટલાં વિશાળ, ઉદાર અને વ્યાપક હોવાં જોઈએ કે તેમાં સમગ્ર વિશ્વનો સમાવેશ થઈ શકે. તેણે બુદ્ધિથી આ જ પ્રમાણે વિચાર કરવો જોઈએ, મનથી આ જ પ્રમાણે મનન કરવું જોઈએ, શબ્દોથી આ જ પ્રમાણે વર્ણન કરવું જોઈએ, હૃદયથી આ જ પ્રમાણે નિદિધ્યાસન કરવું જોઈએ અને ઇંદ્રિયોથી આ જ પ્રમાણે વ્યાપાર કરવો જોઈએ કે, જે પ્રાણી કે મનુષ્ય મારા સંપર્કમાં આવે, જે કોઈ મનુષ્ય

કે પ્રાણીના સંપર્કમાં હું આવું, તે સૌનું મારી મારફત કલ્યાણ થાઓ, ભલું થાઓ, શુભ થાઓ; તેમનાં જીવન સુખી, સ્વસ્થ અને નિર્વિકાર બનો!' આપણે આપણાં મન, વાણી, બુદ્ધિ, હૃદય અને ઇંદ્રિયો પરથી થોડીક પણ સંકુચિતતા દૂર ન કરી શકીએ? જે માણસ આટલી મન, વાણી, બુદ્ધિ અને હૃદયની સંકુચિતતા દૂર કરી શકતો નથી, જે કેવળ પોતાનો જ વિચાર કરે છે, તેના જીવનમાં ચમક કેવી રીતે આવી શકવાની છે? તેનું જીવન ઊંચાં શિખરો કેવી રીતે સર કરી શકવાનું છે? તે ભલે કોઈ સંપ્રદાયનો અનુયાયી હોય, કોઈ ધર્મમાં શ્રદ્ધા રાખતો હોય, નરક, પુનર્જન્મ અને મહાપુરુષોનાં વચનોમાં શ્રદ્ધા ધરાવતો હોય; તે ભલે ધાર્મિક ક્રિયાકાંડોમાં રાતદિવસ ડૂબેલો રહેતો હોય, લાંબાંલાંબાં ભાષણો આપતો હોય, પોતાની જ્ઞાતિ, પ્રાંત, ભાષા અને દેશ માટે પરસેવો પાડતો હોય; પરંતુ જો તેનામાં પરોપકારની, મર્યાદાબંધીના અભાવની, સીમારેખાના અભાવની અને 'લેબલ' અને 'સાઈન બોર્ડ'ના અભાવની ભાવના નહીં પ્રગટે, તેની ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને વાણી સંપર્કમાં આવનાર કોઈ પણ પ્રાણી અને મનુષ્ય પ્રત્યેના કલ્યાણમાં ન લાગતી હોય, તો તેની આ ઉપાસના, શ્રદ્ધા, ક્રિયાકાંડપરાયણતા, ભાષણ અને જ્ઞાતિ માટે કરેલી મહેનત નિરર્થક છે, નિષ્પ્રાણ છે, નિર્જીવ છે.

હવે તો આપ સમજી શકયા હશો કે માનવજીવનમાં

પરમાર્થ પરોપકારની કેટલી કીમત છે. પરમાર્થ વિનાનું માનવજીવન નિઃસાર છે, નિરર્થક છે.

આપ જાણો છો કે આપણું આ શરીર પણ નાશવંત છે. તે વહેલું મોડું એક દિવસ માટી ભેગું થવાનું છે. આપણી બધી ઇંદ્રિયોનો પણ આપણા શરીરના નાશની સાથે નાશ થવાનો છે. આપણી બુદ્ધિની વિચાર કરવાની શક્તિ, આપણા મનની મનન કરવાની શક્તિ, આપણા હૃદયની નિદિધ્યાસન કરવાની શક્તિ, આપણી વાણીની બોલવાની ક્ષમતા—આ બધું જ જે દિવસે શરીરનો નાશ થશે, તે દિવસે નાશ પામવાનું છે. આપણે જે સાધનસામગ્રી એકઠી કરી છે, ધનના ઢગલાનો સંગ્રહ કર્યો છે, કાવાદાવા કરીને મોટાંમોટાં તોતિંગ સાધનો વસાવ્યાં છે—આ બધી વસ્તુઓ પણ શું કાયમ રહેવાની છે કે પરલોકમાં આપણી સાથે આવવાની છે? આપણા સૌનો એક સરખો અનુભવ છે કે આ બધું અહીં જ રહેવાનું છે. ત્યારબાદ આપણી સમક્ષ આ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે—જ્યારે આપણો આત્મા પરલોક જવા વિદાય થશે, ત્યારે સાથે શું લઈ જઈશું ? શરીર, મન, બુદ્ધિ, ઇન્દ્રિયો, સાધનસામગ્રી, ધન કે બીજી વસ્તુઓ—આમાંથી આપણી સાથે શું આવવાનું છે? આપ કહેશો કે, આ વસ્તુઓ કે સાધનો ભલે સાથે ન આવે, પરંતુ પાપપુણ્ય તો સાથે આવશે જ ને?

હું આપને આ જ કહેતો હતો કે જો આ બધી વસ્તુઓ અહીં જ રહેવાની હોય, તો આ વસ્તુઓથી સારામાં

સારાં કામ કરીને, તેમનો સારામાં સારો ઉપયોગ કરીને આપણી સાથે પુણ્યની થેલી શા માટે ન લઈ જવી? આ જ સાધનોથી પાપનાં પોટલાં બાંધીને પરલોકમાં લઈ જઈને શા માટે દુ:ખી થવું? ભારતનો એક સામાન્ય માણસ પણ એટલું તો સમજી શકે છે કે જેવાં જેનાં કાર્ય હશે, તે પ્રમાણે તેની ગતિ થશે, આગળ સાધનો મળશે અને તે પ્રમાણે ગતિ પણ મળશે. ત્યારે પછી સારાં કાર્યો કરીને અને આપણાં સાધનોનો બીજાંના કલ્યાણ માટે સારામાં સારો ઉપયોગ કરીને શા માટે પરલોકમાં પુણ્યપુંજ ન લઈ જવો? પરલોકની વાત જવા દઈએ. પરલોક તો હજુ પરોક્ષ છે. આ લોકમાં પણ પારકાનું ભલું કરીને જીવનારો અને પરોપકારમાં મસ્ત રહેનારો માણસ સુખ, સંતોષ અને આનંદનો અનુભવ કરે છે. તેને પરોપકાર કરવામાં જ, પરાર્થ (પરમાર્થ) જીવન જીવવામાં જ સ્વર્ગીય આનંદનો અનુભવ થાય છે. પારકાના આનંદમાં જ તેને પોતાના આનંદનાં દર્શન થાય છે. પરંતુ આ લોકમાં જ જે પોતાનો સ્વાર્થ જોઈને આગળ વધે છે, કાચબાની જેમ સંકોડાઈને આગળ વધે છે અને પારકાની સહેજ પણ પરવા કરતો નથી, તે માણસ સુખી થઈ શકે છે ખરો? તેને સનાતન સુખ કે વાસ્તવિક સુખની પ્રાપ્તિ થાય છે ખરી? અનુભવ કહી જાય છે કે પોતાના સ્વાર્થમાં જ રત રહેનાર માણસને ન તો કુટુંબમાં સુખ હોય છે, ન જ્ઞાતિમાં સુખ હોય છે, ન સમાજમાં સુખ હોય છે કે

ન રાષ્ટ્રમાં સુખ હોય છે. તેની પાછળ ચિંતાઓનો કાફલો હોય છે. તે માણસોને સાધનો કે પૈસા મેળવવાની, તેનું રક્ષણ કરવાની અને તેનો ઉપયોગ કરવાની ચિંતા રહ્યા કરે છે. આવો સ્વાર્થી માણસ ન તો કુટુંબીજનોને ખુશ કરી શકે છે કે ન તો પડોશીઓ કે જ્ઞાતિનાં માણસોને ખુશ કરી શકે છે! લોકોની તરડાયેલી આંખો અને ખેંચાયેલી ભ્રકુટિઓની અવગણના કરીને તે પોતાની જાતને ભલે સંતોષી અને સુખી માની બેસે; પરંતુ સાચું જોતાં આવો લોભી, સ્વાર્થી અને અભિમાની મનુષ્ય સંતોષી કે સુખી થઈ જ શકતો નથી. આવા માણસ પાસે થોડોક સમય માટે પૈસાની ગરમી રહે કે સાધન-સામગ્રીમાં વધારો થાય એમ અને આ પૈસાના જોરે તે બીજા માણસોને ખરીદી પણ શકે કે પૈસા આપીને પોતાની સેવાચાકરી પણ કરાવે આમ થયા પછી પણ તેની સંકુચિત, સ્વાર્થી અને અભિમાની મનોવૃત્તિને લીધે આ માણસો તેની સાથે ટકશે નહીં, ટકશે તોપણ કામચોરી કરશે. આવા માણસો આજીવિકા ચાલુ રાખવા જેટલું જ કામ કરશે. પેલા શેઠજી પોતાના માણસો માટે બળાપો કર્યા જ કરશે. તેમના મનને નિશ્ચિંતતા નહીં જ હોય. કહેવાનું તાત્પર્ય એ છે કે આવા સંયોગોમાં પણ તે સાચા સુખનો આસ્વાદ તો નહીં જ માણી શકે. તેમને સાચો આનંદ તો ત્યારે જ મળી શકે કે જ્યારે તેમનું મન બદલાય, દિલ ઉદાર થાય અને પરોપકારની ભાવના કેળવાય.

અઢારે પુરાણો લખાઈ ગયા પછી વ્યાસજીને પૂછવામાં આવ્યું : 'આ પુરાણોનો સાર શો છે? આ અઢાર પુરાણો લખીને આપ શું કર્તવ્યાકર્તવ્યનો નિર્દેશ કરવા ઇચ્છો છો? આમાં માનવજીવન માટે સારરૂપ ગ્રાહ્ય વસ્તુ કઈ છે?'

વ્યાસજીએ એક જ શ્લોકમાં જવાબ આપી દીધો :

'अष्टादशपुराणेषु व्यासस्य वचनद्वयम् ।
परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥'

'અઢાર પુરાણોમાં વ્યાસજીનાં બે જ વચનો સારરૂપ છે: (૧) પુણ્યપ્રાપ્તિ માટે પરોપકાર કરવો અને (૨) પાપસંગ્રહ માટે પારકાને દુઃખ આપવું.'

જો બધાં જ માણસો આટલાં શાસ્ત્રો, આટલાં પુરાણો, આટલા વેદ અને આટલાં સૂત્રો ન ગોખતાં કેવળ આ બે વચનોને જ યાદ રાખે, તોય બસ છે. આમાંથી એક નિષેધાત્મક છે અને બીજું વિધેયાત્મક છે. પારકાને દુઃખ ન પહોંચાડવું અને બની શકે તેટલો પરોપકાર કરવો.

કેટલાક લોકોની એવી માન્યતા હોય છે કે પરોપકાર કેવળ પૈસાથી જ થઈ શકે છે. પરંતુ આ માન્યતા ભ્રામક છે. પૈસા સિવાય શરીરથી, મનથી, બુદ્ધિથી, વાણીથી અને અન્ય સાધનોથી પણ પરોપકાર થઈ શકે છે.

સારાં કાર્યોમા પૈસો વાપરવો, ગરીબો અને નિરાધારોને મદદ કરવી, અન્ન, વસ્ત્ર અને દવાઓ આપવી અને

આવશ્યકતા હોય તેમને બીજાં સાધનો આપવાં આ બધાં પરોપકારનાં કાર્યો ધન અને સાધનોથી કરી શકાય છે.

કોઈ માંદા કે વૃદ્ધની શરીરથી સેવા કરવી, કોઈ અશક્તને મદદ કરવી, શરીરશ્રમ કરીને લોકોનું ભલું કરવું, કોઈને શારીરિક મદદની જરૂર હોય તો આપવી–આ બધાં પરોપકારનાં કાર્યો શરીરથી કરી શકાય છે.

આપણી બુદ્ધિથી કોઈનું ભલું કરવું, કોઈને યોગ્ય માર્ગદર્શન આપવું, યોગ્ય સલાહ આપવી, પ્રેરણા આપવી, શંકાશીલ માણસોની શંકાનું નીરસન કરવું, ઉવેખાયેલાં માણસોને યોગ્ય રસ્તે દોરવાં, કોઈ સ્ત્રી કે પુરુષને અવળા રસ્તેથી સીધા રસ્તે લાવવાં, બે ભાઈઓ અંદરોઅંદર લડતા હોય અને કચેરીમાં નકામાં નાણાં વેડફી દેતા હોય તેમને સમજાવીને સમાધાન કરાવવું, સમાજ, જ્ઞાતિ, દેશ કે કુટુંબમાં જે ખરાબ રિવાજો હોય તેમને સમજાવટથી દેશવટો અપાવવો, નકામા ખર્ચા ઓછા કરાવવા–આ બધાં પરોપકારનાં કાર્યો બુદ્ધિથી થઈ શકે છે.

કોઈ દુઃખી ભાઈ–બહેનને દિલાસો અને આશ્વાસન આપવું, જેના પર આપણા શબ્દોની અસર થઈ શકે તેમ હોય તેને કહીને મદદ અપાવવી, માંદા માણસને ધીરજના બે શબ્દો કહેવા–આ બધો પરોપકાર વાણીથી થાય છે.

મનથી વિશ્વ, સમાજ અને પ્રાણી માત્રના કલ્યાણનું ચિંતન કરવું, વિશ્વકલ્યાણનો વિચાર કરવો, જગતના કલ્યાણનું ચિંતન કરવું–આ પરોપકાર મનથી થાય છે.

આ જ રીતે પાંચેય ઇંદ્રિયો દ્વારા પણ પરોપકાર થઈ શકે છે. કર્ણેન્દ્રિય દ્વારા કોઈ ગરીબ દુઃખીનો આર્તનાદ સાંભળીને મદદ કરવી, ચક્ષુ દ્વારા કોઈ પીડિત કે શોષિત વ્યક્તિને જોઈને તેને મદદ કરવાનો પ્રયત્ન કરવો, ઘ્રાણેન્દ્રિય દ્વારા જ્યાં દુર્ગંધ કે સડો હોય, ત્યાંથી માણસોને સુરક્ષિત સ્થળે ખસેડવામાં મદદ કરવી, જિહ્વા દ્વારા સડેલી કે વાસી વસ્તુને ચાખીને કે બીજાંના પેટમાં ન જાય તેવો પ્રયત્ન કરવો અને સ્પર્શેન્દ્રિય દ્વારા શરીરની જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોનો સદુપયોગ કરવાની પ્રેરણા આપવી.

પરોપકાર વિશે ખૂબ જ લંબાણથી કહેવામાં આવ્યું છે, એક જ વાક્યમાં કહેવું હોય તો પરોપકાર જ માનવજીવનની સાચી નિશાની છે. જે માણસ પરોપકારથી વંચિત રહે છે, તે જીવનની સફળતાથી પણ વંચિત રહે છે એટલે ક્ષણેક્ષણે આપણાં હૃદય. મન, બુદ્ધિ, વાણી અને ઇંદ્રિયોમાં પરોપકારનું પીયૂષ વહેતું રહેવું જોઈએ. આ રીતે પળેપળે પરોપકારનુ પીયૂષ વહેતું રહે, તો જ આપણે આપણા ઐહિક અને પારલૌકિક જીવનને સફળ કરી શકીએ.



## ગુજરાતી સાહિત્યનાં સર્વ શ્રેષ્ઠ પ્રકાશનો

| | | |
|---|---|---|
| જીવન જીવવાની કળા | વીઠલદાસ મોદી | ૨/૨૫ |
| મહાભારત | દિનુભાઈ જોષી | ૧૦/૨૫ |
| રામાયણ | ,, | ૬/૨૫ |
| ભાગવત | ,, | ૮/૨૫ |
| મહાકવીઓની પ્રસાદી- ખંડ, ૧-૨ | ,, | ૧૨/૫૦ |
| વિજ્ઞાન કથા | ,, | ૭/૫૦ |
| ખોવાયેલી દુનિયા | મહા પંડિત રાહુલ | ૪/૦૦ |
| વિધિના લેખ | ધ્રૂવકુમાર કચ્છી | ૨/૨૫ |
| લીના | અશ્વીનકુમાર વ્યાસ | ૪/૨૫ |
| ઓયેરં | રાજેન્દ્ર શર્મા | ૪/૦૦ |
| એક બકરાની આત્મ કથા | હરીષ નાયક | ૩/૯૦ |
| વૈશાખી વાદળ | નંદકુમાર પાઠક | ૫/૦૦ |
| રંગમહેલ | ધીરજલાલ ગજ્જર | ૪/૨૫ |
| જીવન એક નાટક | મન્મથરાય | ૧/૭૫ |
| વકીલના અસીલ બીજા નાટકો | બકુલ જોષીપુરા | ૨/૦૦ |
| યોગ્ય સ્થાને મૂકો | ,, | ૦/૩૦ |
| યૌવન | સંતબાલ | ૨/૦૦ |
| નારીના ચરણે | ધીરજલાલ ગજ્જર | ૧/૦૦ |
| ભક્તિસાગર | અભરામ ભગત | ૨/૦૦ |



# આભાર

આ સુંદર પ્રકાશન કરવા માટે નીચે જણાવેલા અગાઉથી ગ્રાહક થનારા માનવંત સાહિત્યપ્રેમી અને સંસ્કૃતિની ભાવનાવાળા સદ્‌ગૃહસ્થો તથા મજલ શ્રાવક સંઘનો અમે આભાર માનીએ છીએ :-

| | | |
|---|---|---|
| ૧૮૦ | શાહ ચીમનલાલ રિખવચંદ ધનલક્ષ્મી મારકેટ, | અમદાવાદ-૨ |
| ૯૦ | શાહ ધીંગડમલ ચંદનમલ પન્સોડરાય મારકેટ, | ,, |
| ૯૦ | શાહ ભીમરાજજી સુરજમલજી સાલેચા, | મજલ (રાજસ્થાન) |
| ૯૦ | શાહ પ્રેમરાજજી ચુનીલાલજી સાલેચા, | મજલ ,, |
| ૪૫ | શાહ મીસરીમલજી હિંદુજી સાલેચા, | મજલ ,, |
| ૪૫ | શાહ વછરાજજી લાલચંદજી સાલેચા, | મજલ ,, |
| ૪૫ | મુથા ભીમરાજજી મીસરીમલજી શ્રીશ્રીમાલ | મજલ ,, |
| ૪૫ | મુથા ખીમરાજજી ગેનાજી શ્રીશ્રીમાલ, | મજલ ,, |
| ૪૫ | શાહ લાલચંદજી છગનલાલજી કવાડ | મજલ ,, |
| ૪૫ | મુથા ચંપાલાલજી છગનલાલજી C/o. છોગાજી | મજલ ,, |
| ૨૨–૫૦ | શાહ કેસરીમલજી મગરાજજી સાલેચા | મજલ ,, |
| ૨૨–૫૦ | શાહ શીવરાજજી પરતાપમલજી સાલેચા | મજલ ,, |
| ૨૨–૫૦ | મુથા વાઘમલજી વેલાજી શ્રીશ્રીમાલ | મજલ ,, |
| ૨૨–૫૦ | શાહ ભીખમચંદજી દેવાજી શ્રીશ્રીમાલ | મજલ ,, |
| ૨૨–૫૦ | શાહ મગરાજજી વરદાજી સોલંકી | મજલ ,, |
| ૧૩–૫૦ | શાહ મોહનલાલજી હસ્તીમલજી સાલેચા | મજલ ,, |
| ૯–૦૦ | શાહ વસ્તીમલજી મોહનલાલજી કોઠારી | મજલ ,, |
| ૯–૦૦ | શાહ માંગીલાલજી વેલાજી શ્રીશ્રીમાલ | મજલ ,, |
| ૯–૦૦ | શાહ મીસરીમલજી હીરાચંદજી નાગોત્રા | મજલ ,, |
| ૪–૫૦ | શાહ તારાચંદજી દેવાજી શ્રીશ્રીમાલ | મજલ ,, |
| ૪–૫૦ | શાહ ગુણેશમલજી હીરાજી સાલેચા | મજલ ,, |
| ૩૦–૦૦ | એક ગુપ્તદાની, ખંડપ | |